# અ ર્પ ણ

સાહિત્ય જગતમાં પોતાની સુવાસ ફેલાવી,
રાજપૂત કોમના પરમ હિતચિંતક બની,
સંસ્કાર, સદાચાર અને સેવા દ્વારા જીવનસાફલ્ય સાધી,
ભર યુવાવસ્થામાં જીવનલીલા સંકેલી જનાર
મહીડા કુળદીપક
**સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાને**
તેમનાં
સ ગાં વ હા લાં,
સ્નેહીસંબંધી,
મિત્રો અને પ્ર શં સ કો
તરફથી
ભાવભરી શ્રાદ્ધાંજલિ સાથે.

# પ્રકાશકના બે બોલ

જેમની છત્રછાયામાં હું નિશ્ચિંત બની રહ્યો હતો તેમનો સ્મારકગ્રંથ પ્રગટ કરવાનો વખત આવે એ કેવો દુઃખદ પ્રસંગ ?

સ્વર્ગસ્થ અનેકના મિત્ર હતા, તેમના સંખ્યાબંધ સ્નેહીઓએ દિલાસાપત્રો લખી તેમને સ્નેહાંજલી અર્પી છે. મારા તો એ વડીલ બંધુ. મારા પ્રત્યેનો તેમનો વાત્સલ્યભાવ અદ્ભૂત હતો. એ વાત્સલ્યે તેમનું નામ અમર રહે એવું કંઇક કરવા મને પ્રેર્યો. એ પ્રેરણાના પરિણામે આ સ્મારકગ્રંથ આજે પ્રગટ થાય છે.

સ્વર્ગસ્થની યાદગીરી જાળવી રાખવા માટે ' મહીડા સ્મારક-ફંડ 'ની યોજના થઈ છે. સ્વર્ગસ્થના સગા સંબંધીઓ, સ્નેહી મિત્રો અને પ્રશંસકોએ એ ફાળામાં પોતાનો હિસ્સો આપીને સ્વર્ગસ્થ પ્રત્યેનો પોતાનો પ્રેમ દર્શાવ્યો છે. આ યોજનાનો અમલ પ્રથમ આ સ્મારકગ્રંથથી થાય છે.

સ્મારકગ્રંથ અનેક શુભેચ્છકોના સહકારને આભારી છે. એનું સંયોજન સ્વીકારીને શ્રી. તારાચંદ્ર પો. અડાલજાએ સ્વ. પ્રત્યેનો પોતાનો મિત્રધર્મ બજાવ્યો છે, પોતાના અમુલ્ય સમયનો ભોગ

આપીને સંસ્મરણો લખી મોકલાવીને સ્વર્ગસ્થ તરફ મમતા ધરાવનારા રાજામહારાજાઓ, ઠાકોર સાહેબો, જમીનદારો, અમલદારો, વેપારીઓ, કવિઓ, લેખકો અને સાહિત્યકારોએ સ્વર્ગસ્થ માટેના પોતાના સંસ્મરણો લખી મોકલીને સ્વ. પ્રત્યેનો પોતાનો સદ્દભાવ દર્શાવ્યો છે, અને શુભેચ્છકોએ જરૂરી સૂચનાઓ આપીને સ્મારકગ્રંથની ઉપયોગીતામાં ઉમેરો કર્યો છે.

સ્વર્ગસ્થને સાહિત્યનો જબરો નાદ લાગ્યો હતો. તેમનું જીવન સાહિત્યમય હતું એમ કહીએ તો પણ ચાલે. તેમની કેટલીક સાહિત્યકૃતિઓ કાવ્યો, લેખો, વાર્તાઓ વિગેરે આ ગ્રંથમાં પ્રગટ કરવામાં આવ્યા છે તે ઉપરથી તેમના સાહિત્યશોખની પ્રતીતિ થાય છે.

આ ગ્રંથના આરંભમાં આપેલ 'જીવન પરિચય' સ્વર્ગસ્થના જીવન વિષે માહિતી પુરી પાડશે, અને છેવટે આપેલો 'માંડવી રાજ્યનો ઇતિહાસ' મહીડા વંશના ગૌરવ ઉપર પ્રકાશ પાડી ઇતિહાસના શોખીનોને ઉપયોગી સાહિત્ય પુરૂં પાડશે એવી શ્રદ્ધા છે.

વિવિધ સામગ્રીવાળો આ ગ્રંથ સ્વર્ગસ્થના સુંદર સંભારણારૂપ નીવડશે તો તે માટે લીધેલો શ્રમ સફળ થશે.

છેવટે સ્મારકફંડમાં નાણા ભરનારા સજ્જનોનો, સંસ્મરણો તથા સૂચનાઓ મોકલનારાઓનો અને ગ્રંથ અંગેનું તમામ કામકાજ સંભાળી લેવા માટે શ્રી. તારાચંદ્ર પો. અડાલજાનો અમે આભાર માનીએ છીએ, અને અમારા સ્વર્ગસ્થ વડીલ બંધુના આત્માને 'ફુલ નહિ તો ફુલની પાંખડી' એ ન્યાયે આ સ્મારકગ્રંથ દ્વારા શ્રદ્ધાંજલી અર્પણ કરી કૃતકૃત્ય થઇએ છીએ.

નરેન્દ્રસિંહ

# નિવેદન

સ્વ. શ્રી મોતીસિંહજી સાંભરે છે ને હૈયું ભરાઇ આવે છે. એમના વિષે કંઇ પણ લખવા બેસીએ ત્યારે કલમ પણ અમારાં હૃદયની માફક ઢીલી બની જાય છે.

એમના વિષે શું લખીએ અને શું ન લખીએ? આ ગ્રંથમાં પ્રગટ થયેલા સંસ્મરણોમાં એમનાં સગાં સંબંધીઓએ, મિત્રો અને સ્નેહીજનોએ, પરિચિતો અને પ્રશંસકોએ એમના વિષે ખૂબ લખ્યું છે. એમના પોતાના લેખો, વાર્તાઓ, અને કાવ્યો એમનું અંતર ખોલે છે, અને એ અંતરમાં છુપાયેલી કઇ કંઇ આશા અભિલાષાઓ અને આદર્શોનો આભાસ આપે છે.

સ્વર્ગસ્થના અવસાન પછી દિલાસા માટે હું માંડવા ગયો ત્યારે સ્વર્ગસ્થના પ્રિય લઘુ બંધુ શ્રી. નરેન્દ્રસિંહજીએ સ્વર્ગસ્થનો સ્મારક

ગ્રંથ પ્રગટ કરવાની ઇચ્છા વ્યક્ત કરી, અને મને સૂચવ્યું, ' એ કામ તમારે ઉપાડી લેવું પડશે. તમે મોટાભાઇ સાથે ખૂબ નીકટના પરિચયમાં આવ્યા છો એટલે તમે જ એ કાર્યને વધારે સફળ બનાવી શકશો. '

અમારી તો એ ફરજ હતી. સ્વ. પ્રત્યે અમારો એવો સદ્ભાવ હતો. એ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવાનો ત્યાંજ સંકલ્પ થઇ ચૂક્યો.

આ સ્મારક ગ્રંથ પ્રગટ કરીને જેમ શ્રી. નરેન્દ્રસિંહજી મહીડાએ બંધુરુણ અદા કર્યાનો સંતોષ મેળવ્યો છે તેમ અમે એ ગ્રંથનું સંયોજન કરીને મિત્રધર્મ બજાવ્યાની કૃતકૃત્યતા અનુભવી છે. સંસ્મરણો લખી મોકલીને સ્વ. ના સ્નેહીઓ અને પ્રસંશકોએ સ્વ. પ્રત્યેની પોતાની સન્માનવૃત્તિની પ્રતીતિ કરાવી છે.

આ સ્મારકગ્રંથમાં સ્વ. વિષે જાણવાનું મળે એવી સર્વ સામગ્રી એકત્ર કરવામાં આવી છે. ' જીવન પરિચય ' તેમના જીવન વ્યવહાર, રહેણીકરણી, બુદ્ધિચાતુર્ય, સ્વભાવ, વાણી અને વર્તન, રજવાડાઓ સાથેનો ગાઢ સંબંધ, વિગેરે બાબતની માહિતિ રજુ કરે છે, તેમ ' સંસ્મરણો ' તેમની સાહિત્યસેવા, વિશાળ ઓળખાણ અને મીઠાશ ભર્યા સ્નેહ સંબંધનો પરિચય કરાવે છે. તેમણે લખેલા તેમજ પ્રગટ થયેલા કાવ્યો, લેખો તથા વાર્તાઓ જુદા જુદા પુસ્તક આકારે પ્રગટ કરવાની તેમને હોંસ હતી, પરંતુ તેમની હયાતીમાં એ પ્રગટ થઇ શક્યું ન્હોતું એટલે એ સામગ્રીનો પણ આ સ્મારક ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એ સામગ્રી સ્વર્ગસ્થના સમાજ સુધારણા માટેના ઉચ્ચ આદર્શો, તેમના ઉન્નત વિચારો અને સાહિત્યસેવાની ધગશના પ્રતિકરૂપ છે.

' મહીડા ' વંશનો ઇતિહાસ સ્વર્ગસ્થના પૂર્વજોની કીર્તિકથા કહી જાય છે. સ્વર્ગસ્થે એ મહીડા કુળને પોતાના ઉજળા જીવનથી

અજવાળ્યું છે, અને કુળદીપકનું બીરદ મેળવીને એ કીર્તિ ઉપર કળશ ચડાવ્યો છે એ એમના પ્રશંસકો માટે ગૌરવનો વિષય છે.

આ સ્મારકગ્રંથને અંગે જે જે વ્યક્તિએ પ્રત્યક્ષ કિંવા પરોક્ષ સહકાર આપ્યો છે તેની અમે હૃદયપૂર્વક કદર કરીએ છીએ અને તેઓ સર્વનો એકસહ આભાર માનીએ છીએ.

અને આ ગ્રંથ પ્રગટ કરવા માટે તથા તેને અંગે અમારી તમામ સૂચનાઓને હોંસપૂર્વક વધાવી લેવા માટે મહીડા કુમાર શ્રી. નરેન્દ્રસિંહજીને ધન્યવાદ આપ્યા વિના તો કેમ ચાલે ?

આ સ્મારક ગ્રંથ સ્વર્ગસ્થ વિષે માહિતી આપનાર, અને સ્વર્ગસ્થને ભાવભરી અંજલી અર્પવાના જે ઉદ્દેશોથી તૈયાર કરવામાં આવ્યો છે તે ઉદ્દેશો પાર પાડનાર નીવડશે તો અમે એના સંયોજન પાછળ લીધેલો શ્રમ સફળ થયો માનીશું.

પરમ કૃપાળુ પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને ચીર શાંતિ અર્પો એજ અભ્યર્થના !

કોઠીપાસે, વડોદરા }<br>
તા. ૧-૮-૪૨ }

તારાચંદ પો. અડાલજા

# અનુક્રમણિકા

## મૌક્તિક માળા :

ભાવનાઓનાં ભરત :



લેખસંગ્રહ :

સ્વર્ગસ્થ ઠ઼ુ. શ્રી. મોતીસિંહજી મહીડા

તેઓશ્રીનો

# જીવન પરિચય

તારાચંદ પોપટલાલ અડાલજા

‘ મોતી રત્નાકરે પાકે, અને સિંહ સુરાષ્ટ્રમાં;
રેવા કેરા તટે દીઠાં, બન્ને મેં એક સાથમાં. ’

—નવલરામ જ. ત્રિવેદી.



સ્વ શ્રી મોતીસિંહજી-લેખનકાર્યમાં નિમગ્ન



ગં. સ્વ ચંદ્રકુંવરબા
( સ્વ શ્રી મોતીસિંહજીના પત્ની )



શ્રી ગિરિરાજકુંવર
( સ્વ શ્રી મોતીસિંહજીના પુત્રી )
જન્મ તા ૫-૧૨-૧૯૩૨

# સ્વર્ગસ્થ કુ. શ્રી. મોતીસિંહજી મહીડા

સુરત-માંડવીના રાજવી મહીડા રાજપૂત કુળના એ વંશજ. પોતાના જીવન, સ્વભાવ અને સંસ્કારસંપન્ન ઉદારતાથી એ કુળની કીર્તિને એમણે ઉજ્જ્વળ કરી છે.

માંડવીના મહીડાઓ મૂળ તો મારવાડી. તેમના પૂર્વજો હંસોલ-મેવાડ તરફથી ગુજરાતમાં આવી મહીકાંઠાના પ્રદેશમાં નિવાસ કરી રહેલા તેથી તેઓ મહીડા તરીકે ઓળખાયા એવી માન્યતા છે. એ વંશના પ્રેમદેવજી નામના પ્રતાપી પુરૂષે માંડવીના મૂળ ગાદીસ્થાન પીપળવાડામાં કુટિલ ભીલનો પરાજય કરી ઇ. સ. ૧૫૫૦ માં ત્યાં પોતાની સત્તા સ્થાપી. પાછળથી માંડવી મહીડાઓનું પાટનગર બન્યું. એ ગાદીને શોભાવનાર કેટલાક વીર પુરુષોએ છેક પૂના સુધી પોતાના પ્રાણવ્યના પારખાં આપ્યાં હતાં અને પેશ્વાની પ્રશંસા પ્રાપ્ત કરી હતી. મહીડાઓની મહત્તા દર્શાવતા અને એમની કીર્તિને અમર કરતા કૈ ઇતિહાસ પ્રસંગો લખવા જેવા છે. *

સ્વ. ઠ. શ્રી. મોતીસિંહજીના પિતાશ્રી નામદાર રણજીતસિંહજીને છોટાઉદેપુરના મરહુમ મહારાજા સા. સાથે સારો સબંધ હતો. તેઓ છોટાઉદેપુરમાં સેનાપતિના માનવંતા હોદ્દા ઉપર હતા, અને પોતાના એકનિષ્ટ કર્તવ્યપાલનથી રાજા પ્રજામાં પ્રિય થઇ પડયા હતા. તેમના બ્હેન શ્રી ગુલાબકુંવરબા મહારાજા સા. શ્રી. ફત્તેસિંહજી સા. સાથે પરણાવેલાં, તેથી તેમને રાજકુટુંબ સાથે નીકટનો સબંધ પણ હતો અને મહારાજા સા. તેમનું ખૂબ સન્માન કરતા.

શ્રી. મોતીસિંહજીનો જન્મ તા. ૩૧-૧૨-૧૯૦૯ ના રોજ તેમના મોસાળ ધમણાદ થયો હતો. તેમની દશેક વર્ષની વય થઇ એટલામાં તો એમના પિતાશ્રી ના. રણજીતસિંહજી ઇ. સ. ૧૯૧૯ માં છોટાઉદેપુર મુકામે ન્યુમોનીયા તાવની ટુંકી માંદગીથી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. મોતીસિંહજી, તેમના નાના ભાઇ નરેન્દ્ર-સિંહજી તથા તેમના બ્હેન કનકકુંવરબા એ ત્રણે ભાંડુઓ નાની વયના હોવાથી તેમની સંભાળ અને શિક્ષણની જવાબદારી તેમના માતુશ્રી શ્રી. નંદકુંવરબા ઉપર આવી પડી, જે પોતાના દુઃખના વખતમાં પણ તેમણે ધિરજ અને હિંમતપૂર્વક ઉપાડી લીધી. શ્રી. મોતીસિંહજીના ફુઆ–છોટાઉદેપુરના સ્વ. મહારાજા સા. શ્રી. ફત્તેસિંહજી સાહેબે વાલી તરીકે જમીનજાગીરનો પ્રબંધ તેમજ દેખરેખ કાળજીપૂર્વક રાખી હતી. તેઓશ્રીના ૧૯૨૩ માં થયેલા અવસાન બાદ છોટા-ઉદેપુરના રાજમાતા–શ્રી. મોતીસિંહજીના ફોઇબા શ્રી. ગુલાબકુંવરબાએ આ ત્રણે ભાંડુઓના જીવનવિકાસ તેમજ શિક્ષણ માટે હૃદયપૂર્વક સહાનુભૂતિ બતાવી સુંદર પ્રબંધ કર્યો હતો. તેઓની આ કુટુંબ પ્રત્યેની માયા મમતા અદ્વિતિય છે.

શ્રી. મોતીસિંહજીએ પ્રાથમિક કેળવણી છોટાઉદેપુરમાં, માધ્યમિક કેળવણી મુંબઇમાં અને ઉચ્ચ કેળવણી ઇંદોરની ડેલી કોલેજમાં લીધી હતી. અભ્યાસમાં તેઓ ખાસ કાળજી રાખતા. ઇંદોરમાં તેમની સાથે

અભ્યાસ કરનારાઓ આજે પણ એમની તન્મયતા અને ખંતના વખાણ કરે છે.

ઇંદોરમાં તેઓ અભ્યાસ કરતા હતા ત્યારે પણ રમુજી કવિતાઓ જોડી કાઢતા અને શિક્ષકો તેમજ સહાધ્યાયીઓને ધૂમ હસાવતા.

તેમના લગ્ન સન ૧૯૨૬ માં માધવપુરાના ઠાકોર શ્રી. માધવસિંહજીના મોટા કુંવરી શ્રી. ચંદ્રકુંવર સાથે થયાં હતાં, જે પ્રસંગે રાજપીપળા તથા છોટાઉદેપુરના રાજવીઓએ પોતાની મુબારક હાજરી આપી હતી, અને લગ્ન રાજવી ઠાઠથી થયા હતા. આ ભવ્ય પ્રસંગને માંડવા તથા આસપાસના પ્રદેશની પ્રજા આજે પણ યાદ કરે છે.

## સાહિત્યસેવા

અભ્યાસ પૂરો કર્યા પછી એમને નોકરી શોધવાની જરૂર ન્હોતી, જમીનજાગીરની સગવડ હતી, અને પોતાને મનગમતા વ્યવસાયમાં વખત વિતાડવાની અનુકૂળતા હતી. એ અનુકૂળતાનો એમણે સુંદર ઉપયોગ કર્યો. જમીનજાગીરદારો ઉપર એદીપણાના—સ્વચ્છંદી વર્તનના—જાતજાતના કુછંદો અને દુર્વ્યસનોના સેવનના જે આક્ષેપો આજકાલ મુકાય છે તે સર્વથી તેઓ તદ્દન અલિપ્ત રહ્યા, અને સાહિત્યની ઉપાસનામાં એમણે જીવનની સફળતા માની લીધી.

વિદ્વાનોના ગ્રંથો એમના સાથી બન્યા, એનું અધ્યયન એ જ એમનું મોટામાં મોટું વ્યસન બન્યું, અને સાહિત્યસેવાની એમને તાલાવેલી લાગી.

કીટ અને ભ્રમરના ન્યાયે એ સાહિત્યમાં ઓતપ્રોત બન્યા, અને એમણે જાતે લખવા માંડ્યું. 'ગુજરાતી' સાપ્તાહિકના ઇ. સ. ૧૯૩૧ ના દીપોત્સવી અંકમાં એમનું 'કવિતા અને કાન્તા' નામક કાવ્ય પ્રગટ થયું ત્યારથી એમની જાહેર સાહિત્યસેવાના પગરણ મંડાયા.

એ કાવ્ય લોકપ્રિય નીવડયું, અને એ દિશામાં ઝુકાવવા પ્રેર્યું

પ્રેરણા મળી સાહિત્યરસિકોએ એમને અભિનંદન આપ્યા અને પત્રકારોએ એમની સાહિત્ય પ્રસાદીની માગણી કરી સાહિત્યદેવીના મન્દિરના પોતાને માટે ઉઘડેલા એમણે જોયા અને ભાવપૂર્વક તેમા પ્રવેશ કર્યો પછી તો એમણે શ્રી શારદાદેવીના ચરણે એક પછી એક પોતાની સાહિત્યકૃતિ રૂપ સુવાસભર્યા પુષ્પો ભેટ ધર્યાં. એમની કવિતાઓ નિબંધો, નવલિકાઓ—ગુજરાતી સાહિત્ય, શારદા, ગણસુન્દરી, ક્ષત્રિયમિત્ર, મુંબઈ સમાચાર, વીસમી સદી, નવી રાગની, નેમુરી પ્રતાપ ગુજરાત સમાચાર, બે ઘડી મોજ, સ્ત્રીબોધ, પડકાર, અરૂણ, વતન વિગેરે પત્રો—દૈનિક, સાપ્તાહિક, માસિક વિગેરેમા પ્રગટ થતી રહી અને સાહિત્ય જગતમા એ જાણીતા થઈ પડતા તેમના લખેલા કાવ્યો નિબંધો, નવલિકાઓ વિગેરે આ ગ્રંથમા 'જીવન—પરિચય' વિભાગ પછી આપવામા આવેલ છે

**સાહિત્યસેવકોનો સત્સંગ**

માત્ર લેખન વ્યવસાયથી જ તેમને સંતોષ ન થયો. તેમણે સાહિત્યના રસિયા લેખકો અને તંત્રીઓ, કવિઓ અને કથાકારો, નિબંધકો અને વ્યાખ્યાનકારો સાથે પણ સંપર્ક સાધવા માડ્યો. પોતાના મહીડા નિવાસ 'ને તેમણે સાહિત્યસેવકોના યાત્રાધામ કે મિલનમંદિર સરીખુ બનાવી મૂક્યુ. જ્યારે જુઓ ત્યારે કોઈને કોઈ લેખક કે કવિ—અરે કંઈ નહિ તો એકાદ સાહિત્યનો શોખીન એમની પાસે બેઠો જ હોય અને એ સાહિત્યની ચર્ચા કરતા હોય

પોતાની સાહિત્યકૃતિઓ લેખક કે કવિ પાસે રજુ કરીને એ વિષે તેઓનો અભિપ્રાય જાણવા તે સદાય આતુર રહેતા, એટલુ જ નહિ, પરંતુ તેમની સૂચનાઓનો અમલ કરવા પણ તત્પર બનતા એમ કરવામા તેમને નહાનમ જેવુ કશુય નહોતુ લાગતુ.

તેમનો આ નિખાલસ સ્વભાવ જોઇને લેખકોના મનમાં તેમના પ્રત્યે માન વધતું.

પૃથક પૃથક આમંત્રણ આપીને તેઓ લેખકોને પોતાને ત્યાં નોતરતા, એટલું જ નહિં, પરંતુ સમુદાયમાં તેમને બોલાવીને લેખકોનો મેળો પણ ભરતા. આવા પ્રસંગે કોઇ અજાણ્યા પ્રેક્ષકને એમજ લાગે કે જાણે સાહિત્યસૃષ્ટિનું નાનું શું પ્રદર્શન ભરાયું છે!

## કવિ શ્રી. ન્હાનાલાલનું સ્વાગત

કવિશ્રી તરફ સ્વર્ગસ્થને બહુ જ સદ્દભાવ હતો. તેમને માંડવા આવવા માટે તેઓ વખતો વખત આમંત્રણ આપતા. કવિશ્રી ૧૯૩૪ ના મે માસમાં માંડવા આવ્યા. સાથે સાથે મુંબઇ આર્યસમાજના ઉપદેશક શ્રી. પરશુભાઇ શર્મા અને વડોદરાના વે. શા. સં. શાસ્ત્રીજી છોટુ મહારાજ પણ પધાર્યા, અને કેળવણી મંડળ તથા સેવા સમિતિ તરફથી જ્ઞાન સત્ર સમારંભ યોજાયો. તેમાં એ ત્રણે વ્યક્તિઓએ પોતાના જ્ઞાનનો લાભ જનતાને આપ્યો.

તા. ૨૩-૫-૧૯૩૪ ના રોજ સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાના પ્રમુખપદે ચાંદોદ ટાઉન હોલમાં શ્રી. પરશુભાઇ શર્માનું 'વૈદિક સંસ્કૃતિ' એ વિષે વ્યાખ્યાન થયું, કવિશ્રીએ પણ કેળવણી મંડળના પ્રથમ વાર્ષિકોત્સવ પ્રસંગે ભાષણ આપી ચાણોદ તીર્થસ્થળનું મહત્વ સમજાવ્યું, અને તેમના પ્રમુખપદે તા. ૨૭-૫-૧૯૩૪ ના રોજ ભરાયલી સભામાં માંડવાના ઠાકોર સા. ની વિનંતિથી સૌ. માણેકબાએ કવિ દયારામભાઇ વાળું ફળિયું 'કંગાલપુરી'ના નામે ઓળખાતું હતું તે નામ બદલી તેને 'દયારામપુરી' નામ આપવાની ઉદ્દ્ઘાટન ક્રિયા કરી. આમ દયારામભાઇના જન્મ પછી ૧૬૬ વર્ષે અને તેમના અવસાન પછી ૮૧ વર્ષે 'દયારામપુરી' નામ દ્વારા એમનું કાયમનું સ્મારક સ્થપાયું. આ બધા પ્રસંગોમાં શ્રી. મોતીસિંહજીએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

## કવિશ્રી. ના મણિમહોત્સવ

કવિશ્રીનો મણિમહોત્સવ ઉજવવાની પહેલ ચાણોદે કરી, અને તેમાં પણ હતી સ્વ૦ મોતીસિંહજીની પ્રેરણા. શ્રી. મહીડાએ શ્રી. રમણલાલ દેસાઇ, ચંદ્રશંકર પંડ્યા, કવિ ચિત્રકાર કુલચંદ ઝવેરચંદ શાહ, કેશવ હ. શેઠ, પરશુભાઇ શર્મા, હિ. ગ. અંજારીયા, કવિ લલિતજી પંડિત પદ્મકાંત માલવિયા, જહાંગીર દેસાઇ, પ્રો. માણેકરાવજી વિગેરેને આ પ્રસંગે પધારવા આમંત્રણો આપ્યા હતા. તા ૧૩-૫-૩૬ ના રોજ ચાણોદના સર વિઠ્ઠલદાસ ઠાકરશી ટાઉન હોલમા માળિયા સ્ટેટના નામદાર ઠાકોર સા. શ્રી. હરિશ્ચંદ્રસિંહજીના પ્રમુખપણા નીચે કવિશ્રીનો મણિમહોત્સવ ઉજવાયો. ચાણોદ વહિવટદાર સા., માંડવા કારભારી સા. શ્રી. જગન્નાથ પાઠક ભોગીલાલ માસ્તર તથા બહારગામના શ્રી. ચંદ્રશંકર પંડ્યા, શ્રી. અંબાલાલ જાની શ્રી. ધીરજલાલ પરીખ, શ્રી. કુસુમ ઠાકોર, કુ. વિમલા મહેતા અને ડભોઇના ગૃહસ્થો પણ એ પ્રસંગે હાજર હતા.

શ્રી. ચંદ્રશંકર પંડ્યા, અંબાલાલ જાની તથા ધીરજલાલ પરીખે કવિશ્રી માટે પ્રશંસાવચનો ઉચ્ચાર્યા બાદ કુ. શ્રી. મોતીસિંહજી મહીડાએ માનપત્ર વાંચી ચાંદીના સુંદર કાસ્કેટમાં મુકી પ્રમુખશ્રી હરિશ્ચંદ્રસિંહજીના મુબારક હસ્તે તે કવિશ્રીને અર્પણ કરાવ્યું હતું. કવિશ્રી તથા તેમના પત્નીના માનમાં શ્રી. મહીડાએ ઉપવન સંમેલન ગોઠવ્યું હતું અને કવિશ્રી તેમની તબિયત સુધારવા શ્રી. મહીડાના મ્હેમાન તરીકે રોકાયા હતા.

આ પ્રસંગનો કવિશ્રીએ પોતાના પ્રેમભક્તિ ગ્રંથમાળાના 'મણિમહોત્સવના સાહિત્ય ઓવ–ભાગ ૧ લો' નામના પુસ્તકમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

"ક્ષત્રિય એસલેજ હતાવળિયો. નર્મદાતીરે આપણા મધ્યયુગના અવશેષ રૂપ એક રાજકુટુંબ રહે છેઃ મહીડાઓનું. સૂરતમાંડવીના દેશી



**કવિશ્રી ન્હાનાલાલના મણિમહોત્સવ પ્રસંગે મહીડાનિવાસમાં**

બેઠેલા —( ડાબી બાજુથી ) ૧ સ્વ શ્રી અંબાલાલ જાની, ૨ સ્વ શ્રી મોતીસિંહજી મહીડા,
૩ અ સૌ માણેકબા, ૪ સ્વ ઠા સા. શ્રી હરિશ્ચંદ્રસિંહજી, માળીયા સ્ટેટ ૫ કવિશ્રી ન્હાનાલાલ,
૬ શ્રી નરેન્દ્રસિંહજી, ૭ શ્રી ધીરજલાલ પરીખ



સ્વ શ્રી રણજીતસિંહજી ચંદ્રસિંહજી મહીડા
(સ્વ. શ્રી મોતીસિંહજીના પિતાશ્રી)



ગં સ્વ નંદકુંવરબા
( સ્વ મોતીસિંહજીના માતુશ્રી )

રાજ્યનું એ અવશેષ છે. છોટાઉદેપુર, બહારિયા ને રાજપીપળા સંસ્થાનોના રાજવંશો આજે પે કુળસંબન્ધો બાંધીને એ નર્મદાતટવાસી ઇતિહાસઅવશેષને સન્માને છે. પ્રેમાનન્દ ને દયારામના સમયથી એ ક્ષત્રિયકુટુંબ સાહિત્યરસિયું છે. ત્યારે પ્રેમાનન્દ-દયારામનાં કાવ્યરત્નોની હાથનકલો ઉતરાવી રાખતા; આજે શૂલપાણીશ્વરથી તે શુકલતીર્થ સુધીના નર્મદાકાંઠે એમના જેવો ખાનગી ગ્રન્થભંડાર કોકનો હશે. વર્ષે–બે વર્ષે અમને એ પોતાને ત્યાં નોતરે છે, અને નર્મદાસ્નાનના પુણ્ય ને પાવનતા ઝીલવાને અમે ત્યાં જઇએ છીએ. જ્યારે જ્યારે અમે ત્યાં જઇએ છીએ ત્યારે ત્યારે એ દયારામપુરીની સાહિત્યરસિક અને ઉત્સવઉમંગીલી જનતા સાહિત્યસમારંભો યોજીને અમને સત્કારે છે. '૩૯ના એપ્રિલ માસમાં કુમારશ્રીના આમંત્રણે ને મારા મંદવાડના કારણે હવાફેર કાજે એ નર્મદાઘાટે અમે ગયાં હતાં. દયારામપુરીનાં ઉત્સવઉમંગીલાઓએ ત્યાંરે, ૬૦મું વર્ષ પૂરું થયે નહિ પણ બેસતા, મણિમહોત્સવ ઉજવ્યો, અને આશીર્વાદ દીધો કે વર્ષભર ઉજવારો. "

× × ×

" સજ્જનો અને સન્નારીઓ ! પા સદીથી ગુજરાત જાણે છે કે पुत्रात् शिष्यात् पराभवं એ મારો પ્રિય મંત્ર છે. આજે અને સદા મારો તો એ જ ઉરભાવ છે કે સૌ સાહિત્યકારો સવાયા અને એથી યે અધિકા ન્હાતાલાલો પાકો ! આજનો સમારંભ એ મારા જીવનસૂત્રને સ્મરાવે છે. વર્ષોવર્ષના જન્મતિથિનાં અભિનંદન આપતાં માર્ચ માસમાં એક મિત્રે લખ્યું ને છપાવ્યું કે ગુજરાત મણિમહોત્સવ કાજે સજ્જ રહે. હળવદથી ઉત્તર લખ્યો કે 'ખબરદાર ! આયુષ્યનો ઉત્સવ એક વેળા હોય. અનુભવથી જાણો છો કે મને પૂછ્યા વિના કાંઇ આદરશો તેને માટે હું જવાબદાર નથી.' પછી પંદરેક દિવસે મુંબઇમાં મળતાં હાસ્ય કીધું કે ' તમે બે વાર પરણ્યા છો, હું તો એક વાર પરણ્યો છું.' મિત્રે માન્યું; પણ શિષ્યે ન માન્યું. હવાફેર કાજે અહીં આવવાનું ત્રણેક માસ ઉપર કુમાર શ્રી મોતીસિંહજી મહીડાએ લખ્યું હતું. પછી મુંગે મ્હોએ પૂર્વતૈયારીઓ

ફરીને જ શાણપણથી દરેક દિવસ ઉપર પૂછાવ્યું કે પ્રમુખસ્થાને કોને સૂચવો છો ? ઉત્તરે લખ્યો કે ઉત્સવ જ માંડી વાળશો. દયારામપુરીમાં પ્રમુખપદ કોનું હોય ? હોય તો દયારામસંતાનનું કે દયારામશિષ્યનું. દયારામભાઇ બાળકુંવારા હતા, એટલે સંતાન ન હોય. સગા હમણા જ વિદેહ થયા છે માટે દયારામશિષ્ય પ્રમુખપદે શોભે. એવામાં ઓચિંતાના આવી ચડયા અહીં મારા શિષ્યના યે પુત્ર કુમાર શ્રી મોતીસિંહજી મહીડાની મ્હેમાનીએ. આજના પ્રમુખશ્રી સૌરાષ્ટ્રની વીરભૂમિના યે વીરત્વદેશના રાજવી છે. મેર સિંધવાણી, વાલો નામેરી સમા સાવજની એમની પાટનગરી છે નરનારોની ખેટ. મિયાણાઓનું માળિયા એટલે ઇમીટેશન બ્હારવટિયાનો નહિ, પણ સાચુકલા બ્હારવટિયાઓનો ગુફાવાસ. આજના પ્રમુખના પ્રપિતામહ મોડજી ઠાકોર સાહેબ કવિ હતા, દલપતરામના ધર્મબન્ધુ ને મિત્ર હતા એમના પિતામહ ઠાકોર સાહેબ શ્રી રાયસિંહજીભાઇ મ્હારા વડિલ બન્ધુના સ્નેહ-ભાજન હતા. એમના પિતા કુ. શ્રી ગુમાનસિંહજી મારી પ્રત્યે ગુરુભાવ ને સૌ. માણેકબાઇ પ્રત્યે ગુરુપત્નીભાવ સદા રાખતા. ઠાકોર સાહેબ શ્રી હરિશ્ચંદ્રસિંહજી (કુ. શ્રી. મોતીસિંહજી મહીડાના બનેવી )ને તો બાલ્યકાળમાં ખેલાવેલા ને ખિલાવેલા શિષ્યે ને શિષ્યપુત્રે આજે મને હરાવ્યો છે. મિત્રે આણ માની પણ શિષ્યે ને શિષ્યપુત્રે ન માની. કહ્યું 'અમારો ગુરુભાવ જગત શું જાણશે ?' એમ કહીને આજનો ઉત્સવ ઉજવ્યો છે. કચ્છના રણને કાંઠે કયાં માળિયા ને નર્મદાને કાંઠે કયાં આ દયારામપુરી ! એ પણ દૈવયોગજ હશે ને ! ચારચાર પેઢીઓનો પૂર્વજસંબંધ સાચવવાને ઠાકોર સાહેબ શ્રી હરિશ્ચંદ્રસિંહજી આજે અહિં આવ્યા છે. पुत्रात् शिष्यात् पराभवम् હું તો પ્રત્યક્ષ પેખું છું. મારા શિષ્યના કુમાર આજ મારા મણિમહોત્સવમાં પ્રમુખપદે છે."

## શરદ્ પૂર્ણિમા સંમેલન

સાહિત્યકારો–લેખકો અને કવિઓ, કલાકારો અને સંગીત-પ્રેમીઓ એક બીજા સાથે સ્નેહભાવે મળે અને વિચારોની આપ લે

કરવા સાથે આનંદ મેળવે એ ઉદ્દેશથી તેમણે તા. ૨૧ તથા ૨૨ ઓકટોબર ૧૯૩૪ રવિ તથા સોમવારે પોતાના ઘરને આંગણે-માંડવા મુકામે 'મહીડા નિવાસ'માં શરદ્ પૂર્ણિમા સંમેલન યોજ્યું હતું. સંખ્યાબંધ સાક્ષરો, લેખકો, કવિઓ અને કલાકારોને આમંત્રણ મોકલવામાં આવ્યું હતું, અને આ નુતન પ્રકારની જ યોજના હોવાથી એ ભાવભર્યા આમંત્રણને માન આપીને મ્હેમાનોની મોટી સંખ્યાએ માંડવાની મુલાકાત લીધી હતી.

આમંત્રિત મ્હેમાનો માટે ચાંદોદ સ્ટેશને વાહન વિગેરેનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. માંડવા મુકામે મહીડા નિવાસના વિશાળ ખંડોમાં ઉતારાની સુંદર ગોઠવણ રાખવામાં આવી હતી. ખાનપાન આદિ સુખ સગવડમાં જરાય ઉણપ ન આવે તે માટે સ્વ. શ્રી મોતીસિંહજી તેમ જ તેમના લઘુબંધુ શ્રી. નરેન્દ્રસિંહજી જાતી દેખરેખ અને વ્યવસ્થા રાખતા હતા. એ બંને દિવસ માંડવામાં કોઈ મોટો ઉત્સવ ઉજવાઇ રહ્યો હોય તેવું જ ઉત્સાહ અને આનંદભર્યું વાતાવરણ જામ્યું હતું.

શરદપૂર્ણિમા સંમેલનનો કાર્યક્રમ ભરચક હતો. તા. ૨૧ રવિવારે-સવારે દશ વાગે આગમન, બપોરે ૧૨ વાગે ભોજન, સાંજે ૧ થી ૪ આરામ, સાંજે ૪ વાગે ચ્હા પાણી, ૪-૩૦ થી ૬-૩૦ જાહેર ભાષણો, ( ચાંણોદ ટાઉન હૉલમાં ), રાતે ૭ થી ૮ ભોજન, ૮-૩૦ થી ૧૦-૩૦ સ્નેહ સંમેલન.

તા. ૨૨ સોમવારે-૬-૩૦ થી ૧૦-૩૦ આનંદ વિહાર ( Excursion ). ૧૨ વાગે ભોજન, ૧ થી ૩ આરામ, ૩ થી ૪ ચ્હા પાણી, ૪ થી ૫ પરસ્પર પરિચય અને સાહિત્ય ગમ્મત, ૫ ૩૦ થી ૬-૩૦ સંવાદ અને ગરબા ૭ થી ૮-૧૦ ભોજન, ૯ થી ૧૨ વાર્તાઓ, રાસ, દુહા, ગરબા; પછી સંગીત; શાસ્ત્રી નૃત્ય વગેરે.

આ આખોય કાર્યક્રમ અતિ સફળતાપૂર્વક સાંગોપાંગ પાર ઉતર્યો તો વર્તમાનપત્રોએ લીધેલી એ પ્રસંગની નોંધો જાણવા જેવી છે—

**માડવા–ચાંદોદ સાહિત્યરસોત્સવ** ચાંદોદમાં સાહિત્ય રસોત્સવ શરદ પુનમની માઝમ રાતે ઉજવવા માટે માડવાના જાગીરદાર કુમારશ્રી મોતીસિંહજી મહીડાએ મહાગુજરાતભરના પ્રસિદ્ધ ગુજરાતી સાહિત્યકારોને નિમંત્ર્યા હતા તેમાંથી સાઠેક લેખકો પધાર્યા હતા તેમનુ આતિથ્ય ગજવી ઉતા રંગોજ્જ્વલ હતુ, ને નથીજ શ્રી રામનારાયણ પાઠકે પ્રમુખપદેથી સાહિત્યના સાધના મારાને એમ હસે પો ને દિલ્હગીરીથી માચની લેવા માટે તેમને ધન્યવાદ આપ્યો હતો તા ૨૧મી ને રવિવારે ચાંદોદ ટાઉનહોલમા રસોત્સવના ફુવારા ફુટેલા પ્રમુખશ્રી રામનારાયણ પાઠકે શ્રી રમણલાલ દેસાઈએ શ્રી નવનરામ દેસાઈએ શ્રી જ્યોતિન્દ્ર હ દવેએ કવિશ્રી લલિતજીએ પોતપોતાના અનુભવોના ઉજરગરમ ચરદેશમાળના જીવનમાથી કેવુ પ્રાપ્ત સાહિત્ય પ્રકટે છે તેના રસભર્યાં પ્રવચનો કર્યાં હતા રાત્રે વાર્તાલાપ અને સંગીત થયેલ તા ૨૨ મીને રવિવારે સવારે નર્મદાની પન્હાઇમા ગંગનાથ ને ઓર સંગમે બધા ઘુમેલા ત્યારે તેમની બધાની હાસ્યલહરીથી નદીના નીર ઉછળતા લાગેલા બપોર પછી પરસ્પર પરિચયમા દરેક ભાઇ અને બહેને પોતાના સાહિત્યજીવનની ટુંકી રસકથા કહેતા બધાને ખુબ હસાવ્યા ને લહેરાવ્યા ત્યારેજ અનુભવાયુ કે સાહિત્યકારોના મન મળે ને ડેલા હળે તે તો આવા સ્નેહસંમેલનોમા જ નિખાલસ દિલથી ભારે ભાવ ઝીલતા હિંદુમુસ્લીમ લેખકો પૂર્ણાશે ગુજરાતી પણું ઝીલતા હતા એક સ્થાનિક વૃદ્ધ કવિ મગનલાલે કવિવર દલારામભાઇની ગરબીના અસલ ઢાળ મીઠી હલકથી સંભળાવેલા ત્યારે રાસગીતના એ પ્રણેતા કવિવરનું જન્મક્ષેત્ર પુણ્યોજ્જ્વળ લાગેલુ સાંઝે આયામના ખેલો, રાસગીત ભાળી લોકોના દાંડિયારાસ, ગઢવી મેરૂભા મેઘાનંદભાઇના વીરરસના લોકગીત ને પધારેલા સન્નારીની રસકલ્લોળ રેલમછેલથી માઝમરાતની શરદપુનમ મલકાની

હતી. કાઠિયાવાડ, અમદાવાદ, નડિયાદ, વઢવાણ, વડોદરા, સુરત અને બીજા ગામોથી આવેલા સાહિત્યસર્જકોના ડેરા હેવે ચડયા હતા. કલાપીજીના લાઠીની ગઇ સાલની સાહિત્યપરિષદમા પાદ-પૂર્તિનું ઇનામ આપનાર કુમારશ્રી મોતીસિંહજીને સાહિત્યનુ ચેટક વિશેષ ત્યાથી લાગી ગયુ, ને તેથી પોતે માસિકોમા ક્યારથી રાસ ગીત વાર્તા દ્વારા નવયુવકોને ચેતના ધરે છે, છતા પોતાને ત્યા સાહિત્યના ધ્વાધરોને તેડાવ્યા વિના તેમનાથી નજ રહેવાયું ને એમ છેલ્લા ત્રીસ વર્ષોથી સાહિત્ય સર્જનારામાથી ઘણા સ્મો ત્સવમા આવેલા. કવિ ચિત્રકાર ફુલચંદભાઇ, શ્રી અજિતસિંહજી પરમાર, વીર મણિલાલ, ભાઇ અડાલજા, પ્રો. મંગેશ પાઠકજી, ડૅા. લક્ષ્મીલાલ, શ્રીમતી વસંતબ્હેન શુકલ, શ્રી જગજીવનદાસ મોદી, મંજુલાલ મજમુદાર વગેરે પણ ચાંદનીને માંડવે પૂર્ણપાખડી ખીલ્યા હતા. શુભેચ્છકોએ, શ્રી કેશવ હ. ધ્રુવજીએ, કવિવર શ્રી નાનાલાલ-કે જે અહીં આગળ આવી ગયેલા–તેમણે, શ્રી કૃષ્ણલાલભાઇ ઝવેરીએ, શ્રી મુનશીએ, શ્રી ચંદ્રશંકર પંડયાએ, શ્રી નારાયણ ઠક્કરે વગેરે અનેક સાહિત્ય જયેપ્સુઓએ શુભેચ્છાના પત્રો મોકલાવેલા તે સભામા વંચાયેલા હતા. છેલ્લી રાતે આખી રાતના અજવાળી-આમાં ગર્જતા ને ઘુમતા નિરંકુશ રસાક્ષરો પરોઢીએ સીધાવ્યા ”

[ 'ગુજરાતી' તા. ૨૮-૧૦-૨૪ ]

* * *

“ **ચાંદોદ-માંડવામાં શરદુત્સવ :** ચાંદોદ માંડવામા કુમાર શ્રી મોતીસિંહજી ગઢીડા તરફથી તા. ૨૧-૨૨ ની સોમવારે શરદુત્સવ તથા સાહિત્ય સંમેલનનો સુંદર કાર્યક્રમ ગોઠવાયો હતો.

શ્રી. રમણલાલ દેસાઇ, શ્રી. રામનારાયણ પાઠક, પ્રો જ્યોતીંદ્ર દવે, પ્રો મંગેશચંદ્ર પાઠકજી, શ્રી લલિતજી, શ્રી ફુલચંદભાઇ, શ્રી નવલરામ ત્રિવેદી, શ્રી મંજુલાલ મજમુંદાર, શ્રી. જગજીવનદાસ મોદી, શ્રી લક્ષ્મીલાલ એમ. ડૅાક્ટર વગેરે વિદ્વાનો અને લેખકો વગેરે આવ્યા હતા.

પહેલે દિવસે સાંજે ચાંદોદના ટાઉન હોલમા શ્રી. રામનારાયણ પાઠકના પ્રમુખપદે સભા થતાં શ્રી રમણલાલ દેસાઇએ ' સાહિત્ય

ने ७श्न' विषे, प्रो ज्योतीन्द्र दवेगे 'हास्य' विषे, श्री કુંતચંદભાઈએ 'પતિ પ્રેમી ન હોય તો પત્નીએ શું કરવુ ?' વિષે મનનીય વિવેચનો કર્યા હતા બાદ શ્રી નાનેરી, શ્રી પ્રિયવદન બક્ષી અને શ્રી કાચવાળાએ માગ્યો ગાઇ બતાવ્યા હતા પછી મ૦ વત્સના ધરીરાય બુચે શ્રી મેઘાણીકૃત 'મેહનો તાંડવ્યાયો' ગીત ગાઇ ગભીર વાતાવરણ ફેલાવ્યુ હતુ

રાતે શ્રી લલિતજી, પ્રો મગનભાઈ ચદ્ર પાઠકજી, કુ૦ વત્સલા બુચ, ક૦ સુધા દીવાનજી કુ૦ ઈંદુ શુક્લ, શ્રી કુંતચંદભાઇ વગેરેએ સંગીતમોજ આપી હતી

બીજે દિવસે આત્મપરિચય અને સાહિત્યચર્ચાનો રમુજી બોધક કાર્યક્રમ હતો

રાતે ભાણીનૃત્ય ગરબા વિગેરે રસીક નાર્યક્રમ હતો

કુમારશ્રી મોતીસિંહજી મડીના તરફથી આમંત્રિત મહેમાનોની સારી આગતા સ્વાગતા થઇ હતી [ 'મયાજીવિજય' ]

* * *

" નર્મદા કિનારે ગઇ શરદ્પૂર્ણિમાને દિવસે નર્મદા તટપર માડના ગામમા કુમારશ્રી મોતીસિંહજી મહીડાએ સાહિત્યસેવકોને નોતરી રસ અને સ્નાનો ઉત્સવ ઉજવ્યો હતો આ પ્રકારના ઉત્સવની પ્રથાને અમે વધાવી લઇએ છીએ રાજવી કવિશ્રી સ્થાપી આ પ્રકારના સાહિત્યસેવકોના મિલનના ઉત્સવ ઉજવતા આ પ્રથા દર વર્ષે ઠેરઠેર ચાલુ થાય એ જોવા અમે આતુર છીએ સાહિત્ય પરિષદ એ સાહિત્યસેવકોની મુખ્ય અને મહાસંસ્થા અને આવા સમેલનો એ મહાસંસ્થાના ઠગવોને અમની બનાવવાની વ્યવસ્થા કરે તો સાહિત્ય અને કલાની દ્રષ્ટિએ મહાગુજરાતમા ઠેરઠેર સાહિત્યના નાના નાના કેન્દ્રો તૈયાર થાય કુમારશ્રી મોતીસિંહજી મહીડા તથા એમના બધુ કુમારશ્રી નરેંદ્રસિંહજી સાચા સાહિત્ય ભક્ત છે એ સાહિત્યપ્રિય બધુઓએ સાહિત્ય ભક્તોનો પોતાને આગણે સત્કાર કરી આપણા યુવાન રાજવીઓ અને રાજવંશીઓ માટે સરસ દાખલો બેસાડ્યો છે એ માટે એ બધુસેવકોને અમારા અભિનદન [ 'શારદા ]

આ શરદ્ પૂર્ણિમા સંમેલને સાહિત્યજગતની અનેકવિધ પ્રવૃત્તિઓમાં અનેરી ભાત પાડી હતી, એટલું જ નહિ, પરંતુ લેખકો, કવિઓ, અને કલાકારો નાના મોટાનો ભેદભાવ ભૂલીને આ રીતે એક બીજાનો ગાઢ પરિચય સાધી શક્યા હતા. તેમણે આ સાહિત્ય રસોત્સવ વખતે મેળવેલો આનંદ અદ્યાપી પણ તેઓ હોંસપૂર્વક યાદ કરે છે, અને આ સંમેલનને સાહિત્યના ઇતિહાસના એક યાદગાર પ્રસંગ તરીકે ઓળખાવે છે.

સંમેલનના ઉત્પાદક સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા પોતે હતા એટલે તેઓ જાતે આ પ્રસંગ ઉજવવામાં ઓતપ્રોત બની જાય એ તો સ્વાભાવિક હતું, પરંતુ તેમના લઘુબંધુ શ્રી. નરેન્દ્રસિંહજીનો ઉત્સાહ પણ અજબ હતો. તેમની વ્યવસ્થાશક્તિએ મ્હેમાનો ઉપર એવી સુંદર છાપ પાડી હતી કે આજે પણ તેઓ તેમની કાર્યદક્ષતાના મુક્તકંઠે વખાણ કરે છે.

આ ઉત્સવ પ્રસંગે રાજપીપળા, વાંસદા, છોટાઉદેપુર વગેરે રાજ્યોના રાજવંશી મ્હેમાનોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબે તેમજ અન્ય માનવંતા રાજકુટુંબીજનોએ શુભેચ્છાના સંદેશા મોકલી આપ્યા હતા, અને રાજપીપળાથી રાજકુમાર શ્રી નટવરસિંહજી, કુ. શ્રી પ્રતાપસિંહજી, કુ. શ્રી પ્રવિણસિંહજી અને કુ. શ્રી હરેન્દ્રસિંહજીએ આ ઉત્સવમાં હાજરી આપી આનંદ લીધો હતો.

આ પ્રસંગના સુખદ સ્મરણો લઇ જનાર અને અન્ય સજ્જનોના તરફથી લખાયલા પત્રો શ્રી. મોતીસિંહજીની મીઠી મ્હેમાની અને વ્યવસ્થાશક્તિનો ખ્યાલ આપે છે. તેમાંના થોડાક નમુના આ રહ્યા—

"I Write this to thank you very heartily for your excellent reception and hospitality. Specially I am thankful to you for the trip which you arranged for

us to Anasuya. We enjoyed very well at your palace, and you have certainly shown a new way of gathering literary men for such literary excursions.

Your arrangements were very fine, and I am not able to find sufficient words to thank you.

I also heartily thank your brother Kumar Shri Narendrasinhji who was exceedingly courteous to us, and I was much pleased to get myself acquainted to him.

In short the whole function was a unique success.

—*Mangesh J. Pathakji.*

* * *

" આપના અપૂર્વ સ્વાગત અને સજ્જનતા માટે શું આભાર માનું ? આપ પરાપૂર્વની સ્વાગતની પ્રણાલી આટલી સુંદર-કુમારને છાજે તેવી રીતે જાળવો છો તેથી વિશેષ આનંદ થાય છે

—લક્ષ્મીલાલ માણેકલાલ ડૅાક્ટર

* * *

" જમીનદારો અને જાગીરદારો તમ્હારા જેવા સાહિત્યપ્રેમી અને સાહિત્યની કદર કરનારા થાય તો સમાજવાદ અને સામ્યવાદને નામે કરવામાં આવતો વર્ગવિદ્વેષ ન થાય અને ન ફેલાય, પરંતુ પૈસા અને પદવી પ્રભુ જેમને આપે છે ત્હેમને સદ્બુદ્ધિ સાથે સાથે ભાગ્યે આપે છે. પ્રભુ તમારે હસ્તે હજીય વધુ સુન્દર સમારંભો કરાવે !

—ચન્દ્રશંકર પંડયા

## મહિડાનિવાસના સાહિત્યપ્રેમી મ્હેમાનો

પોતાના સાહિત્યશોખને સંતોષવા અને વિકસાવવા તેઓ એટલા બધા આતુર રહેતા, અને સાહિત્યસેવાનો તેમને એટલો બધો નાદ લાગ્યો હતો કે વખતોવખત સાહિત્યકારોને પોતાને ત્યાં નોતરીને તેમની સાથે સાહિત્યની ચર્ચા કર્યા વિના તેમને ચેન પડતું ન્હોતું.

જાણીતા નવલકથાકાર સ્વ. નારાયણ વીસનજી ઠક્કુર તેમને ત્યાં એ વખત મ્હેમાન બન્યા હતા. 'કચ્છની પદ્મિની' નામની પોતાની નવલકથામાં સ્વ. ઠક્કુરે એ બાબતની ખાસ નોંધ લીધી છે.*

'વીરની વાતો', 'વીરાંગનાની વાતો' વગેરે અનેક ઐતિહાસિક વાર્તાસંગ્રહોના લોકપ્રિય લેખક શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા તો સ્વ. શ્રી. મોતીસિંહજીના પરમ મિત્ર બની ગયેલા. જ્યારે જ્યારે સ્વર્ગસ્થ તેમને માંડવા બોલાવે ત્યારે ત્યાં ગયા વગર તેમનો છુટકો જ ન થાય. અને તે માંડવામાં હોય ત્યારે આખો દિવસ સાહિત્યની ચર્ચા, તથા સ્વર્ગસ્થના સાહિત્યસેવાના મનોરથો–એ મનોરથો પાર પાડવાની યોજનાઓ, અને સાહિત્યસૃષ્ટિના અવનવા અનુભવો વિષે વાતચિત ચાલે. સાથે સાથે સાહિત્યનું સર્જન પણ થતું જાય. ચાણોદના શ્રી. પ્રમુલાલ જોષી પણ ઘણુંખરું ત્યાં હાજર હોય.

કવિ શ્રી. ન્હાનાલાલ, શ્રી. રમણલાલ વ. દેસાઇ, થી. રાયચુરા, શ્રી. મેરૂભા ગઢવી, શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. ચંદ્રવદન મહેતા, પ્રો. કેશવલાલ કામદાર, પ્રો. મંગેશરાય પાઠકજી, પ્રો. મંજુલાલ મજમુદાર, કવિ ચિત્રકાર ફુલચંદ ઝવેરચંદ શાહ, શ્રી. લક્ષ્મીલાલ માણેકલાલ ડોકટર, શ્રી. નવલરામ જ. ત્રિવેદી, શ્રી. ગંગાબ્હેન પટેલ, શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, કવિ શ્રી લલિતજી, પ્રફુલ્લ દેસાઈ, શ્રી.

* 'એજ સમયની (૧૯૩૨ ના જુનથી ૧૯૩૩ ના માર્ચ મહિના સુધીના કાળમાં) લગભગમાં માંડવા–ચાંદોદવાળા ક્ષત્રિયકુલભૂષણ તથા વિદ્યાવિલાસી કુમારશ્રી મોતીસિંહજી રણજીતસિંહજી મહીડા મહાશયના આમંત્રણથી મને માંડવા-ચાંદોદ જવાનો અવસર પ્રાપ્ત થયો.'

'તાત્પર્ય કે માન્યવર કુમારશ્રી મોતીસિંહજી મહાશયના આમંત્રણથી વડોદરે મને અચાનક લઇ જવાની અને ત્યાં પરમ પૂજ્ય મહંત શ્રી રામદાસજી દ્વારા મારી સંકટમુક્તિની સમસ્ત યોજના સ્વયં પરમાત્માએજ કરી રાખી હતી.' —'કચ્છની પદ્મિની' પૃ. ૧૨

ચન્દ્રશંકર પંડયા, શ્રી. અંબાલાલ જાની, શ્રી મુળજીભાઈ પી શાહ વિગેરે સાહિત્યકારો અને સાહિત્યરસિકો મહીડાનિવાસના મ્હેમાન થયેલા, અને તેમની સાથે સ્વર્ગસ્થે પરિચય સાધેલો તેમજ સાહિત્ય સેવા માટે વિવિધ પ્રકારની ચર્ચા કરેલી

આમ સાક્ષરો, સાહિત્યકારો, લેખકો અને કવિઓને મળવાની તક તેઓ ભાગ્યેજ જવા દેતા કાં તો તે પોતાને ત્યાં તેમને નોતરતા, અથવા તો પોતે તેમને મળવાનો પ્રસંગ મેળવી લેતા સાહિત્યકારોના સંસર્ગમાં રહીને તેમણે પોતાની સાહિત્ય પ્રત્યેની અભિરુચિને સારી રીતે મતોષી હતી એટલું જ નહિ, પરંતુ સાહિત્યની સેવા પણ બજાવી હતી પરિણામે સાહિત્ય જગતમાં એમનું નામ જાણીતુ થઇ પડ્યુ હતુ.

જેઓ જાતે માંડવા આવી શક્યા ન્હોતા તેવા સાહિત્યકારો સાથે પત્ર વ્યવહારદ્વારા પણ પરિચય ચાલુ રાખવા સ્વર્ગસ્થ ખાસ કાળજી રાખતા આવા પરિચિતોમાં મુખ્યત્વે નીચે જણાવેલા ગૃહસ્થો હતા —

વાસદાનરેશ શ્રી ઇન્દ્રસિંહજી સા., ચિત્રકાર રવિશંકર રાવળ, દિ૦ બા૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, બેરીસ્ટર જયકૃષ્ણ ના. વર્મા, ઝવેરચંદ મેઘાણી, શ્રી જ્યોત્સના શુક્લ, શ્રી હંસા મહેતા શ્રી કપિલા ઠાકોર, શ્રી જનાર્દન પ્રભાસ્કર કનૈયાલાલ મુન્શી, શ્રી લીલાવતી મુન્શી કવિશ્રી અરદેશર ફ ખબરદાર 'અદલ', કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, વ્યોમેશચન્દ્ર પાઠકજી, વિજયરાય ક, ત્રિભુવનદાસ લુહાર 'સુન્દરમ', ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, ભરતરામ ભાનુસુખરામ મહેતા, યજ્ઞેશ હ શુક્લ મણિલાલ ઇચ્છારામ દેસાઇ, હિંમતલાલ ગણેશજી અંજારીયા, યશવંત પંડયા ઇશ્વરલાલ વીમાવાળા, નટવરલાલ વીમાવાળા, અશોક કાટાવાળા, કેશવ હ શેઠ, કૃષ્ણલાલ મો દલાલ, જશુભાઇ રાવળ, ધીરૂભાઇ દેસાઇ, ચિત્રકાર રાવબહાદુર એમ વી. ધુરંધર, ઝીણાભાઇ રતનજી દેસાઇ 'સ્નેહરશ્મી',

ધીરસિંહ ગોહેલ, જદુરાય ડી. ખંધડિયા, નટવરલાલ શેઠ, શયદા, મોહનલાલ પાર્વતીશંકર દવે, કવિ ત્રિભુવન વ્યાસ, જહાંગીર દેસાઇ, અજિતસિંહજી પરમાર, અનંતરાય મ. રાવળ, જનાર્દન પ્રભાસ્કર, ચિત્રકાર કનુ દેસાઇ, રમણીકલાલ દલાલ, પદ્મકાન્ત માલવિયા. આ સર્વ ગૃહસ્થોને સ્વ. શ્રી. મોતીસિંહજીએ શરદપૂર્ણિમા સંમેલન વખતે ભાવભર્યું નિમંત્રણ મોકલ્યું હતું, અને ત્યાર પછી પણ ઘણાખરાની સાથે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો હતો.

## સાહિત્ય સંસ્થાઓ સાથે સંબંધ

સ્વ. શ્રી મોતીસિંહજી ગુજરાતી સાહિત્ય પરિષદના સભાસદ હતા અને જ્યાં પરિષદ ભરાય ત્યાં હાજર રહેવા પણ ઉત્સુક રહેતા.

સાહિત્ય સંસદના પણ તેઓ સભ્ય હતા અને એની પ્રગતિમાં ખૂબ રસ લેતા.

વડોદરા સાહિત્ય સભાના ઉત્સવોનો પણ બની શકે ત્યારે તેઓ લાભ લેતા.

વડોદરા ખાતે તા. ૧૩–૫–૩૪ના રોજ ભરાયલા કવિસંમેલનમાં પાદપૂર્તિ કરવામાં પણ પોતે ભાગ લીધો હતો.

## લાઠી – સાહિત્ય પરિષદમાં

સ્વ. કલાપીના રસધામ લાઠી મુકામે ત્યાંના સાહિત્યપ્રિય રાજવીના આમંત્રણથી સાહિત્ય પરિષદ જાન્યુઆરી ૧૯૩૪ માં ભરાઇ હતી ત્યારે સ્વ. શ્રી. મોતીસિંહજીએ પાદપૂર્તિની લીટી આપીને એ પૂરી કરી આપનારને સમિતિદ્વારા ચુંટણી કરાવી રૂા. ૨૫ નું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું. ૪૫ જણાએ આ હરીફાઇમાં ભાગ લીધો હતો અને ઇનામ શ્રી. વિદ્યાશંકર દવે (રસબાલ)ને મળ્યું હતું.

લાઠી સાહિત્ય પરિષદમાંથી સ્વર્ગસ્થ ભાવનગર, રાજકોટ, ગોંડળ વિગેરે સ્થળોએ ગયા હતા અને ત્યાંના સાહિત્યકારોનો પરિચય સાધ્યો હતો.

## અમદાવાદ–સાહિત્ય પરિષદમાં સુવર્ણચંદ્રક

અમદાવાદ પ્રેમાભાઇ હોલમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે નવેમ્બર ૧૯૩૬ માં ભરાયલી સાહિત્ય પરિષદમાં પણ સ્વર્ગસ્થે સાહિત્ય વિભાગમાં આવેલા શ્રેષ્ટ નિબંધ માટે સુવર્ણચંદ્રક આપવાનું જાહેર કર્યું હતું. આ સુવર્ણચંદ્રક શ્રી. ગાંધીજીના વરદ હસ્તે ભાવનગરની શામળદાસ કૉલેજના પ્રો. રમણલાલ યાજ્ઞિકને અપાયો હતો.

## શ્રી દયારામ સાહિત્ય સભામાં

ડભોઇની શ્રી દયારામ સાહિત્ય સભાના આગ્રહથી તારીખ ૧૫–૫–૪૧ ના રોજ શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજાના 'સાહિત્યમાં વાર્તાનું સ્થાન' એ વિષય ઉપર રાખવામાં આવેલા ભાષણ પ્રસંગે સ્વર્ગસ્થે એ સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું, અને શ્રી. અડાલજાનો પરિચય આપવા સાથે વાર્તાસાહિત્યની અદભૂત અસર વિષે મનનીય વિચારો વ્યક્ત કર્યા હતા.

## સાહિત્યની અનેકવિધ પ્રવૃત્તિઓ

શ્રી. રાયચુરાના માસિક ' શારદા 'ના લેખક મંડળના સ્વર્ગસ્થ એક સભ્ય હતા, અને વખતોવખત એ માસિકદ્વારા સાહિત્યસામગ્રી પીરસતા.

વર્તમાનપત્રોમાં સાહિત્ય વિષે તેઓ જાહેર ચર્ચાઓ કરતા, અને એકજ લેખ કે વાર્તાના અનુવાદો અનેક પત્રોમાં પ્રગટ થતા તેમજ અશ્લીલ જાહેરખબરો છપાતી તે માટે કડક ટીકાઓ પણ કરતા.

પોતાના બુદ્ધિબળને કસોટીએ ચડાવવામાં તેમને મોજ આવતી. ' મેર મેરાયાં ' અને એવી બીજી પ્રથાઓના મૂળ વિષે માહિતિ મેળવવા તેઓ ઉત્સુક રહેતા, વર્તમાન પત્રોમાં પ્રગટ થતી શબ્દરચનાની હરીફાઇઓમાં ઉંડો રસ લેતા, અને ઇનામ પણ જીતી જતા.

'ગુજરાત સમાચારે ' રમુજી કલ્પના કરતાં સૂચવ્યું હતું કે

શ્રી મુન્શીકૃત 'વેરની વસુલાત'ના બોનપટમા ગુજગતી સાહિત્ય-કારો કામ કરે તો જસુભાની ભૂમિકા શ્રી. મોતીસિંહજી મહીડા ભજવે × આ કલ્પનામા બીજા અનેક સાહિત્યકારોની ભૂમિકાઓ સૂચવી છે તેમા સ્વર્ગસ્થનો ઉલ્લેખ એ સાહિત્યની દુનિયામા તેમના નામની લોકપ્રિયતા અને પ્રસિદ્ધિની પ્રતીતિ કરાવે છે.

## સેવા નું પુસ્તકાલય

સાહિત્યના અભ્યાસ, વાચન તથા મનન માટે તેમણે સખ્યા-બધ પુસ્તકો પોતાના પુસ્તકાલયમા વસાવ્યા હતા. અને ચાલુ પ્રવૃત્તિઓથી જાણકાર રહી શકાય તે માટે વર્તમાનપત્રો, દૈનિકો, અઠવાડિકો અને માસિકો સારી સખ્યામા તેમને ત્યા મગાવવામા આવતા હતા, જેનો લાભ અન્ય માડવાનિવાસીઓ પણ લેતા હતા.

## રાજપૂત કોમની સેવા

રાજપૂત કોમની ઉન્નતિ માટે સ્વર્ગસ્થ સતત પ્રયાસ કરી રહ્યા હતા. રીતરિવાજોમા કરવા જોઇતા સુધારાઓ તથા દાખલ કરવા લાયક વિવિધ પ્રવૃત્તિઓ વિષે તેમણે અનેક વર્તમાનપત્રો તથા માસિકોમા લેખ લખ્યા હતા, એટલું જ નહિં, પરતુ જાહેર મડળો કે સમેલનોમા પ્રમુખ બનીને એ સંસ્થાઓને સફળ બનાવવામા સક્રિય ફાળો આપ્યો હતો.

## શ્રી ગુજરાત રાજપૂત હિતવર્ધક મંડળના પ્રમુખસ્થાને

રાજપૂત કોમની ઉન્નતિ માટેની સ્વર્ગસ્થની ધગશ તથા પ્રવૃત્તિઓથી આકર્ષાઇને શ્રી ગુજરાત રાજપૂત હિતવર્ધક મડળે એ મડળના ૧૭ મા વાર્ષિકોત્સવ પ્રસંગે તેમને પ્રમુખસ્થાન આપ્યુ હતું, જે પ્રસગે તેમણે આપેલું ભાષણ વિદ્વતાભર્યું અને મનનીય હોઇ પોતાની કોમ માટેની તેમની સન્માનભરી લાગણીથી ભરપૂર હતુ.

× 'ગુજરાતી પચ' તા. ૨૮-૩-૬૭

" **શ્રી ગુજરાત રાજપૂત હિતવર્ધક મંડળનો ૧૭મો મેળાવડો**: માડવા (ચાદોદ) નિવાસી માન્યવર કુમાર શ્રી મોતીસિંહજી રણજિતસિંહજી મહીડાની અધ્યક્ષતામા ભરૂચમા ભરૂચા હોલમાં ૯૦ ૫-૩ ૩૩ ને વાર રવિએ મળ્યો હતો. સ્વાગતાધ્યક્ષ શ્રી જેસિંગબાવા ચદાબાવા(રાણા)એ સ્વાગત ભાષણ કીધા પછી મોગરના ઠા સા શ્રી શરીસિંહજીની દરખાસ્તથી અને રા ઇશ્વરબાવા સિંધા તથા શ્રી વિજયસિંહજી રાજના અનુમોદનથી પ્રમુખશ્રી માન્યવર કુમાર શ્રી મોતીસિંહજી રણજિતસિંહજીએ અધ્યક્ષ સ્થાન લીધુ હતુ તેમણે પ્રમુખપદેથી કરેલુ ભાષણ સાર, સરળ અને શિષ્ટ શૈલીવાળુ હોવા ઉપરાત પ્રેરક વિચારોથી અને કેટલાક સામાજિક સવાલોના ઉકેલોથી ઉપયોગી અને સુદર હતુ તેમણે રાજપુતોને તેમના પુર્વજોના ગૌરવ અને વર્તમાન કર્તવ્યોનુ ભાન તેમા ઠીક કરાવેલુ હતુ તેમણે ઇતિહાસના અભ્યાસની અનિવાર્ય આવશ્યકતા, શારીરિક (મલ્લ આદિના) શિક્ષણ સાધ્ય ગખવાની અત્યત અગત્ય, વિદ્યાર્થીઓને યોગ્ય સગવડો કરી આપવાની જરૂરત, તેમજ ક્ષત્રિય વિશ્વવિદ્યાલય સ્થાપવાની આવશ્યકતા વગેરે મુદ્દાઓ ચર્ચી યોગ્ય પ્રકાશ એ વિષયો ઉપર પાડયો હતો " —'ગુજરાતી'

## માંડવા રાજપૂત સમાજ

માડવા તથા આસપાસના પ્રદેશના રાજપૂતોમા નવચેતન પ્રેરવાના ઉદ્દેશથી આ સમાજની સ્થાપના સ્વર્ગસ્થના પ્રયાસથી થઇ હતી આ સસ્થાના તેઓ પ્રમુખ હતા, અને તેમના પ્રયાસથી ઇચ્છનાયોગ્ય કેટલાક સુધારા દાખલ થવા પામ્યા હતા

" **શ્રી માડવા રાજપુત સમાજ** પ્રથમ અધિવેશન માંડવા-ચાદોદમા તા ૧-૧૦-૪૧ કુમાર શ્રી. મોતીસિંહજી મહીડાના પ્રમુખપદે ભરાયુ હતુ, જેમા પ્રાસગિક પ્રવચનો થઇ જ્ઞાતી ઉન્નતિ અર્થે ઠરાવો પસાર થઈ કાર્યવાહક સમિતિ તથા ઓદ્ધેદારોની ચુટણી થઇ હતી સભામા મે કારભારી મા, કુમાર શ્રી નરેન્દ્રસિંહજી મળી l, તથા મગોરના આગેવાન રાજપુતો પણ હતા માડવાના રાજપુતોએ સારી સખ્યામાં હાજરી આપી હતી "

—'સયાજીવિજય' ૬-૧૦-૪૧

## 'ક્ષત્રિયમિત્ર 'ના સહતંત્રી તરીકે

ક્ષત્રિય કોમના પ્રશ્નો ચર્ચતું 'ક્ષત્રિય મિત્ર ' નામનું માસિક ભાવનગરથી શ્રી. ધિરસિંહ વ્હેરાભાઇ ગોહિલ પ્રગટ કરે છે, તેના સહતંત્રી તરીકે સ્વર્ગસ્થે કેટલોક વખત કામ કર્યું હતું અને બીજી રીતે પણ એ માસિકને મદદરૂપ થઇ પડયા હતા.

## રાજપૂત શિષ્યવૃત્તિ ફંડ

રાજપૂત વિદ્યાથીઓ કેળવણીમાં આગળ વધી શકે અને એ કોમમાં કેળવણીનો પ્રચાર વધુ પ્રમાણમાં થાય એ ઉદ્દેશથી એક શિષ્યવૃત્તિ ફંડની યોજના તેમણે તૈયાર કરી હતી, અને તા. ૨૪-૧-૩૭ ના રોજ 'મહીડા નિવાસ 'માં એક મીટીંગ પણ બોલાવી હતી. આ યોજના તરફ મોગરના ઠાકોર સા. શ્રી. કેશરીસિંહજી, શ્રી. હિંમતસિંહજી રાણા શ્રી. છત્રસિંહજી રાણા વિગેરે રાજપુત સજ્જનોએ સહાનુભૂતિ દર્શાવી હતી, પરંતુ આ બાબત કંઇ મૂર્ત સ્વરૂપ લે તે પહેલાં તો શ્રી. મોતીસિંહજી અવસાન પામ્યા.

## ઇતિહાસના સંશોધન માટે ઇનામ

ઐતિહાસિક શોધખોળ માટે પણ તેમને જબરી મમતા હતી. માંડવીના ઇતિહાસના સંશોધન તેમજ પરાક્રમકથાઓ માટે તેમણે પોતાના તરફથી ઇનામ આપવાનું જાહેર કર્યું હતું, અને ઐતિહાસિક પુસ્તકો લખનાર સીતામઉ ( મધ્યપ્રાંત ) સ્ટેટના યુવરાજ શ્રી. રઘુવીરસિંહજી સાથે પત્રવ્યવહાર ચાલુ રાખતા.

અખીલ હિંદ ક્ષત્રિય મહાસભાનો ૩૫ મો વાર્ષિકોત્સવ છપરા ( બીહાર ) મુકામે અલવરનરેશના પ્રમુખપદે ઉજવાયો હતો તે પ્રસંગે પણ સ્વર્ગસ્થને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

ક્ષત્રિય મહાસભાવાળા ઉપદેશક ઠાકોર શ્રી. મહારાજસિંહજી માંડવા પધારતાં સ્વર્ગસ્થે તેમને સરસ સહકાર આપ્યો હતો.

## સમાજ સેવા

માત્ર પોતાની કોમની જ નહિં, પરંતુ સર્વસામાન્ય સમાજ સેવામાં પણ તેઓ ખૂબ રસ લેતા. ચાંદોદમાં સ્થપાયલી સેવા સમિતિને પણ તેમની સહાનુભૂતિ મળતી. આ સમિતિનો વાર્ષિક તથા વ્યાયામ ઉત્સવ તા. ૯-૬-૩૪ ના રોજ સ્વ. શ્રી. મોતીસિંહજીના પ્રમુખપદે ઉજવાયો હતો. તેમની હાજરી તથા પ્રેરણા સમિતિના કાર્યકર્તાઓને ખૂબ પ્રોત્સાહન આપતી.

તા. ૧૩-૧૨-૩૬ ના રોજ ચાંદોદ સેવા સમિતિના સમારંભમાં તેમણે વિદ્વતાપૂર્ણ ભાષણ કર્યું હતું.

ચાંદોદ કેળવણી ઉત્તેજક ફંડમાં પણ તેમનો સારો ફાળો હતો.

મેવાસ એજ્યુકેશન સોસાઇટીના તેઓ વાઇસ પ્રેસીડન્ટ હતા.

## પ્રવાસ

પ્રવાસના પણ તેઓ શોખીન હતા. વિલાયત તથા જાપાનની મુસાફરીના મનોરથો તેમણે સેવેલા, પણ સંજોગવંશાત તે ફળીભૂત થવા ન પામ્યા.

છોટા ઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબ સન ૧૯૩૬ માં કાશ્મીરની સફરે ગયા હતા ત્યારે સ્વ. શ્રી. મોતિસિંહજી પણ ત્યાંની કમનીય કુંજોનું નિરીક્ષણ કરવાનો લાભ લેવા કાશ્મીર ગયા હતા. ત્યાંથી પુંચ, લાહોર વિગેરે જાણીતા સ્થળોની પણ મુલાકાત લીધી હતી.

શ્રીમંત મહારાજા સા. સાથે માથેરાનની શીતલ ટેકરી ઉપર નિવાસ કરવાનો પ્રસંગ પણ તેમને સાંપડયો હતો.

ગુજરાત કાઠિયાવાડ અને મુંબઇ ઇલાકામાં રજવાડાઓ તેમજ નામાંકિત પુરૂષો સાથે પરિચય હોવાથી એ પ્રદેશોમાં તેમને વખતોવખત પ્રવાસ કરવો પડતો, અને એ પ્રવાસમાં થયેલા અવનવા અનુભવો તેઓ અતિ હોંસપૂર્વક પોતાના મિત્રમંડળ સમક્ષ રજુ કરતા.

## મિઠાશભર્યો સ્નેહસંબંધ

છોટાઉદેપુરના નામદાર મહારાજા સાહેબને સ્વર્ગસ્થ માટે એટલી બધી માયામમતા હતી કે તેઓશ્રી વખતોવખત તેમને છોટા ઉદેપુર બોલાવતા, અને જેમ બને તેમ વધારે વખત રોકાવાનો આગ્રહ કરતા. ગં. સ્વ. રાજમાતા શ્રી ગુલાબકુંવરબા તથા મેજર મહારાજ શ્રી નહારસિંહજી સા. નો પણ સ્વર્ગસ્થ માટે અનહદ સ્નેહભાવ હતો. શ્રી. મોતીસિંહજી જ્યારે જ્યારે ત્યાં જાય ત્યારે સાહિત્યની વાત જરૂર કાઢે, અને આ રાજવંશીઓને સાહિત્યમાં રસ લેતા કરે.

વાંસદા, રાજપીપળા, સચીન, મોરબી વિગેરે રજવાડા સાથે પણ એમણે મીઠાશભર્યો સ્નેહસંબંધ કેળવ્યો હતો.

અને સાહિત્ય સેવકો તેમજ સાહિત્યમાં રસ લેનાર નામાંકિત વ્યક્તિઓ સાથે એમનો સ્નેહસંબંધ તો જાણીતો છે. ભાગ્યે જ એમના નામથી આવી કોઇ વ્યક્તિ અજાણ હોય. એ એવા ગુણગ્રાહી હતા કે કોઇપણ વ્યક્તિમાં કંઇ દૈવત જુએ તો તરત તેની સાથે પરિચય સાધે. અને એ પરિચય દિવસો જતાં સ્નેહસંબંધમાં જ પરિણમે !

## આતિથ્ય સત્કાર

એમનો આતિથ્ય સત્કાર એટલો બધો ભાવભીનો અને સહૃદયી હતો કે એમની મીઠી મ્હેમાની માણવાનું સૌ કોઇને મન થઇ આવે. અનેક રજવાડાઓ સાથે તેમને અંગત સગપણ તેમજ સ્નેહભર્યો સમ્બંધ હોવાથી રાજવંશી મ્હેમાનો તેમને ત્યાં પધારતા; જમીનદારો, સરદારો અને અમલદારો પણ આવતા; અને સાહિત્ય, સંગીત તથા કળાના ઉપાસકો પણ વખતોવખત મહીડાનિવાસની મુલાકાત લેતા. ચાણોદમાં કંઇપણ જાહેર પ્રસંગ હોય તો ચાણોદ સ્ટેશને સ્વર્ગસ્થ શ્રી. મોતીસિંહજીની મોટર હાજર હોય, ઘોડાગાડી પણ

જોઇએ ત્યારે તૈયાર હોય, અને મ્હેમાનોને બની શક્તી અનુકૂળતા આપવા તેઓ સદાય તત્પર હોય. ચાણોદમાં કોઇપણ જાહેર પ્રસંગ એમની હાજરી વગર ઉજવાય—એ પ્રસંગે બહારથી આવનાર મ્હેમાનો સ્વ. ની મ્હેમાનગીરી ચાખ્યા વિના રહી જાય કે એમના તરફથી મળતી સગવડોથી વંચિત રહેવા પામે એવું ભાગ્યેજ બને. કોઇપણ જાણીતી વ્યક્તિને ચાણોદ સ્ટેશને ઉતરીને નજીકના પ્રદેશમાં પગરસ્તે જવું હોય ત્યારે પણ વાહન વિગેરેની સગવડ માટે સ્વભાવિક રીતે સ્વ. શ્રી મોતીસિંહજી તરફજ તેની નજર ખેંચાય. એટલી બધી શાબાશી પોતાના આતિથ્ય સત્કાર માટે તેમણે મેળવી હતી.

મહીડાનિવાસના માનવંતા મ્હેમાનોમાં ખાસ કરીને નીચેની વ્યક્તિઓ લક્ષ ખેંચે છે:—છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબ; મેજર મહારાજ શ્રી. નહારસિંહજી; ગં. સ્વ. રાજમાતા શ્રી. ગુલાબકુંવરબા સા.;–રાજપીપળાના શ્રીમંત સૌ. સીનીયર મહારાણી સા.; તથા જુનીયર મહારાણી સા.; ના. યુવરાજ સા.; શ્રી. યુવરાણી સા;–મોરબીના ના. યુવરાજશ્રી; શ્રી. યુવરાણી સા.; છોટાઉદેપુર રાજ્યના ભાયાતો; રાજપીપળા રાજ્યના રાજકુંવરો તથા ભાયાતો; માળિયાના નામદાર ઠાકોર સાહેબ;–ઘ્રોળના નામદાર સ્વર્ગસ્થ ઠાકોર સા. શ્રી. જોરાવરસિંહજી; તેઓશ્રીના માતુશ્રી; રાણી સાહેબ; નાના ભાઇશ્રી–હાલના ના. ઠાકોર શ્રી. ચંદ્રસિંહજી સા.; ભાયાતો; અમલદારો વિગેરે રસાલા સહિત;–રાજગઢ(મધ્યહિંદ)ના ના. મહારાજા સાહેબ; અલીરાજપુરના ના. મહારાજા સા.; જવાસિયાના ઠાકોર શ્રી ગિરિરાજસિંહજી; વઢવાણના કુ. શ્રી. બનેસિંહજી; વડોદરાના નાયબ દિવાન શ્રી. સત્યવ્રત મુકરજી સા.; સુબા સા. શ્રી. પીલાજીરાવ ગાયક-

સગીતશાસ્ત્રી પંડિત ઓંકારનાથ, શ્રી ચંદ્રવદન મ્હેતા, શ્રી ભાનુ શંકર વ્યાસ (બાદરાયણ), શ્રી રમણીકલાલ સુખડીયા, અમદાવાદના શ્રી ભારતીબ્હેન અંબાલાલ સારાભાઇ, શ્રી સરોજિની બ્હેન હઠીસિંગ, શ્રી વિનોદિની નીલકંઠ, શ્રી સુધા દિવાનજી શ્રી વસંત શુકલ, શ્રીમતિ કુસુમ ઠાકોર, મીસ રણદિવે શ્રી હર્ષદગમ વકીલ ખાનસાહેબ એસ કે કગ્જાવાળા, પ્રકાશ પીકચર્સવાળા ચીમનલાલ લુહાર તથા ઉમાકાન્ત, ક્ષત્રિય મહાસભાવાળા ઉપદેશક ઠાકોર મહારાજસિંહજી, ગો દા ગયપુરા, પ્રો ડુરકાળ, ગઢવી મેરૂભા, કવિ ન્હાનાલાલ, ચંદ્રશંકર પંડયા, નારાયણ વીસનજી ઠક્કુર, માણેકચંદ તા અડાલજ (નિવૃત્ત ચીફ એન્જીનીયર), વિલાયતના ડૉ બેનેટ, પ્રો આપ્ટે, શ્રી ગીજુભાઇ બધેકા પ્રો એ કે ત્રિવેદી, જગજીવનદાસ મોદી લક્ષ્મીલાલ માણેકલાલ ડેમ્ટર, તા પો અડાલજ

## યાદગાર પ્રસંગો

સ્વ શ્રી મોતીસિંહજીના જીવનના બીજા પણ અનેક યાદગાર પ્રસંગો છે

તા. ૧૮-૮-૩૪ ના રોજ અમદાવાદ ગુજરાત કૉલેજના પ્રેમભક્તિ મંડળના આશ્રય નીચે શ્રી કેશન ફ્રુન સન્માન સમારંભ ઉજવાયો તેમા તેમણે ભાગ લીધો હતો

તા ૧૦-૬-૩૫ ના રોજ શ્રી ધીરજલાલ પરીખ (જેઓ હાલ કૉલેજમા પ્રોફેસર છે) બી એ ની પરિક્ષામા પાસ થતા મહીડાનિવાસમા પાર્ટી આપવામા આવી હતી

સન ૧૯૩૫ મા 'વીગની વાતો'ના લેખક શ્રી તા પો અડાલજને આમંત્રણ આપી તેમની સાથે સાહિત્ય વાર્તાલાપ, તથા ચાણોદ અને નર્મદાતટના પ્રાચિન ઇતિહાસના સંશોધન વિષે ચર્ચા કરી હતી

તા ૧૨-૧૮-૩૫ ના રોજ છોટાઉદેપુરના ના. મહારાજા સાહેબના બ્હેન (રાજપીપળાના સૌ. યુવરાણી સા) રાજપીપળા પધારતા માડવા-મહીડાનિવાસમા તેમનો સત્કાર થયો હતો.

તા. ૧૬-૧૨-૩૫ ના રોજ ગુજરાત સ્ટેટસના એ. જી. જી. સા. પધારતા ચાણોદ સ્ટેશને તેમનો સત્કાર કર્યો.

'શારદા' માસીકના તંત્રી શ્રી. ગો. હ. ગયજુરાને પોતાને ત્યા નોતરીને માડવા ચાણોદની જનતાને ચાણોદની લાયબ્રેરીમા શ્રી. ગયજુરાના દુહા તથા રાસ સાભળવાનો લાભ આપ્યો હતો

ચૈત્રી પુનમના મેળા વખતે કરનાળીમા એક અહવાડિયાની ભજનધુન હતી તે વખતે સ્વર્ગસ્થે તેનો લાભ લીધો હતો.

તા. ૨૬-૧૧-૩૬ ના રોજ આદોદમા શ્રી વીસાવાડ યુવક મંડળનું સમેલન પેટલાદના શેઠ શ્રી. મણીલાલ પરભુદાસના પ્રમુખપદે ઉજવાયુ તેમા સ્વર્ગસ્થે હાજર રહી પ્રોત્સાહન આપ્યુ હતુ.

તા ૧-૧-૧૯૩૭ ના રોજ સ્વ. શ્રી. મોતીસિંહજીની ૨૬ મી જન્મગાંઠ ઉજવાતા મહીડા નિવાસમા ટી પાર્ટી રાખવામા આવી હતી, જેમા ચાણોદના વહીવટદાર શ્રી માનસિંહરાવ ગાયકવાડ, સનાતન ધર્મના વ્યાખ્યાતાશ્રી નારણજી સાગાણી, શ્રી જમનાશંકર શર્મા, શ્રી પુરુષોત્તમ શાસ્ત્રી વિગેરેએ હાજરી આપી તેમને અભિનંદન તથા આશિષ આપ્યા હતા.

તા. ૮-૨-૩૭ ના રોજ છોટાઉદેપુરના નામદાર શ્રી સૌ. મહારાણી સા. તથા ડોવેજર મહારાણી સા શ્રી. ગુલાબકુંવરબા (સ્વ. ના ફોઇબા શ્રી) માંડવા પધાર્યા હતા.

તા. ૧૦-૫-૩૭ ના રોજ કવિ શ્રી. ન્હાનાલાલ સાથે શ્રી. મોતીસિંહજી ડભોઇમા ભક્તકવિ શ્રી દયારામભાઇનુ મકાન જોવા ગયા હતા

તા. ૮–૨–૧૯૩૮ ના રોજ સ્વર્ગસ્થ શ્રી. ગોતીસિંહજીના પ્રમુખપદે ડૉ. નટવરલાલ માણેકલાલ વ્યાસ પાટણની આયુર્વેદ મહાવિદ્યાલયમાં L. A. M. ની પરીક્ષામાં ઉતીર્ણ થયા તે માટે અભિનંદન આપવાનો મેળાવડો થયો હતો.

તા. ૧૩–૨–૩૮ ના રોજ સ્વર્ગસ્થ શ્રી હરીપુરા કોંગ્રેસ જોવા ગયા હતા જ્યાં શ્રીયુત ભુલાભાઇ દેસાઇનો તેમને મેળાપ થયો હતો.

તા. ૩–૪–૧૯૩૮ના રોજ પ્રોળના નામદાર સ્વ. ઠાકોર સાહેબ 'મહીડા ભુવન'માં પધાર્યા હતા. સાથે તેઓશ્રીના કુટુંબીજનો–તેઓશ્રીનાં માતુશ્રી, રાણી સાહેબ, નાના ભાઈશ્રી–હાલના ના. ઠાકોર શ્રી ચંદ્રસિંહજી સા., તેમજ ભાયાતો, અમલદારો વગેરે રસાલો હતો. પાંચ દિવસ તેઓશ્રી રોકાયા તે દરમ્યાન ભરચક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. તે વખતે અનુભવેલી મીઠી મહેમાનગીરી તથા માણેલી મોજને આજે પણ હાલના પ્રોળના ના. ઠાકોર સા. તથા તેઓશ્રીની સાથે આવેલા કુટુંબીઓ હોંસપૂર્વક યાદ કરે છે.

તા. ૨૯–૪–૩૮ ના રોજ વડોદરાના નામદાર દિવાન સા. સર વી. ટી. કૃષ્ણમાચારી સા. તીલકવાડા જવાના હોઇ 'સીલ્વર ઘેરટ 'માં ચાણોદ સ્ટેશને પધાર્યા ત્યારે સ્વર્ગસ્થે તેમને ફુલહાર કરી સત્કાર કર્યો હતો.

તા. ૨૬–૧૨–૩૮ ના રોજ રાજકોટના રાજસ્થાની જંગનું નિરીક્ષણ કરવા સ્વ. શ્રી. મોતીસિંહજી રાજકોટ ગયા હતા.

વડોદરાનરેશ શ્રીમંત મહારાજા સા. શ્રી સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીના અવસાન માટે શ્રી. મોતીસિંહજીએ શોકદર્શક તાર કર્યો, જે માટે આભારદર્શક જવાબ નામદાર દિવાન સાહેબે તારથી આપ્યો હતો.

તા. ૨૮–૫–૧૯૩૯ના રોજ મહાત્મા ગાંધીજીને સ્વ. મોતી-

સિંહજી રાજકોટ મુકામે મળ્યા હતા, અને તેમની સાથે પા કલાક સુધી વાતચીત કરવાનો લાભ મેળવ્યો હતો.

તા. ૧-૮-૧૯૩૯ ના રોજ મહાસભા સરકારે દારૂબંધી કરી તે માટે અભિનંદનનો તાર મુંબાઈના આરોગ્ય અને આબકારી પ્રધાન ઉપર કરીને સ્વર્ગસ્થે અભિનંદનપત્ર લખી ડૉ. ગીલ્ડરને ધન્યવાદ આપ્યા હતા.

નવેમ્બર ૧૯૪૦ માં છોટા ઉદેપુરના શ્રીમંત મહારાજા સા. ના જન્મદિવસની ખુશાલીમાં તેમના માતુશ્રી અને સ્વ. ના ફોઈબા શ્રી ગુલાબકુંવરબા સાહેબે માંડવાનાં સન્નારીઓને ' મહીડા નિવાસ 'માં ટીપાર્ટી આપી હતી.

તા. ૭-૧૨-૪૦ ના રોજ 'મહિડા નિવાસ'માં કુટુંબનું સ્નેહ-સંમેલન યોજ્યું હતું, જે પ્રસંગે રાજપીપળાના શ્રીમંત સિનિયર મહારાણી સા., તથા શ્રીમંત સૌ. જુનિયર મહારાણી સા., તથા ગં.સ્વ. શ્રીમંત મનહરકુંવર, ડાવેજર મહારાણી સા., રાજકુમાર શ્રી. નટવર-સિંહજી; મોરબીના શ્રીમંત સૌ. યુવરાણી સા., તથા છોટાઉદેપુરના કેપ્ટન મહારાજ ન્હારસિંહજી, ડાવેજર મહારાણી સા. ગં. સ્વ. શ્રીમંત ગુલાબકુંવરબા સા., રાજકુંવરીઓ તથા અન્ય કુટુંબીજનોએ માનવંતી હાજરી આપી, આનંદમાં વખત વિતાવીને મહિડાનિવાસના આતિથ્યની મોજ માણી હતી. એ પ્રસંગે અમદાવાદના શ્રી. ભારતીબ્હેન અંબાલાલ સારાભાઇ તથા શ્રી. સરોજિનીબ્હેન હઠીસીંગ પણ હાજર હતા.

ડીસેમ્બર ૧૯૪૦ માં ચાણોદના ઠાકરસી હોલમાં છોટાઉદેપુરના કેપ્ટન મહારાજ શ્રી. ન્હારસિંહજીના પ્રમુખપદે શ્રી. ચંદ્રવદન મ્હેતાનું ભાષણ થયું હતું. સ્વર્ગસ્થે પ્રમુખશ્રી, ભાષણકર્તા, તથા અમદાવાદથી આવેલાં શ્રી. ભારતીબ્હેન અંબાલાલ સારાભાઈ, શ્રી. સરોજિની હઠીસીંગ અને અન્ય મ્હેમાનોનું સારૂં આતિથ્ય કર્યું હતું.



**મોરબીના યુવરાજશ્રી મહીડાનિવાસમાં**

(ડાબી બાજુથી) ૧. સ્વ. શ્રી. મોતીસિંહજી; ૨. મોરબીના શ્રી. અમરસિંહજી રાણા (પોલીસ સુપ્રી.); ૩. શ્રી નટવરસિંહજી, રાજપીપળા; ૪. શ્રી. હરેન્દ્રસિંહજી, રાજપીપળા; ૫. મોરબીના યુવરાજશ્રી; ૬. ડૉ. બેનેટ; ૭. રાજપીપળાના યુવરાજશ્રી; ૮. શ્રી. નરપતસિંહજી, રાજપીપળા; ૯ શ્રી. સંગ્રામસિંહજી, રાજપીપળા, ૧૦. શ્રી. નરેન્દ્રસિંહજી.



**મહીડા નિવાસમાં રાજવંશી મહેમાનોનો સત્કાર—ભોજન સમારંભ**

(બેઠેલા : ડાબા હાથથી)—૧. કુ શ્રી નરપતસિંહજી, રાજપીપળા, ૨ સ્વ. શ્રી. મોતીસિંહજી, ૩. રાજકુમારશ્રી નટવરસિંહજી, રાજપીપળા, ૪ શ્રીમંત મહારાજા સા છોટાઉદેપુર, ૫ ઠાકોર સાહેબ, સલોર, ૬ કુ. શ્રી. હરેન્દ્રસિંહજી, રાજપીપળા, ૭ કેપ્ટન મહારાજશ્રી નહારસિંહજી, છોટાઉદેપુર, ૮ મેજર કુ શ્રી પ્રવિણસિંહજી, રાજપીપળા, ૯. કુ શ્રી પ્રાક્રમસિંહજી, છોટાઉદેપુર, ૧૦ લેફ કુ શ્રી પ્રતાપસિંહજી, ૧૧ માત્રોજા શ્રી. અમરસિંહજી, ૧૨ ઠ શ્રી. નરેન્દ્રસિંહજી.

તા. ૩૧-૧૨-૪૦ ના રોજ સ્વર્ગસ્થનો જન્મદિવસ ઉજવાઇ તેમાં રાજપીપળાના રાજકુમારો શ્રી. નટવરસિંહજી અને શ્રી. હરેન્દ્રસિંહજી તથા મુંબઇના શેઠ શ્રી. હારકાદાસ જેઠીસનદાસ વિગેરેએ ભાગ લીધો હતો.

તા. ૬-૩-૪૧ ના રોજ છોટાઉદેપુરના નામદાર મહારાજા સા. પોતાના ભાઇ કેપ્ટન મહારાજ શ્રી. ન્હારસિંહજી તથા સ્ટાફ સાથે પોતાના ખાસ સલુનમાં ચાંદોદ સ્ટેશને પધારી માંડવા મહીડા નિવાસમાં ચાર દિવસ સુધી મ્હેમાન બન્યા હતા, જે દરમ્યાન ચાંદોદમાં સર વિઠ્ઠલદાસ ઠાકરસી ક્લબ તરફથી નામદાર મહારાજા સા. ના માનમાં મેળાવડો થયો હતો, અને માંડવામાં સ્વ. શ્રી. મોતીસિંહજી તરફથી ડીનરની યોજના થઇ તેમાં અગર તથા સણોરના ઠાકોર સાહેબો તેમજ રાજપીપળાના શ્રી. કુમાર સાહેબો પધાર્યા હતા.

**હૃદયની ઉદારતા**

સંસ્થાઓને તેમજ વ્યક્તિઓને તેઓ ઉદારતા પૂર્વક સહાય આપતા. આવી અનેક સહાયો 'ગુપ્તદાન' તરીકે રહેવા પામી હશે. ઉપરાંત તેમણે રૂ. ૧૫૧ શ્રી ગુજરાત રાજપૂત હિતવર્ધક મંડળને, રૂ. ૫૦ ચાંદોદના કેળવણી ઉત્તેજક ફંડમાં, રૂ. ૨૫ નામદાર શહેનશાહની જ્યુબીલી પ્રસંગે રૌપ્ય મહોત્સવ ફંડમાં, રૂ. ૧૦૦) ના. વાઇસરોયના વોર ફંડમાં, રૂ. ૨૫ ચાણોદની ગુરૂકુળશાળાને પુસ્તકો માટે, રૂ. ૨૫ ડભોઇ સાહિત્ય સભાને, રૂ. ૨૫ શ્રી રાયપુરા સુવર્ણ મહોત્સવ ફંડમાં અને એવી બીજી રકમો જાહેર સંસ્થાઓની પ્રવૃત્તિને વેગ મળે એ હેતુથી આપી હતી.

ઉપરાંત અમદાવાદની ચીલ્ડ્રન ક્લીનીક, કાનપુરનું અનાથાશ્રમ, ચાંદોદની સંસ્કૃત પાઠશાળા, ડભોઇની પાંજરાપોળ વિગેરે સંસ્થાઓને દાન આપેલ છે; અને શ્રી. છોટાઉદેપુર, સંખેડા-મેવાસ રાજપૂત સમાજ તથા માંડવા રાજપૂત સમાજને ઉદાર સહાય આપવા ઉપરાંત રાજપૂત

યુવકોને શિષ્યવૃત્તિઓ તથા રાજપૂત છાત્રાલયોને પણ મદદ આપી છે.

**'ઓટોગ્રાફ'નો શોખ**

નામાંકિત પુરૂષોના હસ્તાક્ષરો–ઓટોગ્રાફ–મેળવવાનો પણ એમને શોખ હતો. ઓટોગ્રાફની એમની કિતાબે કેટલાય મહાપુરૂષોના મનન કરવાં જેવાં સુત્રો સંઘરી લીધા છે, જેમાં મહાત્મા શ્રી. મો. ક. ગાંધી, શ્રી. સત્યવત મુકરજી, શ્રી. કનૈયાલાલ મુન્શી, શ્રી. કાકા કાલેલકર, શ્રી. રાજગોપાલાચારી, શ્રી. વલ્લભભાઇ પટેલ, શ્રી. કૃષ્ણલાલ મોહણલાલ ઝવેરી, શ્રી. જે. એસ. તારાપોરવાળા, પ્રોળના ઠાકોર સા. શ્રી. જોરાવરસિંહજી, શ્રી. જે. બી. દુરકાળ, રાજપીપળાના યુવરાજ શ્રી. રાજેન્દ્રસિંહજી, મેજર મહારાજ શ્રી. નહારસિંહજી સા., મોરબીના યુવરાજ શ્રી. મહેન્દ્રસિંહજી, કુ. શ્રી. પ્રાક્રમસિંહજી, શ્રી. ગૌરીશંકર ઓઝા, શ્રી. નારણજી પુરૂષોત્તમ સાંગાણી, શ્રીમતિ સવિતાદેવી, શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડ, શ્રી. શેઠ ચીનુભાઇ માધવલાલ રણછોડલાલ, શ્રી. ભારતી સારાભાઇ, શ્રી. સરોજિની હકીસીંગ, શ્રી. બાદરાયણ, શ્રી. ચંદ્રવદન મ્હેતા, શ્રી. પ્રિયરંજનસેન, શ્રી. નાગેન્દ્રનાથ ઘોશ, શ્રી. એસ. એમ. વાડીયા વિગેરે અનેક સજ્જનોના હસ્તાક્ષર અને ઉપદેશ વચનોનો સુંદર સંગ્રહ છે.

**નિયમિત અને આદર્શ જીવન**

નિયમસર ખાવું, નિયમસર સુવું, અને નિયમસર કામ કરવું એ તેમનો જીવનમંત્ર હતો. રાજવંશી ઠાઠ ભર્યાં વાતાવરણમાં રહેવા છતાં તેઓ હમેશાં સાદાઇથી રહેતા. ખાનપાનમાં પણ ખાસ નિયમિતતા જાળવતા. 'ગમે ત્યારે ખાવું અને જે મળે તે ખાવું' એ એમની આદત ન્હોતી. એમને કોઇ જાતનું દુર્વ્યસન ન્હોતું. પોતે ભલા અને પોતાનું કાર્ય ભલું એ રીતે તેઓ વાંચન મનન અને લેખન વ્યવસાયમાં જ પોતાના સમયનો સદુપયોગ કરતા. એમના જેવા આવી સાદાઇ અને સંયમથી રહી શકે એ બીજાઓને

મન નવાઇની વાત લાગતી, અને એમના આવા આદર્શ જીવન માટે સૌને માન ઉપજતું.

દુઃખદ અવસાન

તા. ૫-૧૨-૪૧ ના રોજ સવારે દસ વાગતાં મહીડા કુટુંબ ઉપર જાણે વીજળી તૂટી પડી. એ કુટુંબના માનીતા શ્રી. મોતીસિંહજી એ સમયે આખા કુટુંબને રોતું કકળતું મુકી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. એ કુટુંબ ઉપર દુઃખનો ડુંગર તૂટી પડયો.

છેવટ છેવટમાં જ્યારે તેઓ મુંબઇ, સુરત વડોદરા વિગેરે સ્થળોએ જઇને પાછા આવ્યા ત્યારે ભાગ્યેજ કોઇએ એમ માન્યું હોય કે તંદુરસ્ત તબિયતવાળા અને હસતા રમતા સ્વભાવના એ ફુલગુલાબી જુવાન માંડવામાં પગ મુકયા પછી થોડા જ દિવસોમાં ટાઇફાઇડની બીમારીથી પટકાઈ પડશે અને મૃત્યુના બીછાને પડી તેમનો જીવનદીપક આમ એકાએક અકાળે બુઝાઇ જશે !

તેમની સારવાર કરવામાં તેમના આપ્તજનોએ કંઇજ કચાશ ન રાખી. છોટાઉદેપુર, રાજપીપલા તથા વડોદરાથી ડોકટરો આવ્યા, શકય તેટલા બધાય ઉપચારો અજમાવ્યા, પરંતુ 'તુટીની બુટી નહિ' એ ન્યાયે ઇલાજો નિષ્ફળ નીવડયા, અને શ્રી. મોતીસિંહજીને મૃત્યુએ ઝડપી લીધા.

માત્ર એ કુટુંબને જ નહિ, પરંતુ એમના આપ્તજનો, સગાસબંધીઓ, સ્નેહીમિત્રો અને શુભેચ્છકોને આ દુઃખદ સમાચારથી અનહદ આઘાત થયો. પહેલાં તો આ ખબરને સાચી માનતાં સૌનું અંતર ખચકાતું. થોડા જ દિવસ પહેલાં સાજાસારા-તંદુરસ્ત-પોતે હસતા અને બીજાને હસાવતા શ્રી. મોતીસિંહજી આમ એકાએક ભરયુવાવસ્થામાં માત્ર ૩૨ વર્ષની વયે સ્વર્ગે સંચરે એ વિધિનું કેવું વિષમ વિધાન ?

## શોકદર્શક તારો

છોટાઉદેપુર, રાજપીપલા, દેવગઢબારીયા, રાજકોટ, માળિયા અને બીજા રજવાડાઓ તરફથી દિલાસાના તારો છુટયા. દીલસોજી દર્શાવનારા અને ધીરજ આપનારા પત્રોનો વરસાદ વરસ્યો, વર્તમાન પત્રોએ એ દુઃખદ અવસાનની ભાવભીની ભાષામાં નોંધ લીધી અને અનેક સંસ્થાઓએ દિલગીરીના ઠરાવો કર્યાં. આ બધું સ્વર્ગસ્થની લોકપ્રિયતાના પ્રતિક સમું હતું.

શોકદર્શક તારોમાં મુખ્યત્વે નીચે જણાવેલ વ્યક્તિઓના હતાઃ—

છોટા ઉદેપુરના ના. મહારાજા સાહેબ; મેજર મહારાજ શ્રી. નહારસિંહજી સા.; ગં. સ્વ. દાવેજર મહારાણી શ્રી. ગુલાબકુંવરબા સા.; મહારાઉલ શ્રી. રાયસિંહજી; મહારાઉલ શ્રી. ગજેન્દ્રસિંહજી; મહારાઉલ શ્રી. નરસિંહસિંહજી; કુ. શ્રી. પ્રાકમસિંહજી; રાવબહાદુર ધીરજલાલ દેસાઇ, દિવાન સા.; કુ. શ્રી. નટવરસિંહજી લાડીવાળા; છો. ઉ. ના શ્રી. પ્રભુદાસભાઇ, પ્રાઇવેટ સેક્રેટરી; શેઠશ્રી કામા, પર્સનલ એસીસ્ટન્ટ; ડૉ. દવે; નટવરલાલ પરીખ, મેજીસ્ટ્રેટ; પંચગનીથી રાજકુમાર શ્રી. સજ્જનસિંહજી સા.; દેવગઢબારીયાના નામદાર મહારાજા સા. તથા મહારાણી સા.; રાજપીપલાના કુ. શ્રી. હરેન્દ્રસિંહજી; અ. સૌ. તારાકુંવરબા સા.; દિવાન સા. ફીરોઝ કોઠાવાલા; મોળના ગં. સ્વ. માજી રાજબા સા. તથા ગં. સ્વ. દાવેજર રાણી સા. શ્રી. રાજકુંવરબા; રાજકોટના ગં. સ્વ. દાવેજર મહારાણી સા. શ્રી. પદ્મકુંવરબા સા.; જાંબુઘોડાના ઠાકોર સા. શ્રી. રણજીતસિંહજી; ચોરાંગલાના ના. ઠાકોર સાહેબ; ઝખનાવદાના ઠાકોરશ્રી નારાયણસિંહજી; માધવપુરાના ઠાકોર સા. શ્રી. છત્રસિંહજી; જવાસિયાના ઠાકોર સા. શ્રી. ગિરિરાજસિંહજી; માળિયા સ્ટેટના મેનેજર સા.; લાડીના કુ. શ્રી. ગંભીરસિંહજી; વડોદરાથી નાયબદિવાન એ. મુકરજી સા.; મુંબઇના શેઠ બરજોરજી અને તહેમીના ઇચ્છા

પોરીયા, શ્રી શીરાજી, કનમ મંડળ, સી એમ. બેકર, છગનનાન નરોત્તમદાસ ઝવેરી, મુંબઇના જાણીતા વિમાની પી એમ કબાલી, વડોદરાનાળા મુંબઇનિવાસી સુરેન્દ્રભાઇ લીલાધર ઝવેરી, જામનગરથી સ્વામી શ્રી પ્રકાશાનંદજી, દેવગઢબારીયાના દીનામાય કટ્રાસ્ટર, રાજકોટના મેડમ ડી રસન વગેરે.

## સ્વર્ગસ્થના માનમાં

સ્વર્ગસ્થના શોકજનક અવસાનના ખબર મળતા છોટાઉદેપુર તથા માળિયા સ્ટેટોમા ઓફીસો તથા શાળાઓમા રજા પાળી હતી છોટાઉદેપુર, માળિયા, ચાણોદ તથા માડવામા પણ આખો દિવસ હડતાલ પાળવામા આવી હતી

## દિલાસા માટે રૂબરૂ પધરામણી

સ્વર્ગસ્થના શોકજનક અવસાન માટે શોક દર્શાવવા તથા રૂબરૂમા દિલાસો આપના માટે છોટાઉદેપુરથી શ્રીમંત મહારાજા સા, મેજર મહારાજ શ્રી નહારસિંહજી સા તથા રા સ્વ રાજમાતા શ્રી ગુનાબકુવરબા સ્પેશીયલમા ચાણોદ-માડવા પધાર્યાં હતા ઉપરાંત રાજપીપળા, દેવગઢબારીયા, મોરબી, માળિયા, વગેરે રાજ્યો તરફથી દુખવટા માટે પ્રતીનિધીઓ મોકલવામા આવ્યા હતા રાજપીપળાના રાજકુવરો, ભાયાતો, અમલદારો, અગરના ના ઠાકોર સા, સણોરના ઠાકોર સા તથા મેનાસના ઘણા ઠાકોરો જાતે લૌકિકે પધાર્યા હતા

## દિલાસાપત્રો

દિસાસાપત્રોનો પણ કઇ પાર નહોતો એક વખત સ્વર્ગસ્થના પરિચયમા આવનારને તેમના અવસાનના ખબર સાભળીને આઘાત થાય તેવો મિલનસાર અને માયાળુ તેમનો સ્વભાવ હતો દિલાસા પત્રો મોકલનાર અનેક સજ્જનોમા મુખ્યત્વે નીચે જણાવેના ગૃહસ્થો હતા —

છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબ તથા મેજર મહા

રાજા શ્રી. નહારસિંહજી; મોરબીના ના. મહારાજા સાહેબ; રાજકોટના ના. ઠાકોર સા.; પ્રોળના ના. ઠાકોર સા.; લુણાવાડાના ના. મહારાજા સા.; સચીનના ના. નવાબ સા.; છોટાઉદેપુરના ગં. સ્વ. રાજમાતા શ્રી ગુલાબકુંવરબા; પ્રોળના ગં. સ્વ. રાણી સા. શ્રી રાજકુંવરબા; રાજનીલીગીરી સ્ટેટના રાણી સા. શ્રી. આનંદકુંવરબા; છોટાઉદેપુરના મહારાઉલ શ્રી. ભવાનીસિંહજી; જામનગરના કુ. શ્રી. અર્જુનસિંહજી; આમોદના ઠાકોર સા. સરદાર નવાબ સર નહારસિંહજી; સીતામઉના યુવરાજ શ્રી રઘુવીરસિંહજી; સરવનના ઠાકોર સા. શ્રી મહેન્દ્રસિંહજી; જવાસિયાના ઠાકોર સા. શ્રી ગીરીરાજસિંહજી ( જેઓ ઇંદોરની ડેલી કોલેજમાં સ્વર્ગસ્થના સહાધ્યાયી હતા ); વીરપુરના યુવરાજ શ્રી નરેન્દ્રસિંહજી; મોરબીથી કુ. શ્રી. રણજીતસિંહજી હરભમજી ( કચ્છ કાઠિયાવાડ રાજપૂત સમાજના પ્રમુખ ); રાણા શ્રી અમરસિંહજી; રાજપીપળાથી ઠાકોર શ્રી ઉમંગસિંહજી; રાજપીપળાથી કુ. શ્રી. નરપતસિંહજી; ભરાડા (ધ્રાંગધ્રા સ્ટેટ)ના રાણા શ્રી ભાઇસાહેબબા બાપુભા; ભરૂચથી લાકીના કુ. શ્રી; પ્રવિણસિંહજી; માળિયાના કુ. શ્રી. રાજેન્દ્રસિંહજી; માળિયા મેનેજર શ્રી. જેઠાલાલ શાહ; ધમણાદથી માત્રોજા શ્રી. અમરસિંહજી; મોગરના ઠાકોર શ્રી. મહેન્દ્રસિંહજી કેસરીસિંહજી સોલંકી; મીયાંગામના મહારાઉલ શ્રી નટવરસિંહજી ગુલાબસિંહજી સા.; રાવળજી શ્રી નરેન્દ્રસિંહજી; શ્રી છત્રસિંહ રાણા; અણીતેથી શ્રી. અભેસિંહ રાયસિંહ; કાલોલના શ્રી. મારૂતિસિંહ ઠાકોર; માઢુંગાથી ગુમાનસિંહજી હિં. પરમાર; આદપુરના કુમાર શ્રી સુજાનસિંહજી; ખોરીથી શ્રી માધવસિંહ રાજ 'દિવાકર'; કુ. શ્રી. અમીરસિંહજી ચૌહાણ; સાદરાથી શ્રી. પ્રતાપસિંહ જાડેજા; કંથરાજથી ઠાકોર શ્રી પૃથુસિંહ રાયસિંહ; મોગરના શ્રી. નટવરસિંહજી; બીહોરા સ્ટેટના કુ. શ્રી. મહમદખાનજી; બગસરાના કુ. શ્રી. વાલેરાવાળા; અંદાડાના ઠાકોર શ્રી અમરસિંહજી; નવસારીથી કુ. શ્રી. રણજીતસિંહ બી.;

ખંભાતથી શ્રી. આટોદરીયા જસવંતસિંહ ભીમભાવા; છોટાઉદેપુરથી શ્રી. કે. એન. પાનીમેંગ્વેર; શ્રી. પરમાનંદ કે. ભટ્ટ તથા શ્રી. રમણલાલ ન. જોશી; પૂજ્ય સ્વામીશ્રી પ્રકાશાનંદ; શ્રી. બાલાશંકર પ્રભાશંકર પંડયા; શ્રી. વીરપાલસીંહ બી. વાંસડીયા; વડોદરા કંપના મે. ડીકુઝ સા.; ખાનસાહેબ એસ. કે. કરંજાવાળા; કુ. શ્રી. મહમદ સાદિક સા.; વડોદરાના શ્રીમંત લાલસિંહરાવ ગાયકવાડ; તથા શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડ; શ્રી. સત્યવ્રત મુકરજી; શ્રી. અંબાલાલ બી. પંડયા; નગરશેઠ હરિભક્તિ; શ્રી. રમણલાલ વ. દેસાઇ; પ્રો. કેશવલાલ કામદાર; શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા; શ્રી. મુળજીભાઇ પી. શાહ; શ્રી. લાડવાડા વ્યાયામ મંદિરના સંચાલક; શ્રી. જયંતિલાલ હ. તલાટી; શ્રી. હીરાલાલ એચ. પાઠક; રીલાયન્સ ટ્રેડીંગ કું.વાળા શ્રી ગોરધનભાઇ; ઓરીએન્ટલ ગ. સી. લા. એસ્યુરન્સ કં. લી. ના ઇન્સ્પેકટર શ્રી. દેસાઇ; વકીલ શ્રી. રમણીકરાય હી. અંજારીયા; બરોડા રોટરી કલબ તર્ફે સેક્રેટરી શ્રી. એમ. કે. પરીખ; રાજપૂત વિદ્યાર્થીભવનના મંત્રી શ્રી હાથીસિંહ પર્વતસિંહ રાઠોડ; વકીલ શ્રી. નટવરલાલ જેઠાલાલ મહેતા; ઇન્દુકુમાર શહેરાવાળા; મુંબઇથી શ્રી. કનૈયાલાલ મુન્શી તથા શ્રીમતિ લીલાવતી મુન્શી; દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; બેરીસ્ટર સુંદરલાલ દેસાઇ; આર. ઇ. એમ. પટેલ જે. પી.; ઓરીએન્ટલ ટ્રાન્સલેટર શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે; શ્રી. છત્રસિંહ વાઘેલા; એડવોકેટ બંસીરાવ જી. ઠાકોર; વિમાની શ્રી. પી. એમ. કબાલી; રેડીયો સ્ટેશનવાળા શ્રી. ચન્દ્રવદન મહેતા; શ્રી. અમીદાસ જે. શેઠ; સી. એ. ગલીબાકોટવાલા એન્ડ કં. લી. ના ડાયરેકટર; શ્રી. ભાનુશંકર વ્યાસ; વીલ્સન સ્ટુડીઓવાળા શ્રી સોમાભાઇ આર્ટીસ્ટ; પ્રકાશ પીકચર્સવાળા શ્રી. ઉમાકાન્ત; શ્રી. જી. એસ. બોરકર અને એચ. મંધારામ; ઝવેરી છગનલાલ નરોત્તમદાસ; મેટ્રો મોટર્સવાળા શ્રી. હોમી. ડી. કરાકા; અમદાવાદથી શ્રીમતિ ભારતીબેન અંબાલાલ

સારાભાઇ, શ્રી સરોજિની હઠીસીંગ, શેઠ ચરણદાસ હરીદાસ, ઝવેરી ભોગીલાલ તારાચંદ, કવિ શ્રી ન્હાનાલાલ, પંડિત દેવેન્દ્રવિજય દ્વિવેદી, સુરતના રા સા જમનાદાસ મહેતા, શ્રી એમ જી કીનારીવાલા, શ્રી ઇશ્વરલાલ વીમાવાળા, શ્રી નટવર વીમાવાળા, વકીલ સુમતરાય ચીમનલાલ ભટ્ટ, ભગીનદાસ નાથુભાઇ જરીવાળા, નવસારીના જહાંગીર દેસાઇ, ભરૂચથી સ્વામીશ્રી પરમાનંદ સરસ્વતી, ઠાકોરલાલ એન ચુંદરીયા, રામકૃષ્ણ મહાશંકર પંડયા, વઢવાણ સ્ટેટ કાઉન્સીલના પ્રમુખ રાવબહાદુર મણીલાલ મહેતા શ્રી અજિતસીંહ પરમાર, કનાપી કનાગમ, લાઠીથી કવિશ્રી લલિત, ચાણોદના વહીવટદાર મે આર આર સાનુકે ચાણોદના વતની અને મુંબઇની 'ઓવરસીઝ કેમીકલ એન્ડ ટ્રેડીંગ ક 'વાળા શ્રી જે બી શાહ, ચાણોદ સેવક-સંઘના પ્રમુખ શ્રી, સર નિરંતદાસ દા ઠાકરશી કરમના પ્રમુખ શ્રી ફતેસિંહજી ગોહિલ, શ્રી નર્મદા બ્રહ્મચર્યઆશ્રમવાળા શાસ્ત્રી પુરૂષોત્તમ નાથારામ પંડિત ડભોઇના આચાર્યશ્રી ભાગવતાચાર્ય ઉર્ફે વન્ટાચાર્યજી નારાયણાચાર્યજી, પુજાલાલ ઇશ્વરલાલ પંચાલ જીનાનાશ્રી નટવરલાલભાઇ, ગજકોટના શ્રી રણછોડલાલ લક્ષ્મીચંદ મહેતા, એડવોકેટ મણિલાલ એચ ઉદાણી, સ્પોર્ટસ ડેપોવાળા મોતીલાલ છોટાલાલ કીકાણી, રાવસાહેબ ડૉ. લલ્લુભાઇ ગી શાહ ધી ઓરીયન્ટલ એસ્યુરન્સ ક લી વાળા શ્રી સવાઇલાલ દેસાઈ અમરેલીના રાવબહાદુર જનુભાઇ દેસાઇ, બનેરાના પંડિત આર કેસ દેરાસરી બેરીસ્ટર ઉતેલીયાના રાજયોગ જયદેવપ્રસાદ ખુશાલદાસ, પાલણના શ્રી રમણલાલ મો ચોક્સી માડવીના શ્રી જી પંડ્યા જનગામના શ્રી પુરોહીત કથરાજના મારતંડ માધુસિંહ કાળાભાઇ, માડવાના માણજી કામદાર શ્રી મ્સનજી ડી દેસાઇ બોરસદના શ્રી ધીરજલાલ ની દેસાઇ, નાગણજથી નરસિંગ એસ પંડિત સ્ત્રેનામાળથી ડૉ. પ્રગોદગય વજરાજાની હાસોટના શેખ અબાસ

રહેમતુલ્લા; કરનાલીથી પંડયા ગજાનન વિશ્વનાથ; નસવાડીના ડૉ. હીરાલાલ કે. ભટ્ટ; કરાંચી ઓઇલ પ્રોડક્ટસ લી. નો સ્ટાફ; કઠોરના શ્રી. નવલચંદ નેમચંદ ભાવસાર; અલકાપુરી આશ્રમના શ્રી. એ. બી. શુક્લ; કપડવંજના ડૉ. માણેકલાલ કે. પરીખ; માળિયાના શેઠ ત્રીભોવન કલ્યાણજી; રાજપીપળાના મી. દારાશા મંચેરજી; ડેલી કૉલેજના પ્રીન્સીપાલ મી. મારચાન્ટ વગેરે.

## હ્રદયસ્પર્શી ઉદ્દગારો

આવેલા દિલાસાપત્રોમાં સ્નેહીસબંધીઓ અને શુભેચ્છકોના કેટલાક ઉદ્દગારો ખાસ નોંધ કરવા જેવા છે.—

Not only that he was of a very great help to you all, but his great and healthy contribution to literature is a very valuable national asset, and which, now, owing to his death, will ever remain difficult to fill up. His life so ruthlessly was cut off at a time when his services were needed by our country, and when he was about to touch even a greater achievement in the world of litera ture. Thus his loss is not only your loss, but a loss of the country. Words cannot convey enough sense of the sad loss that one feels at his passing away.

Indrasinhji
Maharaja, Bansda State.

*

I could not believe that my best friend has left me all of a sudden never to meet again. I can never forget him.

Kali Niketan, Naharsinh
ChhotaUdepur. Major Maharaj Shri

*

પ્રભુએ એક સાચું રાજપુત રત્ન ગુજરાત કાઠિયાવાડમાંથી છીનવી લીધું. તેઓશ્રીની આપણને તો મોટી ખોટ, પણ સાહિત્ય જગતમાં પણ પુરતી ખોટ આવી. —રાણા અમરસિંહ-મોરબી

*

આપણા ગુજરાતી સાહિત્યમાં એમના અવસાનથી એક ઘણો પ્રકાશતો તારો આપણા કમનસીબે અકાળે અસ્ત થયો છે. સાહિત્ય પ્રત્યે એમની ઉંડી લાગણી, એમનો પોતાનો પ્રયાસ, સાહિત્યકારોને ભેગા કરી જેટલું બને તેટલું તેમને ઉત્તેજન આપવાની તેમની કદરદાની, એમના અંતરની ધગશ, અનુપમ હતી. પોતે તે બાબતમાં અગ્રણી હતા. —કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

*

આટલી નાની ઉમરમાં પણ એ ભાઇએ આટલી આશાસ્પદ કારકિર્દી બતાવી આપી હતી. એમના જવાથી ગુજરાતે એક ભાવી સાહિત્યકાર ગુમાવ્યો છે. લીલાવતી મુન્શી

*

૩૨ ની વય-મ્હોરાયી અડધી. આશાભર્યું જીવન. મ્હોરતો આંબો. એની વયના પ્રમાણમાં ડહાપણથી જાણે ઝૂકી જતો હતો.
ન્હાનાલાલ દ. કવિ

*

In him you have lost an extremely amiable soul. Of his courtesy and pleasant company I carry some good memories. May his soul rest in peace.

A. B. Pandya

*

It was really a shock to me to have read in the newspaper about the sad demise of your elder brother and my friend Kumar Shri Motisinhji. Certainly he was too young to die, and in him Gujarat has lost an excellent representative of the ruling race which had taken abiding interest in the province of literature as well. Gujarat expected him to flower into a second Kalapi. It is with a sense of deep pain that I write this letter. May his soul rest in peace.

Ramanlal V. Desai

*

મરહુમ ઠાકોરશ્રી મોતીસિંહજી મહીડા તથા આપશ્રી સાથે ચાણોદમાં આપના મુકામે અમો તથા અમારી સંસ્થાના બીજા ભાઈઓને થયેલી મુલાકાત પ્રસંગે તેઓશ્રીએ તથા આપશ્રીએ એક રાજવંશીને છાજે એવા માયાળુ વર્તન અને વિવેકથી અમારા સર્વ ઉપર ઘણી સારી છાપ પાડેલી છે, જે પ્રસંગ હજુ પણ અમો ભૂલી [illegible]

મરહુમે ભક્તકવિવર દયારામભાઈની માફક નર્મદામૈયાના ખોળામાં ઉછરી–તેના સૃષ્ટિસૌંદર્યનું અહર્નિશ પાન કરી–હૃદયમાં ભવ્ય ભાવનાઓ ભરી હતી, અને તેના પરીણામે ગુજરાતી સાહિત્ય-જગતમાં વારંવાર ઉત્તમ વાનીઓ પીરસી હતી, જે તેઓશ્રીનો કીર્તિદેહ અમર કરે એવી અમુલ્ય છે. આપ બન્ને ભાઇ જાણે કે રામલક્ષ્મણની જોડી જેવા શોભતા હતા, અને સમાજસેવા કરતા હતા. મરહુમ જો વધુ જીવ્યા હોત તો ખરેખર તેઓશ્રી ગુજરાતી સાહિત્યમાં હજુ વધુ ઉમદા ફાળો આપી ગુજરાતી ભાષાને વધુ સમૃદ્ધ કરત એમાં જરાએ શંકા નથી.

સંચાલક—શ્રી લાડવાડા વ્યાયામ મંદિર, વડોદરા

*

તેમનો સાહિત્યપ્રેમ અને તેમની રસિકતા તો સર્વવિદિત જ છે. પરંતુ તેમનામાં જે આકર્ષણ હતું તે તો તેમની સૌજન્યભરી માનવતાનું હતું. અનહદ નિર્મળતાને લીધે તેઓ જાણે આ દુનિયાના માનવી ન હોય એવું જ આપણને લાગતું.

ભાનુશંકર વ્યાસ ' બાદરાયણ '

*

તેઓશ્રીના અવસાનથી ગુજરાતને એક સારામાં સારા સાહિત્યકાર ગુમાવ્યાની ખોટ અનુભવવી પડશે. અને મહાગુજરાતની રાજપૂત આલમના હાથમાંથી કુદરતે અવકૃપા કરી એક અણમૂલ ' મોતી ' છીનવી લીધું છે; જેથી મહાગુજરાતની રાજપૂત જનતાની કમનસીબીનો પાર જ રહ્યો નથી !

માધવસિંહ રાજ 'દિવાકર'

*

રસિકતા, સ્નેહ, સંસ્કૃતિ અને ઔદાર્યપૂર્ણ એ હૃદયની

વિશાળ છાયામા એકત્રિત થઈ વિરામતા ગુજરાતના સરસ્વતી સેવકને આજે એક જબ્બર ખોટ પડી ગઈ

અજિતસિંહ શિવસિંહજી પરમાર–વઢવાણ કેમ્પ

*

ખરેખર ગુજરાતે તેમજ આપણી રાજપૂત સમાજે એક સાચા સાહિત્યસેવક ગુમાવ્યા છે જે ખોટ પુરાવી મુશ્કેલ છે

નટવરસિંહજી–મોગર

શોકદર્શક ઠરાવો

સ્વર્ગસ્થનો જુદા જુદા મંડળો તથા સંસ્થાઓ સાથે કેટલો બધો મીઠાશભર્યો સંબંધ હતો એ નીચેના શોકદર્શક ઠરાવો ઉપરથી સ્પષ્ટ થાય છે —

Baroda 10th December 41.

Resolution adopted by the meeting of the Board of Directors held on Friday the 5th December 1941

"This Rotary Club expresses its deep sense of regret at the sad and premature death of Kumar Shree Motisinhji Mahida, and offers Rtn Mahida Kumar Narendrasinhji sincere condolences in his sad bereavement."

M. K. Parekh,
Honorary Secretary,
Rotary Club of Baroda.

*

માડના રાજપૂત સમાજ તરફથી મહેરબાન સણોર ઠાકોર સાહેબના પ્રમુખપણા નીચે માડવા મુકામે મળેલી જાહેર શોકસભા સ્વ કુમારશ્રી

મોતીસિંહજી મહીડાના શોકજનક અવસાન બદલ દીલગીરી દર્શાવી તેમના આત્માને પરમકૃપાળુ પરમાત્મા શાંતિ આપે એવી પ્રાર્થના કરે છે. તેઓશ્રીના લઘુબંધુ કુમારશ્રી નરેન્દ્રસિંહજી તથા અન્ય કુટુંબીજનો તરફ પોતાના અંતઃકરણપૂર્વકની દિલસોજી બતાવે છે.

પ્રભાતસિંહજી
પ્રમુખ, શ્રી માંડવા રાજપુત સમાજ—શોકદર્શક સભા,
અને ઠાકોરશ્રી, સંસ્થાન સણોર.

*

આપણા મંડળના બીજા વર્ગના મુરબ્બી શ્રીયુત કુમારશ્રી મોતીસિંહજીના અકાળ અવસાન બદલ આ મંડળ પોતાનો હાર્દિક ખેદ વ્યક્ત કરે છે, અને સદગતના આત્માને પ્રભુ શાંતિ અર્પે એવી પ્રાર્થના કરે છે, અને તેમના કુટુંબને આ અચાનક પડેલી ખોટ માટે આ સભા પોતાની સહાનુભૂતિ દર્શાવે છે.

નરસિંહસિંહ
પ્રમુખસ્થાનેથી
શ્રી ગુજરાત રાજપૂત હિતવર્ધક મંડળ, ભરૂચ.

*

We, the youths of Rajpipla Rajput Yuvak Mandal greatly regret the untimely death of Kumar Shree Motisinhji of Mandva. The deceased was a born poet and a great lover of literature. We have lost one poet, but he is still alive in the field of literature and will remain for ever.

In the end we earnestly *request God*

to give peace to his soul and console the members of his family at this great loss.

Rajpipla Rajput Yuvak Mandal
Rajpipla.

*

માંડવાના કુમારશ્રી મોતીસિંહજી મહીડા એક ઉગતા સાહિત્યકાર તરીકે અત્યંત પ્રશંસા પામેલા છે. તેઓશ્રીના અકાળે થયેલા દુ:ખદ અવસાનથી, આ સંસ્થાના તેઓશ્રી સહાયક અને માર્ગદર્શક હોઇ, આ સંસ્થાને ભારે ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને શાંતી આપે અને એમના કુટુંબીઓને પડેલી આપત્તિ સહન કરવા શક્તિ આપે.

વિઠલદાસ મોહનલાલ પરીખ
મંત્રી, શ્રી દયારામ સાહિત્ય સભા–ડભોઇ.

*

ચાણોદના નાગરિકોની આજરોજ મળેલી આ જાહેરસભા માંડવાના સાહિત્યપ્રિય કુમારશ્રી મોતીસિંહજી મહીડાના ભર યુવાન વયે થએલા અવસાન માટે શોક પ્રદર્શીત કરે છે ને પ્રભુને પ્રાર્થના કરે છે કે તેમના આત્માને ચીર શાંતિ આપે.

આર. આર. સાલુંકે
ચાણોદ વહિવટદાર
તે ચાણોદના નગરજનોની જાહેરસભાના પ્રમુખ

*

માંડવાના સાહિત્યપ્રેમી કુમાર શ્રી મોતીસિંહજી રણજીત-સિંહજી મહીડાશ્રીના ભરયુવાન વયે થયેલા અવસાન માટે સર વિઠ્ઠલદાસ દા. ઠાકરસી કલબના સભ્યો શોક પ્રદર્શિત કરે છે, અને પરમકૃપાળુ પ્રભુને તેઓશ્રીના આત્માના કલ્યાણાર્થે પ્રાર્થના કરે છે

કે તેમના આત્માને ચિરઃશાંતિ અર્પે અને તેમના કુટુંબને પડેલો ઘા સહન કરવાની શક્તી આપે.

ફત્તેહસિંહજી ગોહિલ
પ્રમુખ, સર વિ. દા. હા. કલબ, ચાણોદ.

*

શ્રી. ચાણોદ સેવક સંઘની જાહેરસભા માંડવાના સાહિત્યપ્રેમી કુમારશ્રી મોતીસિંહજી મહીડાશ્રીના ભરયુવાન વયે થયેલા અવસાન માટે દિલગીરી પ્રદર્શીત કરે છે, અને ઇશ્વર તેઓના આત્માને શાંતિ આપે એવી પ્રાર્થના કરે છે.

શાસ્ત્રી પુરુષોત્તમ નાથારામ જોષી
ચાણોદ સેવકસંઘ.

*

શ્રી પાદરા બ્રાહ્મણ સેવામંડળ તરફથી તા. ૧૪-૧૨-૪૧ ની બોલાવેલી શોકદર્શક સભામાં થયેલો ઠરાવઃ—

(૧) માંડવા—ચાણોદ નિવાસી કુ. શ્રી. મોતીસિંહજી મહીડા સા.નો અકાળે કૈલાસવાસ થવાથી પાદરાના નાગરીકો, યુવકો, સાહિત્યકારો, વિદ્યાર્થીઓની આ સભા પોતાની અંતઃકરણની દિલગીરી જાહેર કરે છે. અને પ્રભુ પાસે પ્રાર્થના કરે છે કે તે દયાળુ પ્રભુ સદ્દગતના અમર આત્માને કૈલાસમાં કાયમની શાંતિ આપો. તેમજ આ અણધારી આવી પડેલી આફત સહન કરવાનું પ્રભુ ધૈર્ય આપો. શ્રી મહીડા કુટુંબની દિલગીરીમાં આ સભાના સભ્યો અંતઃકરણથી ભાગ લે છે.

(૨) કુ. સા. મોતીસિંહજીના આત્માની ઉન્નતિ અર્થે શ્રી પાદરા સંસ્કૃત વેદ પાઠશાળાના વિદ્યાર્થીઓ પાસે શ્રી શંકરભગવાનની પૂજા, રૂદ્રાભિષેક અને શ્રીવિષ્ણુસહસ્ત્રના પાઠ તા. ૧૫-૧૨-૪૧ -સોમવારે કરાવવા.

(૩) પૂજાદિ સામગ્રી, વિદ્યાર્થીઓને ફલાહાર, તથા વ્યવસ્થા મંડળના ઉત્સાહી રા. રમણલાલ ચોકસીએ કરવી.

Chandulal M. Vaidya,
પ્રમુખ, શ્રી. બ્રાહ્મણ સેવામંડળ,
સંસ્કૃત પાઠશાળા, પાદરા.

*

માંડવાનિવાસી કુમારશ્રી મોતીસિંહજી મહીડાના યુવાન વયે થયેલા અકાળ અવસાન બદલ આ છાત્રાલયના વિદ્યાર્થિઓ અત્યંત શોક પ્રદર્શિત કરે છે અને સદ્‌ગતના આત્માને પ્રભુ શાંતિ અર્પે એમ પ્રાર્થના કરે છે.

હાથીભાઇ પર્વતભાઈ રાઠોડ,
રાજપૂત વિદ્યાર્થિભવન–વડોદરા.

ઉપરાંત ભરૂચના રાજપૂત છાત્રાલય તથા કલોલના વિદ્યાર્થીભવન તરફથી પણ શોકદર્શક ઠરાવો થયા હતા.

### અવસાન નોંધ

સ્વર્ગસ્થને વર્તમાનપત્રો સાથે કાયમનો સંબંધ હોવાથી અનેક પત્રોએ તેમના અવસાનની નોંધ લઇ તેમની છબી પણ પ્રગટ કરી હતી. આવા પત્રોમાં મુખ્યત્વે વંદેમાતરમ, જન્મભૂમિ, મુંબઇ સમાચાર, સંદેશ, ટાઇમ્સ ઓફ ઇન્ડીયા, સ્ટેટસમેન, ઇલસ્ટ્રેટેડ વીકલી ઓફ ઇન્ડીયા, સયાજીવિજય, ભારત નવગુજરાત, દાંડીઓ, દેશબંધુ. પ્રતાપ, શારદા, ગુણસુંદરી વિગેરે હતાં.

### શોકસભા

માંડવાની શ્રી રાજપૂત સમાજ તરફથી સણોરના ઠાકોર સા. ના પ્રમુખપદે શોકસભા માંડવા મુકામે તા. ૧૯–૧૨–૪૧ ના રોજ ભરવામાં આવી હતી જ્યારે શ્રી. તા. પો. અડાલજાએ વિસ્તાર પૂર્વક વિવેચન કરીને શ્રી. મોતીસિંહજીની સાહિત્ય રસિકતા તથા

સદ્‌ગુણો અને સેવાભાવના પ્રશંસા કરી સ્વર્ગસ્થને માનભરી અંજલી આપી હતી. માંડવાના કારભારી શ્રી. સામંતસિંહજી ડોડીયા, ન્યાયાધીશ શ્રી. ફત્તેસિંહજી ગોહિલ, સમાજના મંત્રી શ્રી. રામસિંહજી તથા નામદાર પ્રમુખશ્રીએ રાજપૂત સમાજ સુધારણા માટે સ્વર્ગસ્થે લીધેલા શ્રમની તારીફ કરી હતી અને સ્વ. ના કુટુંબ તરફ પોતાની દિલસોજી દર્શાવી હતી.

આ શોકસભાનો વિગતવાર અહેવાલ સયાજીવિજય, દાંડીઓ વગેરે પત્રોમાં પ્રગટ થયો હતો.

### વાત્સલ્યભાવભર્યું કુટુંબ

સ્વર્ગસ્થના કુટુમ્બીઓ સજ્જન સુશિલ અને સ્નેહાળ છે. આ અવિભક્ત કુટુંબમાં જેવી રીતે વાત્સલ્યભાવભર્યાં માતુશ્રી ગં. સ્વ. શ્રી નંદકુંવરબાની પ્રેમાળ હુંફ અને છત્રછાયામાં બન્ને ભાઇઓ– સ્વ. શ્રી. મોતીસિંહજી તથા શ્રી. નરેન્દ્રસિંહજી રામ લક્ષ્મણની જોડી પેઠે સંપસંપીને રહેતા હતાં તેવી જ રીતે એ બન્ને ભાઇઓનાં પત્નીઓ પણ સ્નેહાળ સાસુજીની અમીભરી નજર નીચે કુશળતાપૂર્વક ગૃહવ્યવહાર સાચવીને ચતુર ગૃહિણિનું બીરદ મેળવે છે. એ બંને સગાં બ્હેનો છે એ પણ એમના સંપીલા જીવનનું એક કારણ છે. શ્રી મોતીસિંહજી સ્વર્ગવાસી થતાં હવે કુટુંબવ્યવહાર અને વ્યવસ્થાનો બધો ભાર શ્રી નરેન્દ્રસિંહજી ઉપર આવી પડયો છે.

સર્વ કુટુંબીજનોની અને તેમાં પણ ખાસ કરીને સ્વર્ગસ્થના પત્નીશ્રી તથા પુત્રીની બરાબર કાળજી રાખવી એ એક આદર્શબંધુ તરીકે તેઓ પોતાની ફરજ સમજે છે.

### ગં. સ્વ. ફોઈબા સૌ. શ્રી ગુલાબકુંવરબા

સ્વ. શ્રી મોતીસિંહજીના સગાં ફોઇ સ્વ. શ્રી રણજીતસિંહના એકના એક બ્હેન. નાનપણમાં જ માબાપ ગુજરી જવાથી ભાઈ-બ્હેન સાથે જ મોટાં થયેલાં. તેમણે પોતાનાં ફોઇ-રાજપીપલાના



હે શ્રીમંત મહારાજા સા. શ્રી.
ફતેસિંહજી સા–છોટાઉદેપુર



ગં. સ્વ. કુવાગીર મહારાણી મા
ગુલાબકુંવરબા–છોટાઉદેપુર



સ્વ. ઠાકોર સાહેબ શ્રી. હરિશ્ચંદ્રસિંહજી
-માળિયા



ગં. સ્વ. શ્રી. કનકકુંવરબા,
રાણીસાહેબ-માળિયા
( લગ્ન સમયની છબી )

સ્વ. મહારાજા સા. શ્રી ગંભીરસિંહજીના મહારાણી શ્રી વખતકુંવરબા પાસે રહીને કેળવણી લીધી હતી.

યોગ્ય વયે શ્રી. ગુલાબકુંવરબાના છોટાઉદેપુરના શ્રીમંત ફત્તેસિંહજી મહારાજા સા. સાથે લગ્ન થયાં.

શ્રીમંત મહારાજા સા. નું પહેલું લગ્ન રાજપીપલાના સ્વ. મહારાજા સા. શ્રી છત્રસિંહજીના બ્હેન શ્રીમંત સમજકુંવરબા સા. સાથે થયું હતું. શ્રીમંત સમજકુંવરબાના અવસાન પછી તેઓશ્રીના બે કુંવરો તથા બે કુંવરીઓને પોતાની પાસે રાખીને શ્રી ગુલાબકુંવરબાએ તેઓની યોગ્ય સંભાળ રાખી હતી.

મિલનસાર, માયાળુ તથા ઉદાર સ્વભાવના હોઇ તેઓશ્રી કુટુમ્બીજનોમાં પ્રિતીપાત્ર થઈ પડ્યાં.

તેમણે શ્રીમંત ફત્તેસિંહજી મહારાજા સા. સાથે હિંદુસ્તાનની ઘણી જગ્યાઓએ મુસાફરી કરી છે અને ખુબ અનુભવ લીધો છે. મુંબાઇના ગવરનરોનાં પત્નિ તથા ઉંચા અધિકારીઓનાં પત્નિઓના સમાગમમાં આવવાના અનેક પ્રસંગો મળતાં તેઓશ્રી પોતાના સભ્યતાભર્યાં માયાળુ વર્તનથી તેઓ ઉપર સુંદર છાપ પાડતા.

સને ૧૯૨૩ માં શ્રીમંત ફતેસિંહજી મહારાજા સા. નું અકાળે અવસાન થતાં તેમને વૈધવ્ય દશા પ્રાપ્ત થઇ. જીવન બદલાઇ ગયું. હિંમત અને ધીરજથી પોતાનાં ત્રણ કુંવરીઓ અને સ્વ. શ્રીમંત સમજકુંવરબાના બે કુંવરો તથા બે કુંવરીઓને યોગ્ય કેળવણી આપવામાં તેઓ સમયનો સદુપયોગ કરવા લાગ્યા.

છોટાઉદેપુરમાં ગવર્નમેન્ટનું એડમીનીસ્ટ્રેશન સ્થપાયું. પોતાની બાહોશી તથા ઉમદા ગુણોની એડમીનીસ્ટ્રેટર મેજર ટેટ ઉપર તેમણે સુંદર છાપ પાડી. જ્યારે હાલના મહારાજા સા. સગીરવયે પોતાના નાના ભાઇ તથા મેજર ટેટ સાથે ૧૯૨૬ માં વિલાયતના પ્રવાસે

ગયા ત્યારે રાજ્યની લગામ રીજન્ટ તરીકે શ્રી ગુલાબકુંવરબા સા. ને સોંપવામાં આવી હતી. છ માસ સુધી કાર્યદક્ષતાથી તેમણે રાજ્ય સંભાળ્યું, અને શાબાશી મેળવી.

આવા હોંશિયાર, ભલા, ઉદાર, અને સ્નેહાળ શ્રી ગુલાબકુંવરબા હાલના શ્રીમંત મહારાજા સા. શ્રી નટવરસિંહજી સા. તથા શ્રીમંત મહારાજા સા. નાના ભાઈ મેજર મહારાજ ન્હારસિંહજી તરફ હેતાળ માતાની માયામમતા તથા વાત્સલ્યભાવ રાખીને તેમની સુખાકારી અને આબાદીના ચિંતવનમાં સમય ગાળે છે, અને પોતાના સ્વ. બંધુના કુટુમ્બ પ્રત્યે પણ માયાભરી લાગણી રાખે છે.

તેમના ત્રણ પુત્રીઓમાં મોટાં કુંવરી, રાજપીપલાના યુવરાજ શ્રી રાજેન્દ્રસિંહજી સાથે પરણાવેલાં છે.

## ગં. સ્વ. શ્રી નંદકુંવરબા

સ્વર્ગસ્થના માતુશ્રી શ્રી. નંદકુંવરબાનું પિયર પાલેજ પાસે ઘમણાદ ગામે. તેઓ માત્રોજા ઠાકોરશ્રી માધવસિંહજીના પુત્રી. તેમનાં લગ્ન સં. ૧૯૬૨ ના વૈશાખ માસમાં સ્વ. શ્રી. રણજીતસિંહજી સાથે થયેલાં. સં. ૧૯૭૫ ના ફાગણ સુદ ૫ ગુરૂવાર તા. ૬-૩-૧૯૧૯ ના રોજ તેમને અકાળે વૈધવ્ય પ્રાપ્ત થયું. સ્વ. શ્રી. રણજીતસિંહજી સાથે તેઓ બે વર્ષ મુંબાઇમાં રહેલાં, જ્યાં સ્વર્ગસ્થે એક કંપની ઉભી કરેલી તેમાં યોગ્ય પ્રેરણા તથા ઉત્સાહ આપ્યા કરતા. તેમને બે પુત્ર અને એક પુત્રી-તેમાં મોટા સ્વ. શ્રી. મોતીસિંહજીનો જન્મ તા. ૩૧-૧૨-૧૯૦૯ ના રોજ ઘમણાદ ગામે, શ્રી. નરેન્દ્રસિંહજીનો જન્મ ૧૬-૯-૧૯૧૩ ના રોજ છોટાઉદેપુર મુકામે, અને શ્રી. કનકકુંવરનો જન્મ સંવત ૧૯૭૩ના મહા સુદ ૧૩ ના રોજ છોટાઉદેપુરમાં થયો હતો.

તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું ત્યારે બાળકો ઘણી નાની ઉમરના

હતા. તેમને યોગ્ય કેળવણી અને સારા સંસ્કાર આપવાની જવાબદારી શ્રી. નંદકુંવરબા ઉપર આવી પડી. તેમણે ધીરજ અને હિમ્મતપૂર્વક આવેલી આફતનો સામનો કરીને પોતાની ફરજ બરાબર બજાવી. સ્વ. શ્રી રણજીતસિંહજીના અવસાન પછી પણ કુટુમ્બની કીર્તિને સાચવી રાખવામાં અને વધારે ઉજ્જવળ બનાવવામાં એમની કાર્યકુશળતા અને વ્યવહારદક્ષતાનો સાક્ષાત્કાર થાય છે. સ્વ. શ્રી મોતીસિંહજી સાહિત્યપ્રેમીઓનો સત્કાર કરતા, તેમાં શ્રી નંદકુંવરબાની પણ ઉદારતાભરી સંમતિ અને સાથ હતાં તેઓ સાદા, સરળ, માયાળુ, ખંતિલા, અને વ્યવહારૂ હોઇ સર્વને પ્રિય છે. તેઓ કુટુમ્બવત્સલ અને ધર્મપ્રેમી છે, અને ગરીબ પ્રત્યે દયાભાવ દર્શાવી તેઓને અહોનીશ મદદ કર્યા કરે છે. ધાર્મિક વૃત્તિના હોઇ તેઓ ધર્મગ્રંથોનું વાંચન શ્રવણ કરવામાં પણ યોગ્ય સમય વ્યતિત કરે છે. નિરાભિમાની હોઇ સાદું જીવન પસંદ કરે છે. એમનું ત્યાગી જીવન માન ઉપજાવે તેવું છે.

ગં. સ્વ. શ્રી કનકકુંવરબા

તેઓશ્રી સ્વર્ગસ્થના બહેન થાય. તેમના લગ્ન માળિયા સ્ટેટના નામદાર ઠાકોર સાહેબ શ્રી. હરિશ્ચંદ્રસિંહજી સા. સાથે હથેવાળે તા. ૩૧–૧–૩૩ ના રોજ છોટાઉદેપુર મુકામે ઘણી ધામધુમ સાથે થયા હતા, જે પ્રસંગે છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબ, લેફ્ટેનંટ મહારાજશ્રી નહારસિંહજી સાહેબ અને રાજ્યના ભાયાતો, સરદારો તથા અન્ય રાજ્ય તરફથી મ્હેમાનોની મુબારક હાજરી હતી. ના. ઠાકોર સા. શ્રી હરિશ્ચંદ્રસિંહજી જુલાઇ ૧૯૩૯ માં ભરજુવાનીમાં ૩૧ વર્ષની વયે અવસાન પામતાં મહીડા કુટુંબને કારી ઘા વાગ્યો, અને એ ઘા રૂઝાય તે પહેલાં તો શ્રી. મોતીસિંહજીનું પણ અવસાન થયું. ગં. સ્વ. માળિયા સ્ટેટના રાજમાતા શ્રી. કનકકુંવરબાને આ આઘાતો અસહ્ય થઇ પડે એ સ્વાભાવિક છે. તેઓ હાલ ધાર્મિક

ગ્રંથોનું મનન કરતાં ભક્તિપરાયણ જીવન ગાળે છે. તેમને એક કુંવરી હાલ ૭ વર્ષની ઉમરનાં છે, જેમનું નામ કુંવરીશ્રી વિલાસકુંવર છે.

ગં. સ્વ. શ્રી ચંદકુંવરબા

તેઓ માધવપુરાના ઠાકોર શ્રી માધવસિંહજીના મોટા કુંવરી થાય. તેમના લગ્ન તા. ૬–૨–૧૯૨૭ × ના રોજ સ્વ. શ્રી મોતીસિંહજી સાથે થયાં હતાં. શ્રી ચંદ્રકુંવર આજ્ઞાકિંત અને ઘરરખ્ખુ ગૃહિણી હોઇ, સ્વ. ની સાહિત્ય પ્રવૃત્તિઓમાં કોઇ જાતનો અંતરાય ન નાંખતાં ઉલટી તમામ પ્રકારની અનુકૂળતાઓ કરી આપતાં. 'પતિના સુખમાં પોતાનું સુખ-પતિની કીર્તિ એજ પોતાની કીર્તિ' એ તેમનો જીવનમંત્ર હતો.

. **गृहिणी गृहमुच्यते**–' ગૃહિણી એજ ઘરની સાચી શોભા છે ' એ તેઓ બરાબર સમજતા, અને ઘરને આંગણે આવેલા અતિથીઓના આદરસત્કારમાં જરાય ઉણપ ન આવે એવી વ્યવસ્થા કરવામાં કુશળ હતા.

તા. ૫–૧૨–૪૧ ના રોજ દૈવે તેમનું સૌભાગ્ય ખંડિત કર્યું, અને પ્રેમાળ પતિની છત્રછાયા સદાને માટે છીનવી લીધી. પ્રભુ તેમને વૈધવ્ય દશાનું દિવ્ય પવિત્ર જીવન ગાળી પોતાના કુટુમ્બીજનોની સેવા સુશ્રુષા કરવાનું તથા બાળકની સંભાળ રાખવાનું ધૈર્ય અને બળ આપો.

તેમના પુત્ર સ્વ. કુ. શ્રી. દિલીપસિંહજી જેમનો જન્મ સં. ૧૯૮૫ ના આસો સુદ ૧૪ ગુરૂવાર તા. ૧૭–૧૦–૧૯૨૯ ના રોજ થયો હતો તેઓ નાની વયમાંજ અઢી વર્ષની ઉંમરે અવસાન પામ્યા હતા.

---

× પૃ. ૫ ઉપર ૧૯૨૬ છપાયેલ છે તે બરાબર નથી. ૧૯૨૭ જોઇએ.



મહીડા કુમાર શ્રી નરેન્દ્રસિંહજી
[ સ્વ. કુ શ્રી મોતીસિંહજીના લઘુબંધુ ]



**કુ શ્રી. નરેન્દ્રસિંહજી સહકુટુંબ**

નીચે બેઠેલા –(ડાબી બાજુથી) ૧ ગ સ્વ ચંદ્રકુંવરબા ( સ્વ મોતીસિંહજીના પત્ની ) ૨ શ્રી ગીરીરાજકુંવર ( સ્વ મોતીસિંહજીના પુત્રી ) ૩ શ્રી લક્ષ્મીકુંવર ( શ્રી નરેન્દ્રસિંહજીના પુત્રી ) ૪. અ સૌ સૂર્યકુંવર ( શ્રી નરેન્દ્રસિંહજીના પત્ની )

વચની હરોળમાં –(ડાબી બાજુથી) ૧ ગ સ્વ નંદકુંવરબા ( શ્રી નરેન્દ્રસિંહજીના માતુશ્રી ) ૨ શ્રી નરેન્દ્રસિંહજી ૩ ગ સ્વ કનકકુંવરબા ( શ્રી નરેન્દ્રસિંહજીના બહેન )

ઉભેલા –૧ શ્રી દિગ્વિજયસિંહ ( શ્રી નરેન્દ્રસિંહજીના પુત્ર ) ૨ શ્રી વિલાસકુંવર ( માળિયાનાગા ગ સ્વ કનકકુંવરબાના કુંવરી )

તેમના પુત્રી શ્રી ગિરિરાજકુંવર આનાકિત, સુશિલ અને ચોર છે. તેમનો જન્મ સં. ૧૯૮૯ ના માગસર સુદ ૮ સોમવાર તા. ૫-૧૨-૧૯૩૨ ના રોજ માંડવા મુકામે થયો હતો. હાલ તેમની ઉંમર દસ વરસની છે અને પંચગની પારસી ગર્લ્સ સ્કુલમાં અભ્યાસ કરે છે.

સ્વ. શ્રી મોતીસિંહજીનાં નાનાં પુત્રી શ્રી જયરાજકુંવર વાંસદામાં ના. મા સાહેબ પાસે રહી અભ્યાસ કરતા ત્યાં તા. ૨૩-૧-૧૯૪૦ ના રોજ મેનીનજાયટીસના રોગથી કુમળી વયે મૃત્યુ પામ્યા. વાંસદાના શ્રીમંત મહારાજા સાહેબે તથા શ્રીમંત મા સાહેબે જાતે તેમની સારવાર માટે ખૂબ કાળજી અને વ્યવસ્થા રાખવાની કૃપા દર્શાવી હતી.

શ્રી ચંદ્રકુંવરબા સાદા, સરળ, ભોળાં, તથા નિરાભિમાની છે, અને સ્વભાવે દયાળુ હોઇ દેખાવ કે ડોળ કર્યા વગર ગુપ્તદાન કરે છે. તેઓ ધાર્મિક વૃતિવાળાં હોઇ પ્રભુસ્મરણ, પુજાપાઠ, તથા ગૃહકાર્યમાં સમય ગાળે છે.

### શ્રી નરેન્દ્રસિંહજી મહીડા

સ્વર્ગસ્થના નાના બંધુ શ્રી. નરેન્દ્રસિંહજી પણ રાજપૂત સમાજમાં તેમજ જાહેર પ્રવૃત્તિઓમાં એટલાજ જાણીતા છે. જ્યારે જુઓ ત્યારે તેઓ કામમાં વ્યસ્તવ્યસ્તજ હોય. આળસ તો એમની પાસેથી દૂર ભાગે. બાગબગીચાનો એમને ભારે શોખ મહીડાનિવાસમાં રહેવા કરવાની અપટુડેટ સગવડો બનાવવાનું માન એમને ઘટે છે. માંડવા જેવા એકાંતમાં આવેલા સ્થળમાં પોતાના નિવાસમાં પાણીના નળ તથા વીજળીક રોશનીની સ્વતંત્ર સગવડ ઉભી કરવામાં એમની ખાસ ખંત.

ઇતિહાસના તેઓ ભારે શોખીન. એમની પાસે જુના સિક્કાઓનો સારો સંગ્રહ છે. આજુબાજુમાં એમનું પુસ્તકાલય પણ વખણાય છે.

રાજા રજવાડાઓમાં એમનું સારૂં માન છે. રોટરી કલબના સભ્ય હોઈ અનેક મહાન ગણાતી વ્યક્તિઓ સાથે તેમને મિત્રાચારી-ભર્યો સબંધ છે. વ્યાપારી પેઢીઓ કે સંસ્થાઓ સાથે પણ તેમને નીસ્બત છે. તન અને મનનો વિકાસ સાધનારી વ્યક્તિઓ કે મંડળોને પણ તેમનો સારો સાથ છે. તેઓ અતિ ઉત્સાહી, ખંતીલા, ચંચળ અને ચપળ સ્વભાવના બાહોશ લોકપ્રિય યુવાન છે.

ચાંદોદની સેવાસમિતિનો વાર્ષીક ઉત્સવ તા. ૧૦–૬–૩૩ ના રોજ ઉજવાયો અને વ્યાયામ શાળાના અંગબળના પ્રયોગો થયા તે પ્રસંગે પ્રમુખસ્થાન શ્રી. નરેન્દ્રસિંહજીને આપવામાં આવ્યું હતું.

તા. ૪–૪–૧૯૩૪ના રોજ વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સા. ની મુલાકાતનું માન તેમને મળ્યું હતું.

તા. ૬–૪–૩૫ ના રોજ તેઓ વિલાયતની સફરે સીધાવવાના હોઇ ચાંદોદની સેવાસમિતિએ ખાસ મેળાવડો કરીને તેમની સફળ સફર ઇચ્છી હતી. એ મુસાફરી દરમ્યાન ઈંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ, બેલજીયમ ઓસ્ટ્રીયા, હંગેરી સ્વીટઝરલેંડ વિગેરે દેશોમાં પોતે મેળવેલો અનુભવ તેઓ માંડવા પાછા પધારતાં તેમને આપવામાં આવેલી પાર્ટી પ્રસંગે તેમણે જનતાને કહી સંભળાવ્યો હતો.

તેઓ શિકારના જબરા શોખીન હોઇ છોટાઉદેપુરના જંગલમાં તેમણે વાઘનો શિકાર પણ કર્યો છે.

તા. ૨૪–૪–૩૬ ના રોજ ચાણોદ સેવાસમિતિની વ્યાયામ-શાળાના વિદ્યાર્થીઓએ, વ્યાયામ તથા કેળવણીના લાભાર્થે 'મધુનાં લગ્ન ' નામનો પ્રયોગ ભજવ્યો હતો તેમાં પણ શ્રી. નરેન્દ્રસિંહજીએ સારૂં પ્રોત્સાહન આપ્યું હતું.

તેઓ મુંબઇની 'ધી એર સર્વીસ ઓફ ઇન્ડિયા લી. ના તથા કરાંચી ઓઇલ પ્રોડક્ટસ લી. ના ડાયરેક્ટર છે, મુંબઇની ગ્લાઇડીંગ એસોસીએશનના સભ્ય છે, તથા મુંબઇ ફલાઈંગ કલબ, ક્રિકેટ કલબ

ઓફ ઇન્ડિયા, વેસ્ટર્ન ઇન્ડિયા એરોમોબાઈલ એસોસિએશન, રોટરી કલબ ઓફ બરોડા વગેરેના મેમ્બર છે હાલમા તેઓ શ્રી માડવા રાજપૂત સમાજના પ્રમુખ ચુટાયા છે

ધી એર સર્વીસ ઓફ ઇન્ડિયા લી ની સર્વીસ ૧૯૩૭ મા મુબઇથી કાઠિયાવાડના પ્રદેશમા ચાલુ થઇ તે પ્રસગે નામદાર વાઇસરોયની કાઉન્સીલના સભ્ય ઓનરેબલ સર થોમસ સ્ટુઅર્ટ કે. સી આઇ ઇ, સી એસ આઇ, આઇ સી એસ, ની સાથે તેઓ હાજર હતા

તા ૧૪-૧૧-૩૯ ના રોજ વડોદરાના હરણી એરોડ્રોમ ઉપર ધી એર સર્વીસ ઓફ ઇન્ડિયા લી તરફથી વિમાનવ્યવહાર વડોદરાના શ્રીમત યુવરાજશ્રી ફત્તેહસિહ ગાયકવાડ એઓશ્રીના શુભ હસ્તે ખુલ્લો મુકાયો ત્યારે તેઓશ્રીનો શ્રી નરેન્દ્રસિહજીને પરિચય થઇ, તેઓશ્રીના આશિર્વાદ લઇ, વડોદરાથી પ્રથમજ ઉપડતા એરોપ્લેન-વિમાનમાં તેઓ પાયલટ મ્ય શ્રી ભાટે તથા સયાજિવિજયવાળા શ્રી લક્ષ્મીલાલ ડોક્ટરને લઇ એમની સલામી સાથે હવાઇ સફરે ઉપડયા હતા

તા ૪-૧-૪૦ ના રોજ ભાવનગર એરોડ્રોમ ઉપર કચ્છના નામદાર મહારાજકુમારના શુભ હસ્તે 'મીસ ઓફ ભાવનગર' નામના વિમાનથી તેમણે મુહુર્ત કર્યું હતુ, અને મુબઇ કચ્છ વિમાનવ્યવહાર ચાલુ કરાવ્યો હતો

તા ૧-૩-૧૯૪૧ ના રોજ એર સર્વીસ તરફથી જામનગર મુકામે યોજાયેલ મેળાવડામા શ્રી નરેન્દ્રસિહજીએ જામનગર એરોડ્રોમનુ કન્ટ્રોલ ટાવર, હેન્ગર, તથા હેન્ગર ખુલ્લુ મુકવાની ક્રિયા કરવા માટે નામદાર લેફ કર્નલ હીઝ હાઇનેસ મહારાજા શ્રી સર દીગ્વિજયસિંહજી સાહેબ બહાદુરને વિનતિ કરી હતી આ મેળાવડામા જામનગર રાજ્યના રાજ્કવરો, ભાયાતો, અમલદારો વગેરેની સરસ હાજરી હતી

ગુજરાત કાઠિયાવાડમાં ઉડ્ડયનવિજ્ઞાનનો પ્રચાર કરવામાં જાણીતા વિમાની શ્રી. કબાલી સાથે શ્રી નરેન્દ્રસિંહજીએ પણ સુંદર ફાળો આપ્યો છે.

તેમનાં લગ્ન માધવપુરાના ઠાકોર શ્રી માધવસિંહજીનાં બીજા પુત્રી શ્રી. સુર્યકુંવર સાથે તા. ૬-૨-૨૭ ના રોજ થયાં છે, અને તેમને હાલ શ્રી. દિગ્વિજયસિંહ નામના એક પુત્ર તથા શ્રી. લક્ષ્મિકુંવર નામના એક પુત્રી છે. શ્રી. દિગ્વિજયસિંહનો જન્મ સં. ૧૯૮૯ ના ભાદરવા વદ ૪ બુધવાર તા. ૬-૯-૧૯૩૩ ના રોજ થયો હતો.



નોંધ—સ્વ૦ શ્રી. મોતીસિંહજી માટેના સંસ્મરણો તેમણે લખેલાં કાવ્યો-નિબંધો-વાર્તાઓ વગેરેના સાહિત્યવિભાગ પછી આપવામાં આવ્યા છે.
—સંયોજક.

# મૌ ક્તિ ક મા ળા

૧

ગૂંથનાર

' મૌક્તિક '

તે

## સ્વ૦ શ્રી૦ મોતીસિંહજી મહીડા

---

સ્વર્ગસ્થ શ્રી. મોતીસિંહજી મહીડાની ખાસ ઇચ્છા હતી કે તેમના કાવ્યોનો સંગ્રહ 'મૌક્તિક માળા' એ નામથી પ્રકટ કરવો. એ ઇચ્છા અમલમાં મુકાય તે પહેલાં તો તેમનું દુઃખદ અવસાન થયું. તેથી તેમના કાવ્યો સ્વ૦ની ઇચ્છા મુજબ 'મૌક્તિક માળા' એ નામથી અત્રે પ્રકટ કરવામાં આવે છે.

આ કાવ્યો પૈકી જે વર્તમાનપત્રોમાં પ્રકટ થયાં હતાં તેની નોંધ જે તે કાવ્ય નીચે આપી છે. —સંયોજક

# કવિતા ને કાન્તા

અમી ઝરણા જેનાં, નિશદિન અખૂટાં વહી રહ્યાં;
બનાવે આનંદી, દુ:ખિત હૃદયોમાં મુદ ભર્યાં.
કવિનો સુઆત્મા, હૃદયમણિ પ્રેમી સજનને;
કવિતા ને કાન્તા, પ્રિય નહિ હશે કોણ જનને ?

વશીકરણો જેમાં, જગત જિતવાનાં ખૂબ ભર્યાં;
અને સૌ જેનાથી, હૃદય કઠિણો તો દ્રવી ઢળ્યાં.
મધુરા આલાપે, વિવિધ રસ અર્પે જગતને;
કવિતા ને કાન્તા, પ્રિય નહિ હશે કોણ જનને ?

મળે છે સન્માનો, નૃપતિ-જનનાં ચિત્ત હરતાં;
મહા જ્ઞાની જેના, રસિક ગુણને નહિ વિસરતાં.
વદે છે સૌ એવું, વિપદ વિસરાવે જગતને;
કવિતા ને કાન્તા, પ્રિય નહિ હશે કોણ જનને ?

રણોમાં ત્રાસી જે, રૂધિર અંકિત નાસી છૂટતા;
બનીને ઉત્સાહી, મરણ સમિપે ખૂબ ઝૂઝતા.
જુઓ કેવી શક્તિ, ઉભય ક્ષણ અર્પે મનુષને;
કવિતા ને કાન્તા, પ્રિય નહિ હશે કોણ જનને ?

પ્રભુની બક્ષિસો, અમૂલ મૂલ જેનું ન બનશે;
અને જેના રૂપે, જગત જન વિંટાઇ ફરશે.
મીઠા તેના સ્વાદે, પરવશ બનાવે મનુજને;
કવિતા ને કાન્તા, પ્રિય નહિ હશે કોણ જનને ?*

---

*'ગુજરાતી' દીપોત્સવી અંક સન ૧૯૩૧

# એક પ્રાર્થના

હે ભગવાન,
દયા નિધાન,
અમે બધાં તુજ બાળ અજ્ઞાન;

બની બળવાન,
જનતાના જાન,
બચાવીએ પ્રભુ ! દ્યો વરદાન. ૧

ધરીશું હામ,
કરીશું નામ,
અમે જો રામ તણાં સંતાન;

અમારો દેશ,
ન હોય ત્યાં ક્લેશ,
કરાવો સર્વને એ ભાન. ૨

પ્રભો! બલરામ,
સદા સુખધામ,
અમે રટીએ રૂડું તુજ નામ;

કરુણાગાર,
અસારે સાર,
ત્હને હો કોટિ કોટિ પ્રણામ. ૩

તા. ૧૯–૫–'૩૨

# ક્ષત્રાણીઓ

પાકી શું આ પુણ્ય ભોમે
એ શરી ક્ષત્રાણીઓ ?
ઝૂઝતી યાહોમ જંગે
એ શરી ક્ષત્રાણીઓ !

રાખી ન ભીતિ લેશ જો
આપત્તિ કૈં શિરે પડી;
નિજ શીલને સંરક્ષતી'તી
એ શરી ક્ષત્રાણીઓ !

ચઢતી પતિ–ચિતા પરે
રણચંડિકા કલ્લોલથી;
અદૃશ્ય કલિમાં દૃશ્ય ક્યાં એ ?
એ શરી ક્ષત્રાણીઓ !

વીરાંગના એ તો હતી
દૈવાંગના સમ દીપતી;
ઇતિહાસમાં એથી અમર થઇ
એ શરી ક્ષત્રાણીઓ !

તા. ૨૪–૫–'૩૨

# હોળી

દહાવો કામ દહન હોળી;
વિષય પ્રપંચને રોળી.

કાષ્ટ બાળી હોળી પ્રગટાવી, મંત્રપૂજા પણ કીધી;
શ્રેય સાધ્યું શું હોળી યજ્ઞે, જીવન શાન્તિ શું લીધી.
કહો શું ઉન્નતિ ખોળી ? ૧

ધર્મ ધર્મને પંથ પંથની ધર્માંધતા ટાળી;
एकं सद्विप्रा बहुधा वदन्ति એ વેદ વાક્ય પોકારી;
ગજાવો અહીં જ્ઞાન ગોળી. ૨

રંગ રાગમાં બહુ વિધ ખેલ્યા, ના દેશો જાતિ ભાળી;
બાહ્ય રંગને દૂર કરીને, અંતર રાગ ઢાળી
નિહાળો દિવ્ય આત્મજ્યોતિ. ૩

સત્યવીર પ્રહ્લાદ સમી લ્યો અડગતા ધારી;
તોડી આસુરી ભ્રમજાળને, સ્વાર્થને સંહારી.
દૈવી જીવનને જીવી. ૪

અધમ વિષયની ધૂળ ઉડાવી, ભરી જ્ઞાન પીચકારી;
કામ ત્યાગનો રંગ લગાવી ઐક્તા ધર્મ પોકારી.
ગજાવો ધુળેટી હોળી.* ૫

---

*' વીસમી સદી ' તા. ૨૦–૩–૩૨

# જીવનનો કોયડો

( ચિન્તનાત્મક )

જીવન એ શું છે એ સજની !
પરવશ બની વહી જાય છે;
માનવને ના કૈં સ્હમજાય છે: ( ટેક )
કેવું સુન્દર કોમળ તન હતું;
યૌવન મદમાં ભોળપણુ હતું;
વૈભવશાળી જન પરિજન હતું;
જનથી સંબંધ તોડી, છોડી સૌ—
આજ અહો ! ક્યાં તે જાય છે: માનવને.
જેના ગાલો પર હસી હસીને;
પ્રિયા ચુમ્બતી પ્રેમ સિંચીને;
સુખ લેતી સર્વસ્વ લૂટાવીને;
ત્હેને સ્પર્શ કરતાં ગભરાય છે, કેમ—
હૃદય ગ્લાનિથી છવાઇ જાય છે: માનવને.
જીવન એ અણમોલ તત્વ છે;
કોનું તે પર રહ્યું સ્વત્વ છે ?
શું મમત્વમાંય પરત્વ છે ?
તનમાં સદા રમ્યા કરતું પછી—
કેમ પળમાં સરી જાય છે ? માનવને
વ્યર્થ જંજાળે શાને પડવું ?
જાણે જીવન જાગૃત સ્વપ્નું.
સ્વાર્થી જીવવું એ શા ખપનું ?
એનાં જતાં ક્યાં, હાય ! એ—
ત્હારૂં મ્હારૂં રહી જાય છે !+ માનવને.

+" શારદા " દીપોત્સવી અંક : ૧૯૩૨

# શાને ?

ખેલ્યા ન ખેલ જંગે
સ્પર્શી ન રેણુ અંગે,
નાહક રહી ઉછરંગે;
અભિમાન વરો શાને ?

જેનાથી વીર રાજે,
તે શક્તિ નથી આજે,
જેથી સ્વવંશ લાજે;
તે કાર્ય કરો શાને ?

નિજ દેશ રાગ–રંગે,
રંગાઇને ઉમંગે;
રોળ્યા ન શત્રુ જંગે,
તો શસ્ત્ર ધરો શાને ?

શે વ્યર્થ કાષ્ઠ બાળો ?
ને રંગ આ ઉછાળો ?
યદિ હોલિ–પર્વ પાળો;
નહિ દુઃખ હરો શાને ?×

× 'વીસમી સદી' ૧૨–૩–૩૩

# મુરારિને

હે મુરારિ ! મને તુજ નિકટ
આવવાની આજ્ઞા દેને;
દલિત હૃદયના નગ્ન સત્યનું
સ્પષ્ટ કથન સુણાવા દેને;

વીણાના તૂટયા તારો પર
રાગ બેસુરો ગાવા દેને;
પરનું તેં સાંભળ્યું ઘણું
મને આજ કાંઇ કહેવા દેને;

નિર્નિમેષ નયનોનાં મોતી
ચરણો પર વર્ષાવા દેને;
ભૂલ્યા વિશ્વ પથિકના મનનો
સત્ય માર્ગ બતાવા દેને !×

× વીસમી સદી-કૃષ્ણાંક સં. ૧૯૮૯ તા. ૨૩-૬-૩૩

# જગતને બોધ દેનારી અમારી પાયમાલી છે*

( ગઝલ )

નથી જિન્દા, થઇ જન્નતનશીં જાહોજલાલી છે,
ભરેલા જે હતા ભંડાર આજે સાવ ખાલી છે. ૧

હતી જ્યાં દોસ્તની દાવત, અદાવત ત્યાં વધેલી છે,
મહોબ્બતમાં હુકૂમત ને હિકારત ખૂબ ચાલી છે. ૨

ગયો ઇખલાસ હિન્દુસ્તાનને છોડી વિલાયતમાં,
કુસંપે હિંદીઓની બાંહ્યને મજબૂત ઝાલી છે. ૩

તનજ્જુલની થઇ છે હદ અમારી કમનસીબીથી,
જગતને બોધ દેનારી અમારી પાયમાલી છે. ૪

*વડોદરા ખાતે તા ૧૭-૫-'૩૪ ના રોજ ભરાયેલા આઠમા કવિ સંમેલનમાં વંચાએલ.

# મુરારિને

હે મુરારિ ! મને તુજ નિકટ
આવવાની આજ્ઞા દેને;
દલિત હૃદયના નગ્ન સત્યનું
સ્પષ્ટ કથન સુણાવા દેને;

વીણાના તૂટ્યા તારો પર
રાગ બેસુરો ગાવા દેને;
પરનું તેં સાંભળ્યું ઘણું
મને આજ કાંઇ કહેવા દેને;

નિર્નિમેષ નયનોનાં મોતી
ચરણો પર વર્ષાવા દેને;
ભૂલ્યા વિશ્વ પથિકના મનનો
સત્ય માર્ગ બતાવા દેને !×

× વીસમી સદી–કૃષ્ણાંક સં. ૧૯૮૯ તા. ૨૭–૬–૩૩

# જગતને બોધ દેનારી અમારી પાયમાલી છે*

( ગઝલ )

નથી જિન્દા, થઇ જન્નતનશીં જાહોજલાલી છે,
ભરેલા જે હતા ભંડાર આજે સાવ ખાલી છે. ૧

હતી જ્યાં દોસ્તની દાવત, અદાવત ત્યાં વધેલી છે,
મહોબ્બતમાં હુકૂમત ને હિકારત ખુબ ચાલી છે. ૨

ગયો ઇખલાસ હિન્દુસ્તાનને છોડી વિલાયતમાં,
કુસંપે હિંદીઓની બાંહ્યને મજબૂત ઝાલી છે. ૩

તનજ્જુલની થઇ છે હદ અમારી કમનસીબીથી,
જગતને બોધ દેનારી અમારી પાયમાલી છે. ૪

---

*વડોદરા ખાતે તા ૧૩-૫-'૩૪ ના રોજ ભરાયેલા આઠમા કવિ સંમેલનમા વંચાએલ.

# ભારતી–સ્તવન

( ૧ )

અમે સૌ બાળ ભારતનાં, શરી સેના બનાવીશું;
અધુરું પૂર્વજો કેરું, કરી પૂરું બતાવીશું.

( ૨ )

અમારા દેશ ભારતની, સદા સેવા ઉઠાવીશું;
પીડાતી માતૃભૂમિનાં; કઠિન કષ્ટો હઠાવીશું.

( ૩ )

અમારી વૃદ્ધ મૈયામાં, નવીન ચેતન જગાવીશું;
મનોહર વાટિકા ભારત તણી ખંતે ખીલાવીશું.

( ૪ )

જીવનના મ્હેલનો પાયો, ગુરુકુળમાં ચણાવીશું;
રૂડા સંસ્કાર સિંચીને, સુવિદ્યાથી સુહાવીશું.

( ૫ )

બની સ્વાધીન સંસારે, સબળ સત્તા જમાવીશું;
ધ્વજ અમ દેશ ભારતની, અખિલ વિશ્વે ઉડાવીશું.

તા. ૧-૬-'૩૪

# યુવાનોને !

( ૧ )

અરે ઓ હિન્દના શૂરા ! સૂતા શું સોડ તાણીને;
ઉઠો, જાગો, તજી આળસ, ત્હમારો ધર્મ જાણીને.

( ૨ )

ભૂલ્યા છો ભાન સૌ આજે, તમોને શું ભલા છાજે ?
કરો કંઇ નામ તમ કાજે, ત્હમારો ધર્મ જાણીને.

( ૩ )

સડા પેદા સમાજોમાં, વધ્યા જ્ઞાતિ તણા વાડા;
કુહાડા એ પરે મારો, ત્હમારો ધર્મ જાણીને.

( ૪ )

નિહાળો ઉર-ગૃહ-ધર્મો, કુધારા સર્વ દફનાવો;
નવીન સંસ્કાર-બીજ વાવો, ત્હમારો ધર્મ જાણીને.

( ૫ )

વિજય નક્કી ત્હમારો છે, સુણો આ દીવ્ય વાણીને;
વધો આગળ, વધો આગળ, ત્હમારો ધર્મ જાણીને.

તા. ૩-૬-'૩૪

# અનન્તને !

( અપદ્યાગદ્યનો નમૂનો )

અનન્તને આરે, અનન્ત કાળથી અનન્ત રાસ
રમન્તા, અનન્તૈશ્વર્યવન્તા અનન્ત ! ! !
અનન્ત નયનો તો દીધા—આ
અનન્ત દૃષ્ટિના નિત્ય પ્યાસીને,
ક્યારે દઇશ કિન્તુ એને,
તુજ મૂર્તિનાં અનન્ત–દર્શન ?
રસના યે દીધી—આ
અનન્તરસના રસભોક્તાને,
ક્યારે દઇશ, કિન્તુ એને,
તુજ ગુણકીર્તિનાં ગાન ?
કર્ણોયે દીધા છે—આ
ગીત–ભૂખ્યા અનન્ત શ્રોતાને,
ક્યારે દઇશ, કિન્તુ એને,
તુજ નામાવલિનાં અનન્ત શ્રવણ ?
હસ્ત તો ધર્યો છે—આ
અશરણ દીન સાથીને,
ક્યારે દઇશ, કિન્તુ એને,
તુજ ભુજનાં ભાવભર્યાં આલિંગન ?
અનન્ત તો બન્યો છું—આ
અનન્તને અડધેરેક આરે,—
ક્યારે કરીશ, કિન્તુ એને,
તુજ અનન્તમાં તુંમય અનન્ત ?

તા. ૪–૬–’૩૪

# અમર આત્મ–પ્રેમ

( ૧ )

' જીવન ત્હમે છો મ્હારૂં '
લાગે વચન એ પ્યારૂં·
ચંચળ શું સ્વપ્ન સરખું
જીવન આ વ્હાલી ' ત્હારૂં.

( ૨ )

' આત્મા ત્હમે છો મ્હારા '
શબ્દો એ સત્ય ત્હાગઃ
" મૌક્તિક " આત્મપ્રેમે
માનવ અમર થનારા.

તા ૧૬–૧૧–'૩૪



# માતાને !

( ૧ )

ઘોંઘાટ શો મચે આ ?
નિદ્રા ભરે ઉચાળા,
રોવા દે; મા ! બનાવું–
અશ્રુતણી હું માળા.

( ૨ )

જાવા દે લાડ ખોટા.
રે'વા દે સૌ ધખારા,
છાતી શો ચાંપી માડી '
વહેરા દે અશ્રુધારા.

તા ૧૭–૧૧–'૩૪

# રૂદન

( કોરસ )

રૂદન છે નિર્ધનની લક્ષ્મી
નિર્બળનું એ બળ :
બેકારીની દુનિયામાં
રૂદનનાં રાજ અમલ. ૧

આત્મા કેરૂં સંગીત એ
છે મૂગાની ભાષા :
નિરાશ્રિતનો આશ્રય વળી
છે હતાશની આશા. ૨

નિષ્ફળતાને જીવન સાથે
જામે જ્યારે જંગ :
રૂદનથી જનતા શોધે છે
શાન્તિ કેરો સંગ. ૩

આંખોમાંહી આંસુ રૂપે
દીસે પ્રભુનો વાસ :
હૃદયતણાં રૂદનજળ માંહી
લાગે દૈવી ભાસ. ૪

તા. ૧૯-૧૧-'૩૪

# અમે શીખ્યા

હસવુ અમે પુષ્પોથી શીખ્યા,
ભ્રમરોથી શીખ્યા ગુણગાન;
સ્વતંત્રતા કોયલથી શીખ્યા
જેનાથી મળતુ સન્માન ૧

દૂધ અને સાકરથી શીખ્યા,
એકતાન બની જાવાનુ,
પર્વતથી દૃઢ બનતા શીખ્યા,
જળથી હિતકર થાવાનુ. ૨

શિક્ષણ-મન્ત્ર કીડીએ દીધો,
સુખ દુ ખમા સૌ સહાય થવુ,
સુવર્ણથી એ સાર જ લીધો,
તાપ થકી બની શુદ્ધ જવુ ૩

બુદ્બુદનુ દૃષ્ટાન્ત મળ્યુ કે,
ગર્વે નવ કદિ ફૂલાવુ,
મીન તણા જળ પ્રેમે શીખ્યા,
સ્વદેશ કાજે હોમાવુ ૪

તા ૨૦-૧૧-'૩૪

( ૫ )

ઉદધિ તણાં ઊંડાણે
મૌક્તિક શ્વેત મળશે;
ને એજ સાગરેથી
કર્દમ વળી નીકળશે.

( ૬ )

સાકર ને દુધ કેરો
જ્યમ મેળ ઠીક મળતો;
નિર્મળની સાથે નિર્મળ
જીવનનો રંગ ભળતો. +



# પ્રીતની રીત

આવે ધરી ભ્રમર સ્નેહ અતિ ઉમંગે,
સત્કારતું કુસુમ ક્રીડતું એ શું રંગે;
ભૂલે, ત્યજે, વળી રમે પર કો'ની પ્રીત,
કેવી હશે કુસુમના પ્રણયોની રીત ?

# જીવનને આરે

(૧)

પરમાણુની બની છે
મનુજોની મૃદુ કાયા;
દુર્બળ દ્વયણુક ત્ર્યણુકો
એમાં ઘણા સમાયા.

(૨)

અણુઓ તણા એ પુંજે
તત્ત્વો અનેક ભાળું;
નિર્મળ હું હેમ–જ્યોતિ
એમાં સદા નિહાળું.

(૩)

અલ્પાયુષે અનેરા
સ્વાનુભવો થતા જે;
નિર્બળ છતાંય નિર્મળ
જીવન ભરી જતા એ.

(૪)

ઘનઘોર રાત્રિ જેવું
તિમિર ત્યાં છવાયે;
ઉજ્જ્વળ દિનેશ કિરણો
જીવન મહીં જણાયે.

( ५ )

ઉદધિ તણાં ઊંડાણે
મૌક્તિક શ્વેત મળશે;
ને એજ સાગરેથી
કર્દમ વળી નીકળશે.

( ६ )

સાકર ને દુધ કેરો
જ્યમ મેળ ઠીક મળતો;
નિર્મળની સાથે નિર્મળ
જીવનનો રંગ ભળતો. +



# પ્રીતની રીત

આવે ધરી ભ્રમર સ્નેહ અતિ ઉમંગે,
સત્કારતું કુસુમ કીડતું એ શું રંગે;
ભૂલે, ત્યજે, વળી રચે પર કો'ની પ્રીત,
કેવી હશે કુસુમના પ્રણયોની રીત ?

તા. ૨૫-૧૧-'૩૪

+ શારદા-દીપોત્સવી અંક-ઓક્ટોબર ૧૯૪૧.

# યાચના

( ૧ )

જગત સાથનો તે દિ' છોડયો
સબંધ મ્હેં તો જ્યારેઃ
અમે કહ્યું'તું જીવનમાં કંઇ
સાર નથી અત્યારે.

( ૨ )

વિદાય વેળા આપું ત્હમને
શા જીવન ઉપહાર ?
જ્યાં જીવનમાં કાંઇ ન દીઠું
સઘળું સાવ અસાર.

( ૩ )

હૃદય ત્હમે છો, આત્મ ત્હમે છો;
છો ત્હમ મ્હારા શ્વાસઃ
ત્હમારૂં તે ત્હમને દેતાં કો'
કરશો મા ઉપહાસ !

( ૪ )

નિદ્રાહીન રાત્રિ સ્વીકારોઃ
સ્વી કા રો નિઃ શ્વા સઃ
એજ ખરી છે દૌલત મ્હારી
પી ડા ભ રી મી ઠા સ.

( ૫ )

ઘડી ક્રોધ ને ઘડીમાં મુખપર
હર્ષની છાયા છાય:
જોતાં એ પામું પરિતૃપ્તિ
'શું માગું' એમ થાય ?

( ૬ )

કેમ કહો છો આ સહુ સાથે
આપ નહિ લઇ જાશો ?
ધન સંપત્તિ અને સાહ્યબી
છોડીને શું જાશો ?

( ૭ )

અન્ત સમય ઓ પ્રિયતમ ! મ્હારા
આશ્વાસન તો આપો:
એક અટૂલા મુસાફરના
મનમાં ધીરજ સ્થાપો.

( ૮ )

કો' દિન કરુણ કથા સૂણીને
અંતર ઉપજે ક્લેશ:
દીન દુઃખિયાને યાદ કરીને
ક્ષણભર સ્મરો સુરેશ !

તા. ૨૨-૧૧-'૩૪

# અભિલાષ

નયનોનાં તુજ નયનો સાથે—
અળી થતાં હજી ચાર સખે !
ત્યાં તો પ્રાણેપ્રાણ ભળ્યા ને—
ગૂંથાયા ઉર તાર સખે !—
વિયોગમાં આ વસ્યુ અજબ કૈં—
સ્વર્ગીય સુખ સંસાર સખે !
નવ મોહકતા નિત્ય નવીન કૈં—
કરે મધુર વિહાર સખે !—
જુગ જૂની રસતૃષા જીવનની—
દર્શનથી ન છીપાય સખે !
યુગયુગનાં યૌવન-વન તપતા—
મિલન મનોહર થાય સખે !—
રગ રગ ગુંજે ધ્વનિ પ્રેમનો,
અંગ ઉમંગ જણાય સખે !
કેમ છૂપાવે ? કાં શરમાયે ?
દિલ જો એક મનાય સખે !—
ઘૂંઘટ-પટ પ્રિય ! જરા ખસેડો,
મુજ અંતર ચીરાય સખે !
જીવન-કુસુમ અણમુલ કરમાતાં—
વણ પી ત્યાં છૂંદાય સખે !—

# પ્રણય—પંથ

ક્યા છે પીડા પ્રેમને પથે
કહેશો આપ લગાર ?—સલૂણા૦
સ્વપ્ને આવો સ્નેહ-સ્મરણમા
બા જે પ્રેમ સીતાર !—સલૂણા૦

પ્રિયતમ ! પ્રેમતણા શા મૂલ્યો ?
સ્નેહતણા રસ થાળ,
જેના આસ્વાદનથી ભાગે
જીવનની જંજાળ
એ છે સુખતણો આગાર—સલૂણા૦

દીપક બાળી ભસ્મ કરે છે,
આગ તણા અંગારે,
તોય પતંગો પડે તડપતા,
તેજ તણા અંબારે
એ છે પ્રીત-રીતનો સાર—સલૂણા૦

ભ્રમર કમળમા શું ભાળે છે,
તન્મય ત્યા થઇ જાતો,
બીડાય જ્યારે કમળ-પાખડી,
બંધનમા બંધાતો
એ છે દિવ્ય પ્રેમનો સાર—સલૂણા૦

વા ૨૭-૧૧-'૩૪

# અભિલાષ

નયનોનાં તુજ નયનો સાથે—
મળી યતાં હજી ચાર સખે !
ત્યાં તો પ્રાણેપ્રાણ ભળ્યા ને—
ગૂંથાયા ઉર તાર સખે !—
વિયોગમાં આ વરયું અજબ કૈં—
સ્વર્ગીય સુખ સંસાર સખે !
નવ મોહકતા નિત્ય નવીન કૈં—
કરે મધુર વિહાર સખે !—
જુગ જૂની રસતૃષા જીવનની—
દર્શનથી ન છીપાય સખે !
યુગયુગનાં યૌવન-વન તપતાં—
મિલન મનોહર થાય સખે !—
રગ રગ ગુંજે ધ્વનિ પ્રેમનો,
અંગ ઉમંગ જણાય સખે !
કેમ છૂપાવે ? કાં શરમાયે ?
દિલ જો એક મનાય સખે !—
ઘૂંઘટ-પટ પ્રિય ! જરા ખસેડો,
મુજ અંતર ચીરાય સખે !
જીવન-કુસુમ અણમુલ કરમાતાં—
વ ણ ખી લ્યાં છૂંદાય સખે !—
તુજ મિલનના અભિલાષીને,
અયિ ! તૂં ના તલસાવ સખે !
'મૌક્તિક' દિલનાં, દાન દઈને—
પ્રભુ-પ્રભુતા બહલાવ સખે !—*

---

* શારદા-શરદપૂર્ણિમા અંક ૧૯૩૪

# અક્રોધની આવશ્યક્તા

ક્રોધે અનેક જનનાં દીલડાં દુભાવ્યાં,
ક્રોધે અનેક મનને બહુરે ! મુંઝાવ્યાં;
ક્રોધે હણી પ્રણય, વૈર બહુ વધાર્યાં,
ક્રોધે કુસંપ કરી, ભાવ ભવે ભગાવ્યા...૧

ક્રોધે સુહૃદ મટી શત્રુ ભૂંડા બનાવ્યા,
ક્રોધે રુધિર જગમાં બહુરે વહાવ્યા;
ક્રોધે ઋષિમુનિતણાં વ્રતને ડગાવ્યા,
ક્રોધે કરાળ વીરનાં જીવનો હણાવ્યાં...૨

ક્રોધે કમોત નરનારી તણાં કરાવ્યાં,
ક્રોધે મહાન જનનાં શિરને કપાવ્યાં;
ક્રોધાગ્નિએ વિવિધ વંશ સમૂળ કાઢયા,
ક્રોધાગ્નિએ મહદ રાજ્ય અરે ઉખાડયાં...૩

ક્રોધો ટળી, સતત્ સ્નેહ-સુધા વહાવો,
સંપે સમાજ મહીં સખ્ય સદા સજાવો;
આ હિંદ માંહિ ફરી રામશું રાજ્ય સ્થાપો,
શાંતિ વિભો ! સુખદ દો; જગ ક્રોધ કાપો...૪*

---

* નવી રોશની સં. ૧૯૯૦ નો શ્રી કૃષ્ણાંક તથા ક્ષત્રિય મિત્રનો ઑગસ્ટ ૧૯૩૪ નો અંક

# ઝંખના

( ૧ )

મમ નયનમાં એ સ્વપ્નનું સુરભિત સુમન મધુવન હજો;
મ્હારી સુરામાં વિશ્વજીવનનું સદા કંપન હજો;
મધુ વેદનાથી યુક્ત કૈંક અશાન્ત આ યૌવન હજો;
મમ ચક્ષુમાં સુકુમારીકાના નયનનું ચિન્તન હજો.

( ૨ )

ત્હેના સસુરભિશ્વાસનો આ શ્વાસમાં સુપવન હજો;
ત્હેના સ્વરે સંચાલિતા મમ હૃદયની ધડકન હજો;
મૃદુ મંદ પવને કંપતા તત્કેશનું નર્તન હજો.
વિસ્મરણ-માદકતા વડે, મમ હૃદય ત્હેનું મન હજો.

( ૩ )

પારસ્પરિક અધરામૃતોનું પૂર્ણ પરિવર્તન હજો;
ઉત્તમ ન મમ જીવન થકી, પ્રભુ, કોઈનું જીવન હજો;
મમ ભાગ્યમાંહીં ભિન્નતાનું નહીં ઉલ્લેખન હજો;
શાશ્વત સુખદ સંસારમાં આ સ્નેહ સંમેલન હજો.*

* શારદા-તંત્રી અંક ૧'૩૪

# નિદ્રામાં ચૈતન્ય

જ્યારે તુજ આનન્દ સુધામાં
હું મુજને બસ ભૂલી ગયો,
દિવ્ય તેજથી નયન ઝળકતાં,
પ્રિય દર્શનનો લાભ થયો.

હૃદયકમળ ખીલ્યું આકાશે,
ઝણઝણતા વીણાના તાર,
શ્રાવણ ભાદરવાની ઝડીઓ–
શી વરસી મીઠી રસધાર.

અનન્યની આ સુખમય નિદ્રામાં
મુજને ચૈતન્ય જડયું,
લીન થયો, ચકચૂર બન્યો,
ને તિમિર સત્વર દૂર થયું.

આં માયાવી ઇન્દ્રજાળથી
જગમાયાનો નાશ થયો,
એક રહ્યો આનન્દ, દુઃખનો–
ડુંગર મુજથી દૂર ખસ્યો.*

* અનુવાદ.

# સુમન—યુગલ

૧

સાયંકાળે સમિર—લહરી મંદ વાઇ રહી'તી,
ને પશ્ચિમે રવિ ઉતરતાં છાંય છાઇ રહી'તી;
આછાં રાતાં મૃદુલ કિરણો વ્યોમને રંગતાં'તાં,
જ્યોતિ—રેખા જરીક સરખી ફેંકી ઉમંગતાં'તાં.

૨

પુષ્પો કેરી મધુર સુરભિ મ્હેંકતી વાડીઓમાં,
શ્રાન્તો કેરાં શ્રમિત—પદને દોરતી ઝાડીઓમાં;
આવી બેઠો ઉપવન વિષે સૃષ્ટિ—સૌંદર્ય જોવા,
શ્રુચી ક્ષાળાં સ્મરણ—જળથી પાપ—પાખંડ ધોવા.

૩

પેખ્યા ત્યાંતો અનિલ કુમળા છોડવા હર્ષ—ઘેલા,
નીચા ધીરા લળી લળી ખીલી ઝુલતા સૌમ્ય પેલા;
પંખીડાં ત્યાં કલરવ કરી ગાન ગાતાં મધૂરાં,
ઝાંખી દેતાં જગત—જનને ગીત જેનાં અમૂરાં.

૪

ઝાડી માંહી દૂર દૂર ઝુલે છોડ ગુલાબ કેરો,
ફૂટે ત્યાંથી પ્રણય—રસની વેગવન્તી ટશેરો;
ધાર્યું હૈયે રસિક—રસિકાની હશે સ્નેહગ્રંથી,
વર્ષી રે'તી પીયૂષ ઝરણાં એ હશે આત્મમંથી.

૫

ઘેલાં ઘૂમે, સુમન યુગલે પાદ શાને ધરૂં હું ?
લજ્જાવન્તાં વિવશ બનશે, શાદ શાને કરૂં હું ?
છોને ફોરે મુકુલ–કલિકા વાસ ગુલાબ કેરી,
રાચું–માચું સુરભિ દૂરથી ઊભીને એ અનેરી.

૬

વીત્યા દિનો પલ પલ કરી, સ્થાન ઉદ્યાન એ છે,
માલી એ, ને યુગલ વળી એ, નિત્ય મ્હેમાન એ છે;
કિન્તૂ કાં એ રસિક ફૂલડાં આમ નિસ્તેજ ભાસે,
દ્વારે ઊભો અતિથિ પૂજતાં આજ ના દિવ્ય હાસે.

૭

કાયા સૂકી, રસ–હીણું બની, તેજ છે સૌ હરાયું;
ને એ જોડું નિકટ તરૂ ને કંટકોમાં ભરાયું;
ત્હોયે એની અખુટ સુરભિ રમ્ય વાતે વસે છે,
મૃત્યુ–છાંયે સુમન–હૃદયનું હાર્દ ઊંડું હસે છે. ×

---

× લેખકો : કુ. શ્રી. મોતીસિંહજી મહીડા તથા શ્રી. ધીરજલાલ પરીખ —નવી રોશની સં. ૧૯૯૧ કારતક સુદ ૧

## ઈશ્વર—સ્તવન

પ્રભુ ! જપીએ નીત તુજ જાપ<br>સંતાપ પાપ સકલ અમ કાપ.—પ્રભુ !

તુંહિં જગ નાયક, તુંહિ દીન સહાયક,<br>વિશ્વ વિધાયક, તુજ શક્તિ અકળ અમાપ—પ્રભુ !

(ઉર)તિમિર તું દૂર કર, જ્યોતિ નૂતન ભર,<br>સુણી વિનતિ વિભો સુખ સ્થાપ—પ્રભુ !

તા. ૨૨-૫-'૩૫



## દીપકને !

( ૧ )

કોની વિરહભરી ચિન્તામાં<br>આમ બળે તૂં આખી રાત ?<br>હે દીપક ! ત્હારી આશાને<br>પૂરણ કરશે રમ્ય પ્રભાત !

( ૨ )

લોક કહે છો " રવિ ઉગતામાં<br>ઝાંખો પડશે તુજ ઝળકાટ "<br>નિશા તણાં અંધારાં પી પી<br>થયો નથી ઓછો ચળકાટ.

તા. ૭-૬-'૩૫

# આપજે પ્રભુ! એ ઘડી

( ૧ )

સમાગનો થાકયો કદી કદિ
નર્મદા તટ જઈ ચડુ,
તહિં શીતન મદ સુમદ સુમિગ્ણ-
સાગરે તરવા પડુ

( ૨ )

નવ-સ્રોતમા વીચિ ઉછળે
તટ ઉપર સારસ-જોડલુ;
એ દિવ્ય દૃશ્ય નિહાળતા
ઘેનું ઝુને ઉર હોડલુ.

( ૩ )

નભ પર વિવિધ રગો થકી
કો' ચિત્ર અદ્ભુત ચીતર્યું;
જે નિજમા તલ્લીન કરી
આલ્હાદતુ મનને નર્યું.

( ૪ )

રગા થકી રગાઉં હું
એવી નથી ઇચ્છા વડી,
એકાદ રેખામા સમાઉ
આપજે પ્રભુ! એ ઘડી.

તા ૭-૬-'૩૫

# નયન-ઝરણું

( ૧ )

શૈન હૃદયના ટૂકડા કરીને
તેમા નવ-સજીવન ભરીને,
અતુન રાગના રક્તબિન્દુડા ઝરમર શુ ઝરતુ,
ત્હારા પ્રેમળ નયનોમાથી અમી ઝરણુ નિર્ઝરતુ.

( ૨ )

અનતરતુ ઊંચેથી નીચે,
સુધા તણા એ શિકરો સિચે,
પળ-વિપળમા મુજ ઉરપુટમા સુખ-અર્ણવ ભરતુ;
ત્હારા પ્રેમળ નયનોમાથી ઝરણુ નિર્ઝરતુ.

( ૩ )

અતરમા એ આગ સમાવે,
શીતનતાનો બાગ સજાવે,
સ્થપિત થતા મનુજાગોને એ દેવર્ષિ કરતુ;
ત્હારા પ્રેમળ નયનોમાથી ઝરણુ નિર્ઝરતુ.

તા ૯-૬-'૩૧

# દીવાનો

( ૧ )

આ કોણ દીવાના સમો સાનન્દ ચાલ્યો જાય છે ?
જેનુ વદન કઇ ગૂઢ હર્ષે ખૂબ ઝોલા ખાય છે,
છોને જગતના લોક જૂઠા એહને પાગલ કહે,
એના અગમ્ય સ્વરૂપને પામર નરો ક્યાથી લહે ?

( ૨ )

મુખ પર જણાતો હર્ષ, પણ, છે મૂક ઊંડી વેદના,
છે શુષ્કતા અગે ભરી ને બિન્દુ ટપકે સ્વેદના,
હસતો ફરી રડતો વળી નિશ્વાસ નાખે ખેદના,
ઉદ્ગાર કાઢે મુખ થકી કો'વાર એ ઉચ્છેદના

( ૩ )

લથડે ચરણ ખૂબ એ છતા પાગલ જુઓ પડતો નથી,
એ શોધતો કઇ માર્ગ જે આ વિશ્વમા જડતો નથી,
નિજ યત્ન નિષ્ફળ સૌ થતા એ જોઇને રડતો નથી,
સાફલ્યને પામે છતા ગર્વોક્તિ દાખવતો નથી

( ૪ )

ઇષ્ટાર્થ કેરી ખોજમા આઠે પ્રહર મસ્ત લીન છે,
છો અન્ય લોકો એ વદે કે "સાવ આ મતિહીન છે",
ત્રિભુવન તણા નિજ ઉરમા દર્શન અનુપમ થાય છે,
સસાર – સાગરને સદા એ મસ્તિએ તરી જાય છે

( ૫ )

તત્કાળ એ આનન્દના ઉન્માદને શિરમાં ભરે,
નિજ હૃદયમાં સંશય તથા ભય ના કદી પાગલ ધરે,
'યાહોમ'ના સિદ્ધાન્તને સંપૂર્ણ રીતે આચરે,
આનન્દના અર્ણવ મહીં નિર્ભય નિમજ્જન આદરે

( ૬ )

દાના ખરા છે તેજ જેને લોક દીવાના કહે,
અદ્વૈતવાદી તેજ છે જે દ્વૈતતાના શિર વહે,
પાગલ વધે આગળ ધરીને ધ્યેય "અંતિમે જવું",
માનો ન માનો આપ પણ હું સૂત્ર એ સાચું કહું.

તા ૧૦ ૬-૩૫



# ત્હમે !

ન્હાની તરંગ શી હું, સાગર મહા ત્હમે !
પળ એમ જો હું ત્યારે, યુગકાળ છો ત્હમે !
વર્ષા તણું હું બિન્દુ, ને મેઘમાળા આપ છો
ઝાંખુ કિરણ બનું હું, તો જ્યોતિ છો ત્હમે !
લક્ષ્મીપદે હું રજ છું, ને પ્રાણ તેના આપ છો
હું શુષ્કતા ભરેલી, માધુર્ય છો ત્હમે !
રૂપહીન હું છું વ્હાલા, ને આપ મોહકતા ભર્યા
ઊંડા હૃદય-ઝરામાં, ન્હવરાવજો ત્હમે !

તા ૧ ૬ '૩૬

# વિશ્વવશીકરણ પ્રેમ

(હરિગીત)

જે સાર આ સંસારનો
  એ પ્રેમ હર્ષાગાર છે,
એ ભક્તિનો છે જન્મદાતા
  જ્ઞાનનો આધાર છે,
વિશ્વેશ પણ છે પ્રેમ પૃક્તિ
  દાસ બનતો એહનો,
ને ચિત્તશુદ્ધિ એ કરે
  દાતા બને છે નેહનો ૧

જો પદ્મિની ને કુમુદિનીના
  પ્રેમપાશે બદ્ધ થઇ,
રવિ શશી ઉદય પામે સદા
  તો ચૂક ના પડતી કંઇ,
જોતા ગગનમા મેઘ મત્ત—
  મયૂર આનંદિત બને,
શશી મુખ ચકોર નિહાળીને
  હરખાય છે કેવુ વને ! ૨

દિનકર તણા જ્યોતિકિરણ
  સ્પર્શે ખીલે કનિકાવલી,
આનંદગીતો ગાય એ
  નિહાળીને ભૃંગાવલી,
પશુ પક્ષીઓ કે મનુજના
  હૈયા વિષે એ પ્રેમ છે,
એમા નિમજ્જન આદરો
  બસ એજ માનવધર્મ છે ૩

તા ૧૧-૬-૩૫

# એક અભ્યર્થના

( શાલિની વૃત્ત )

( ૧ )

શાને ત્હારી યાદ આપે પ્રભુ ! ના ?
શાને ત્હારો ભકત સ્થાપે મ્હને ના ?
જ્યોતિ ત્હારી વિશ્વમાં જે પ્રસારે,
મ્હારે હૈયે જ્યોત કાં ના જગાડે ?

( ૨ )

ફૂલી ફાલી – મ્હેં ક તી તુજ વાડી,
તો કાં રાખી એક આ મૂજ ઝાડી ?
ચારે દિશે વાસ ત્હારો વસે છે,
તો તું મ્હારા દિલથી કાં ખસે છે ?

( ૩ )

જોઉં ત્હારી વાટ વ્યાકુળ ચિત્તે,
પ્રાર્થું પ્રેમે દર્શનાર્થે હું નિત્યે;
ઘેલું ત્હેયે ગાન ત્હારા ગુણોનું,
લેશે ના તું દેવ ! એ ધ્યાનમાં શું ?

( ૪ )

આશાઓમાં એક છે આશ ત્હારી,
ના સૂઝે; ને પંથમાં કષ્ટ ભારી;
માનું તૂંને ધ્રુવ શો માર્ગદર્શી,
ઉદ્ધારે ના, સિંધુથી હસ્ત – સ્પર્શી ?

( ૫ )

કાંઠે બેઠો હું પીપાસુ પુકારૂં,
સુધા સિંધુ ! પાન આપે ન ત્હારૂં ?
" ત્હારા – મ્હારા " ભેદ એ ન્હોય જૂના,
તૂં જો છે તો, મ્હેલ કાં મુજ સૂના ?

( ૬ )

તૂં વિહોણું ઝૂરતું ઉર મ્હારૂં,
ધૂની – ઘેલું, વિશ્વ લાગે અકારૂં;
બેઠો જોતો રાહ સંસાર આરે,
બાંહ્ય ઝાલી રાખજે સંગ ત્હારે. ×

× ' શારદા ' દીપોત્સવી અંક : ૧૯૯૨



# ત્હારી ભીખ

ઘૂમું બધે તુજ શોધમાં, દ્વારે પ્રસારી હાથને,
આપશે શું કો' પ્રભો ? યાચું ખરે તુજ સાથને.
નિજ મન્દિરે મસ્તાન થઈને, ગાય ગીતો સૌ મળી,
ભીક્ષા મળી દોલતતણી, પણ ભીખ તુજ તો ના મળી.
આથડ્યો કૈં ભિક્ષુકોને પૂજકોના ધામ પર,
ભોજન અને લક્ષ્મી મળ્યાં ત્યાં, એક ત્હારા નામ પર.
નામ તવ મળી જાય ત્યાં તો, ફિકર શી જગરાજ્યની,
ચરણે ધરૂં સર્વસ્વ તુજને, ભીખ મળે જો આપની.

# ક્યારે ?

( ૧ )

તરસ્યાં નયનો આ વલખે છે,
મુખ-ઇન્દુ જોવા તલસે છે,
આંસુડાં નિશદિન સરકે છે,
દર્શન દો ક્યારે ?

( ૨ )

નભ ઘનઘોર ભયંકર-ભૂરું,
અન્ધારી રજનીમાં ઝૂરું,
વીજ ચમકે: પણ એય અધૂરું,
આનન્દો ક્યારે ?

( ૩ )

વિરહાકુળ આ ચિત્ત ઘણેરું,
વ્હાલું એ કાં થાય નમેરું ?
જીવન જીવવા જ્ઞાન અનેરું,
આત્મન્ ! દો ક્યારે ?

( ૪ )

મન્દિર છે મુજ સૂનું સૂનું,
વૈભવ-પૂરું હોયે ઉણું,
તુજ અમૃત-ભર સ્હોય સલુણું,
સ્વામિન્ ! એ ક્યારે ?×

× પડકાર-દીપોત્સવી અંક-આગો સં. ૧૯૯૨.

# ત્હમે શું જાણો !

( ૧ )

નિંદ્રાળુ ઘેના નયનથી વ્હાલા !
અધીરતા અમ ત્હમે શું જાણો !
સદા રટું છું ત્હમારી માળા,
હૈયું ઝૂરે એ ત્હમે શું જાણો !

( ૨ )

આવો સોહાગી—શ્યામ—સલુણા !
મુખડું ત્હમારૂં જોઉં ત્યાં કા'ના,
હૈયામાં મંથન જાગે અનેરાં,
દર્દ દીનોને ત્હમે શું જાણો !

( ૩ )

રંગે ભરી છું, તરંગે ભરી છું,
પ્રેમની જોગણ પ્રેમે ભરી છું,
"મૌક્તિક" મનને મ્હોરે મધુરી,
મોહક મેના, ત્હમે શું જાણો !*

---

* શારદા-દીપોત્સવી અંક ઓક્ટોબર ૧૯૩૭

# પરિત્યાગ

હું અબળા શું કહું પ્રીતમને, સખિ !
નિર્બળ મન મુજ રોળી ગયા,
મુજ ભાગ્ય તણા એ ચન્દ્ર સુહાગી
જામ શું વિષના ઘોળી ગયા.

એ સ્નેહ તણાં બન્ધનને નામે
વિરહભર્યાં નીર ઢોળી ગયા,
સખિ, અગ્નિ થકી અધિકાં એ બાળે
આખર સ્મૃતિઓ ખોલી ગયા.

૨

નિદ્રા ત્યાગી, રજની જાગી
જિવનનાં હીર ચોળી ગયા,
ને ઇષ્ટ નેષ્ટ સૌ વાંછિત વૈભવ
અં ત ર – દ વ માં બોળી ગયા.

આત્મ – સમર્પન, આત્મ નિરીક્ષણ
ઉ ર – મ ન્મ થ ઢંઢોળી ગયા,
દિલને તલસાવી રહે શું એવા
કંઇક રંગને ઘોળી ગયા.

૩

સંસાર તણા સાગરના પૂરમાં
તરવા પ્રિય મુજ હોડી થયા,
સખિ ! એમ પરસ્પર શ્રેય સધાવા
ધ્યેય ખરેખર જોડી ગયા.

વળી, શ્રેય અને સહુ ધ્યેય સલૂણા !
ફોગટ કેમ એ ફોડી ગયા,
ભાગ્ય તણા હાર ' મૌક્તિક ' મુજથી
મુખ-ઇન્દુ શીદ મોડી ગયા ? !*

---

" શારદા " : ડીસેમ્બર, '૩૮

# પ્રણયિનીને !

વારિતણા સ્રોત નદે ભળે જો
ને કૈંક એવા નદ અંબુધિમાં;
સમીરણો સ્વર્ગ તણા અનેરા
આવી મીઠી ઊર્મિં મહીં મળે છે,
એકાકી છે ક્યાંય ન વિશ્વમાં કો'
પ્રત્યેક એકાદમાં જઈ લપાયે;
શેં ના ભળું તો પ્રિય ! હુંય તૂંમાં ?

૨

ગિરીન્દ્ર ચૂમે ગગને પ્હણે જો !
આલિંગતી અબ્ધિ શું વીચિમાળા,
સ્નેહાર્દ્ર પેલાં કુસુમો મધુરાં
પર્ણાશ્રયે પ્રેમથી ક્રીડતાં જો !
પૃથ્વી ચૂમાતી રવિ-કિરણોથી
ને ચન્દ્ર બિમ્બે ઉદધિ ચૂમે છે;
કાં ના ચૂમું તો પ્રિય ! હુંય તૂંને ?*

* અંગ્રેજી કાવ્ય ઉપરથી. શારદા–ઑક્ટોબર ૧૯૩૯.

# વિરહ–વાંછના

( ૧ )

મ્હારા રુદનને, હે પ્રિયે ! તૂં લક્ષ્યમાં લાવીશ મા,
ઉર–દ્વાર આવી, વિવશ મુજને, મુખ દર્શાવીશ મા;
તવ આગમનથી, ઉરનો પ્રચ્છન્ન મોદ મટી જશે,
આશા થશે જો પૂર્ણ તો આનન્દ–ઓઘ ઘટી જશે.

( ૨ )

આશા તણા ઉદ્રેકમાં હર્ષાબ્ધિ ઝોલાં ખાય છે,
પરિતૃપ્ત થાતાં સ્નેહ ત્યાં નિર્લક્ષ્ય ખૂબ જણાય છે;
છે પ્રેમ–પારાવારમાં આશા અમોલી નાવડી,
એ ભાગ્યવંતા પ્રેમ–યાત્રાળુ તણા પંથે પડી.

( ૩ )

અનુરાગનું સંયોગના યોગે મરણ થઇ જાય છે,
ને પ્રેમની દૈવી અમરતા વિરહમાં દેખાય છે;
તેથી વિરહ–પથમાં વિચરવાની જ ઇચ્છા થાય છે,
જે પ્રેમીઓ સાચા જગે તે વિરહ–મહિમા ગાય છે.×

× " શારદા " ઑક્ટોબર ૧૯૪૦–દીપોત્સવી અંક.

# દયા—પ્રેમ રાખો પ્રાણાધાર !

દયા—પ્રેમ રાખો પ્રાણાધાર !
રમ્ય દિમો પ્રિયતમ અલબેલા
આમ ભૂલી શું જાઓ ઘેલા !
વિસારશો પણ વિસરીશ નહિ હું ત્હમને પ્રભુ પલવાર—

વૃક્ષો ફૂલી ફાલી રહ્યાં જ્યાં,
સુમન સુગંધી ખીલી રહ્યાં ત્યાં;
ફૂલ ફૂલ પર ભ્રમર કરે છે મધુરો શો ગુંજાર—

લજ્જાવશ થઇ કંઇ નવ કહેતી,
મનમાં અતિશય મુંઝાઈ રહેતી;
ભાવભરી વીણાથી નિકળે ઊર્મિના રણકાર—

તન મન અર્પણ છે તુજ ચરણે,
જીવન સોંપ્યું ત્હારા શરણે;
જેવો તેવો ત્હોય તું મ્હારો સાચો તારણહાર—

વિપદ વાદળી ઘન ઘેરાઈ,
અ શ્રુ ધા રા લ ઇ ને આ વી;
માર્ગભૂલ્યાને પંથ બતાવો કૃપાળુ હે કિરતાર—

દુઃખતણા ડુંગર ખડક્યા છે,
લલાટમાં શા લેખ લખ્યા છે;
વિધિતણા પણ વિધાનનો તૂં સમર્થ સર્જનહાર—

# હસે છે

નયન મળતાં જિગર હસે છે,
પ્રિયાને મળતાં પ્રીતમ હસે છે. ૧

નિહાળી છાયા શશી હસે છે,
નીરખી રજની ચકોર હસે છે. ૨

પ્રકાશ પેખી પતંગ હસે છે,
મદિરાપ્યાસી(ને) પ્યાલી હસે છે. ૩

સમીર–લહેરે સુમન હસે છે,
સાગરને મળતાં સરિતા હસે છે. ૪

શીરી—ફરહાદની પ્રેમની વાતો,
સૂણીને આજે આલમ હસે છે. ૫

કંટકમય છે પ્રેમના પંથો,
'મૌક્તિક' મનડું મનમાં હસે છે. ૬

# જીવન-જળ

[ રાગ સારૂ સારૂ રે સુરત શહેર ]

સખી ! ચાલોને પેલે પાર,
જીવન-જળ ઝીલવા !
સખી ! ત્યાં છે ત્રિલોકતણો સાર
જીવન-જળ ઝીલવા !
સખી ! ચાલોને

આણી તીરે મૃત્યુ, ને પેલી તીરે જીવન,
વચ્ચે સમુદર ખાર રે
ભરી ઉર ગાગર, જીવતર સાગર
ન્હાશું ઉર-અભિહાર
જીવન-જળ ઝીલવા !
સખી ! ચાલોને

કંટકમય પથ, સંકટ-ભર તટ,
આ તીર છેક અસાર રે
મુખ સૂકાયે, ને ઉર વ્હીનાયે,
શિરપર મટુકી ભાર
જીવન-જળ ઝીલવા !
સખી ! ચાલોને

નૌકા-સૂકાન સખી ! સોપ્યું તુજ હાથમાં,
ધીમે ધીમે હનકાર રે
મૌક્તિક-સ્વામિ ધ્રુવતારસે બિરાજતો,
દિશના દાખવશે દ્વાર
જીવન-જળ ઝીલવા !
સખી ! ચાલોને.*

---

* 'શ્રી બોધ' ગરબા અંક સપ્ટેમ્બર ૧૯૪૨

# સનમને—×

[ ગઝલ ]

ચરણે ધર્યો મેં પ્રેમ મારો, કદર કીધી ના સનમ !
પીછ્યો સલૂણી સ્નેહ ના, રે શું ઘટે આવું સનમ !!

ભોળપણમાં તું ભૂલી, મમ યાતનાઓ પ્રેમની;
મુજ રંક પર કૈં રહમ કર, મુખ મોડ ના મીઠી સનમ !!

નિષ્ઠુર બનતી, ક્રોધ કરતી, મૌન ધરતી તું કદિ;
સજની, ચહું સત્કારવા, તુજને સનમ ! વ્હાલી સનમ !!

વીણા તૂટી આશા તણી, વ્યાપી નિરાશા અંતરે;
દોષ કોને દઉં અરે, કિસ્મતને કે તુજને સનમ ?!

વૈભવતણી તૃષ્ણા જરા ના, પ્રેમીના ઉરે વસે;
સાચા ઉગરના ભાવની, કરી લે કસોટી તું સનમ !!

ઇશ્ક તારી આંખમાં નિરખ્યો હતો તે દિ' સનમ !
ક્યાં ગયો એ રંગ ન્યારો, છેક બદલાઇ સનમ ?!

ઉંઘતાં ને જાગતાં યે, ધ્યાન નિશદિન તુજ રહે;
મનમન્દિરે મૂર્તિ મઢાઇ, પ્રેમની તારી સનમ !!

ચાહો ન ચાહો, દિલરૂબા ! તમને કદિ ના ભૂલશું;
'મૌક્તિક' દિલની આરઝૂ: 'પામો સદા સુખને સનમ' !!

× સ્વર્ગસ્થની આ સૌથી છેવટની કૃતિ હતી, અને તે કોઇ ખાસ દીપોત્સવી અંકમાં મોકલવાની તેમની ઇચ્છા હતી. એવો પ્રસંગ પ્રાપ્ત થાય તે પહેલાં તો આ સ્મારક ગ્રંથમાં તે પ્રગટ થવા પામે છે એ પણ વિધિનું વિધાન! —સંયોજક.

# ભાવનાઓનાં ભરત



ભરનાર

સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા

---

સ્વર્ગસ્થે જુદા જુદા વર્તમાનપત્રો, માસિકો વિગેરેમાં લખેલી ભાવનાઓ પૈકી થોડીક અત્રે રજુ કરવામાં આવી છે —સંયોજક

# પૂજા

દેવી !

તમારા ભક્ત ત્હમારી પૂજા કરવાને આવ્યા !
કોઇએ ફળ–ફુલ ને પુષ્પમાળાઓથી ત્હમારી અભ્યર્થના કરી,
કોઇએ સ્વચ્છ સુવર્ણ–પાત્રમાં નિર્મળ જળ ભરી લાવીને ત્હમારા
પર ચઢાવ્યું.
કોઇએ મધુર મંત્રોદ્વારા ત્હમારાં મંદિરની ચારે દિશાઓ
ગજાવી મૂકી,
અને ત્હમે ત્હેમની સેવાઓને સ્વીકારી સ્મિત કર્યું.

પછી ?

પછી અંતે મ્હારો પણ વારો આવ્યો.
મ્હારી પાસે ફળ–ફૂલ–નૈવેદ્ય કાંઇ પણ ન હતું;
કરમાયેલું હૃદય–સુમન ત્હમારા પર ચઢાવ્યું.
મ્હારી પાસે સુવર્ણ–પાત્ર તો ક્યાંથી હોય ?
તેથી અશ્રુજળથી ત્હમારાં ચરણ ધોયાં !
ત્હમારી સ્તુતિ કરવા મ્હારા મુખમાં જીભ નહોતી;
મૂકવાણીથી હું હૃદયના તાર પર ગાતો રહ્યો !

અને ત્હમે ?—

સ્મિત કરવું તો દૂર રહ્યું; કિન્તુ કેવળ પત્થરની મૂર્તિની માફક
નિહાળતા રહ્યાં ! !*

---

* સાહિત્ય મે ૧૯૩૪

# પ્રિય મંદિર

મ્હારી પ્રિયાને વાસ્તે મ્હેં એક મન્દિર બનાવ્યું.
પ્રેમમય વિચારો એ મન્દિરના પથ્થરો હતા.
ત્હેની દીવાલોને સુશોભિત બનાવવા માટે
મ્હેં સ્વર્ગ અને પૃથ્વી પર; દૂર દૂર સુધી,
મંજુલ કલ્પનાઓની શોધ કરી,
દિવ્ય કર્મ અને પ્રકાશિત શબ્દોએ અખંડ વિશ્વાસ
તથા પૂર્ણ પ્રેમની સાથે મળીને જ તે મન્દિરનું
ભવ્ય ભવન નિર્મિત કર્યું હતું.
પ્રેમનું તે મન્દિર ?—હા.
અતિ કઠિનતાથી એ બન્યું હતું !
પરન્તુ—?
એમાં નિવાસ કરવા કોણ આવ્યું ?
જેની મ્હેં કલ્પના કરી હતી એ વદન નહિ,
એ અદ્દભુત આંખોય નહિ, જેની સુખદ સુધામય
અભિલાષા સાથે હું જન્મ જન્માંતરથી ખૂબ પરિચિત છું !
પ્રિયાને ન જોઇ, હું વ્યાકુળ બન્યો !
અને બોલ્યોઃ " દેની દયા કર, દયાનિધિ ! ! "
એ જ સમયે એક પ્રતિધ્વનિ થયો—સ્પષ્ટ હાસ્ય સાથે, અને
મ્હેં સાંભળ્યુંઃ " હું દયા છું ! "
અને પ્રિયાનાં ચરણ પર મ્હે શું નથી ચઢાવ્યું ?

આનંદદાયી પ્રાર્થના અને પ્રશંસાનો કોમળ આનન્દ
યૌવનોન્માદિત દિવસોનું વિકસિત માધુર્ય-મંજુ—
કવિતા—પુષ્પ !
ગૂઢસ્યવાળી આશા, આકાંક્ષા અને સ્મૃતિનાં સ્વપ્ન,
મૃત શોકાતુર વર્ષોની પ્રકાશિત મનોવેદના !
ઉચ્છ્વાસ અને આસુ, શોક અને ભય—
મેં બધું અર્પણ કર્યું છે.
કોણ એની ના કહેશે ?*

---

* 'બેઘડી મોજ' દીપોત્સવી અંક સં. ૧૯૯૨

# નિર્મોહી કનૈયાને !

સૌન્દર્યનિધિ શ્યામ ! તમે તો હંમેશ નિર્મોહી રહ્યા છો. કોણ જાણે એ નિષ્ઠુરતામાં તમને શો આનન્દ મળતો હશે ? વાયદા આપો છો ને પાછા નિસરી જાઓ છો. હૃદય ચોરી લ્યો છો ને પછી દૂર ન્હાસી જાઓ છો. આ નિષ્ઠુરતા અને વિસ્મૃતિએ તો ગજબ કરી નાખ્યો ! કોઇ ફરિયાદ કરે, ને કોઇ નાખનાર માથા પછાડે, પણ તમને તેની શી પરવા ? તમે તો પક્કા નિર્મોહી છો ને ?

તમે દ્વારિકામાં બેઠા બેઠા મોજ માણો અને અમને વૈરાગની ધૂન લગાવવાનું ફરમાન મોકલો છો ! ભલા, જરા તો વિચારો કે તમારી કેટલી બધી નિષ્ઠુરતા છે ? વ્હાલા કૃષ્ણ ! તમે ધૂર્ત છો, કપટી છો, અને પક્કા નિર્મોહી છો, એમ કહેવામાં મને જરાય સંકોચ થતો નથી.

તમે વાયદા આપવામાં કેટલા પક્કા છો એનું દૃષ્ટાંત અહીં રજૂ કરું છું. ત્રિલોકના સમ્રાટ ! તમારા વચનો અને વાયદાઓના દસ્તાવેજ આજે પણ અમારી પાસે મોજૂદ છે. કદાચ એ વાત તમે મોટા માણસ રહ્યા એટલે ભૂલી જાઓ, પણ હું કેમ ભૂલું ? તમે જ્યારે તમારી મતલબમાં પક્કા, ત્યારે હું સ્વપ્નામાં સતર્ક. તે દિવસે કુરૂક્ષેત્રના રણક્ષેત્રમાં સત્ય અને ન્યાયની પ્રતિષ્ઠાને વાસ્તે અઢાર અક્ષૌહિણી સેનાનું ઉભા ઉભા બલિદાન ચઢાવરાવ્યું. બિચારો અર્જુન એ કાર્યમાંથી દૂર જ રહેવા માગતો હતો. પરંતુ તેને પણ આમ તેમ સમજાવીને લડવાને માટે ફરજીયાત તૈયાર કર્યો હતો. અને જ્યારે વિશ્વમાં સત્ય ને ન્યાયની હત્યા થઇ રહી છે ત્યારે તમે મૌન સેવી રહ્યા છો ! તે વખતે તો તમે ગર્વ સાથે કહી રહ્યા હતા કે

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**

· અને હવે શું તે વાયદાઓ અદૃશ્ય થઇ ગયા ? નિર્મોહી કનૈયા ! શું આથીયે અધિક દુર્દશા નિહાળવાની અભિલાષા સેવો છો ?

સ્વજન બનાવીને ગોથાં ખવડાઓ છો ? મહોબ્બતનો સંબંધ જોડીને બેવફા થાઓ છે ? અમારી લાચારીને કારણે અમને તિરસ્કૃત કરી રહ્યા છો ? વારૂ બતાવો, વ્હાલા ! ત્હમારી આ સુખેહશાન્તિ, તમારો વિશાળ વૈભવ, તમારૂં સ્વત્વ ને તમારી હમદર્દી અમને કયે દહાડે કામમાં આવશે ? ક્યારે મળશે ? અમારૂં અસ્તિત્વ નહિ હોય ત્યારે ? ક્યારે આવશો ? અમારી જાતિનું સદાને માટે ખૂન થશે ત્યારે ? ક્યારે સહાય આપશો ? તમારી સહાયતાનું મૂલ્ય આંકનાર કોઇ નહિ રહે ત્યારે ?

કોણ જાણે ક્યારથી આશા તથા વિશ્વાસ રાખી બેઠી છું ને વિચારી રહી છું કે, આજે નહિ તો કાલે પણ પોતાનું વચન અવશ્ય પૂર્ણ કરશો. પણ દિનરાત વીતી; વર્ષો વીત્યાં; યુગ વીત્યા, તો યે તમે મૌન જ સેવી રહ્યા છો !

આંખો પત્થર સમાન નક્કર થઇ ગઇ. આવવાનો માર્ગ સુદ્ધાં દૃષ્ટિની ઝાંખપમાં વિલીન થઇ ગયો; કિન્તુ તમારાં દર્શન ન થયાં તે ન જ થયાં. દુનિયા હસે છે, અને હું હજી પણ મારા નિર્મોહીની વાટ જોઇ રહી છું. વિશ્વાસ અને પ્રેમ, પ્રથમ જેવો અચળ જ રહ્યો છે. હું જાણું છું કે તમે નિષ્ઠુર છો; બેવફા છો; તો યે તમારા પર અવિશ્વાસ લાવવા અને તમને ભૂલી જવાને આ જીગર નથી ચાહતું. કપટી શ્યામ ! મને ભૂલી જાઓ; હું ફરિયાદ નહિ કરૂં. મને તરછોડો તો પણ હું ખોટું નહિ લગાડું; કિન્તુ એટલું યાદ રાખજો કે, પોતાની જન્મદાત્રી જન્મભૂમિને કદિપણ વિસરતા ના !+

+ નવી રોશની ૯-૪-૩૫

# એક યાચના

સુંદર શ્યામ !

કોણ છે તૂં ?

અચાનક સ્પર્શ કરી, હૃદયને કંપાવી દેવાવાળો ?

ત્હને કોણે જોયો છે ?

કલ્પનાના સ્વપ્નલોકમાંથી, ત્હને ખેંચીને, આ પૃથ્વી પર કોણ લાવી શકે એમ છે ?

છતાયે તૂં સારા સંસારની અન્તિમ આકાંક્ષા કેમ છે ?

હે અજ્ઞાત !

ઇચ્છા થાય છે કે મ્હારૂં શરીર, આત્મા અને મ્હારૂં સર્વસ્વ ચૂરેચૂરા કરીને ત્હારાં ચરણે વેરી નાખું; પરન્તુ પોતાના અસ્તિત્વનો મોહ જ હમેશાં મ્હારી ઇચ્છાઓનું નિકન્દન કરી નાખે છે.

મ્હારી એ પ્રાર્થના છે કે:

ત્હારી અને મ્હારી વચ્ચે વહેતી એ ધારામાં સ્નાન કરીને હું વધુ પવિત્ર બની શકું.

ત્હારી પાસે હું બીજું કાંઇ નથી માગતો.

કેવળ એજ યાચું છું કે:

દિનરાત હું ત્હારી તરફ જ જોયાં કરૂં, જેથી હું સુંદર બની શકું.

卐

# પ્રતીક્ષા

પ્રિયતમ !

સજળ શ્યામ મેઘરાજાના કલેવરમાં વિદ્યુત વારે વારે ચમકયા કરે છે, જેથી હું અનુમાન કરું છું કે વરસાદનું એકાદ ઝાપટું પડશે.

અનુમાન કોકવાર સાચું પડે છે.

વ્હાલા ! તૃષિત ચાતક સ્વાતિ–બિન્દુઓ માટે કેવી તીવ્ર પ્રતીક્ષામાં ગ્રીષ્મના લાંબા ને અતિ ઉકળાટવાળા દિવસો વ્યતીત કરે છે, પણ એ પ્રેમીની તૃષા છીપાવવા માટે સ્વાતિ–બિન્દુ આકાશમાંથી સ્નેહ અને આતુરતા સાથે કેવાં ટપકે છે !

ઘડીઓ, દિવસો અને મહિનાઓનો તો શું હિસાબ;

પણ-આ તો યુગાનુયુગ વીતતા જાય છે;

ત્હોયે હું તો પ્રથમ જેવી જ ત્હમારી પ્રતીક્ષામાં બેઠી છું.

સ્વામિન્ ! ક્યારે, પ્રલયના દિવસે આવીને દર્શન દેશો ?—

એવું હોય તો મ્હારી ના છે; ના આવતા.

તે દિવસે ઘડીની પત્યેક પળે, જડ–ચેતનના પ્રત્યેક અણુમાં ત્હમારે રમવું પડશે. પછી કહો તો ખરા કઇ મ્હોટાઇ હશે ?

પ્રિય અભિન્ન ! જ્યારે બધાં મળીને 'એક' થઇ જઇશું, ત્યારે કહો, કોણ કોને મળશે ?

ૐ

# અમર પંથના પ્રવાસીને–

પેલે પાર જવા ઇચ્છે છે, ઓ અધીરા પ્રવાસી !
અને તે પણ સાથે આ મમતા માયાની ગાસડી લઇને ?
આ ઘેરા અમાપ જલપ્રવાહને પાર કરવા તુ
ચાહે છે, ને તે પણ આમ હસતા હસતા ?
–સ્મૃતિની હુક સેવતા મેવતા ?
અને,–આ ભેટ ત્હેના ચરણે ધરવાની સ્નેહાકાક્ષા સાથે ?
નાદાન પ્રવાસી ! ઊભો રહે–પાછો ફર !
જો ! આટલુ અવશ્ય ધ્યાનમા રાખી લે ! મમત્વને બદલે
ઉત્સર્ગનો નિશ્ચય કરીને જ આગળ વધજે–
ત્હારો પ્રેમી તો નિર્મોહી છે
આશા, અભિલાષા, કામના અને ત્હારા મમત્વ– ધનને ત્યાજ છોડી
દેજે–તુ માત્ર ફકીર બનીને જ તેની પાસે પહોચી શકે છે,–
કારણ એ તો એ બધી વસ્તુઓથી પર–યોગી આત્મા છે
શુ ત્હને વિશ્વાસ છે કે, ત્હારા પથમા નડનારી કોઇ પણ મુશ્કેલી–
વિનાશક વ્હેણ, જીવનના પછડાટ અને નિરાશારૂપી ઘોર અધકાર–
ત્હને ત્હારા ધ્યેયથી વિચલિત નહિ કરે ?
શુ તુ દઢતાપૂર્વક કહી શકે છે કે, તુ ત્હારૂ માની લે એવુ ત્હારી
પાસે કઇ પણ નથી ?
જો આનો ઉત્તર 'હકાર'મા હોય તો ખરેખર તુ સાચો પ્રેમી છે
પ્રવાસી ! પેલે પાર મિલન નથી–
ત્યા તો છે આત્મવિસર્જન !
છે હિમ્મત એને ભેટવાની ?
તોજ ત્હારો પ્રવાસ સફળ થશે

# લેખસંગ્રહ

લેખક

**સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા**

---

સ્વર્ગસ્થે રાજપૂત કોમમાં જાગૃતિ આવે-તેમના રીતરિવાજોમાં જરૂરી સુધારા થાય અને એકંદરે એ કોમની ઉન્નતિ થાય એ ઉદ્દેશથી લખાયેલા લેખો તેમજ મહિલા જગતને લગતા પ્રશ્નો ચર્ચતા અનેક લેખો સ્વર્ગસ્થે લખેલ છે, જેમાંના થોડાક આ લેખસંગ્રહમાં આપવામાં આવ્યા છે.–સં.

# ક્ષાત્રધર્મ

## રઘુવંશી અને ચંદ્રવંશીઓનાં મિથ્યાભિમાનો મૂકી છાંડી આજનો યુગ ઓળખી લ્યો !

રાજપૂત જ્ઞાતિને હાલની દશા પ્રાપ્ત કરાવનાર મુખ્ય કારણો નીચે પ્રમાણે છેઃ

(૧) દુર્વ્યસન, (૨) કુસંપ, (૩) જૂની રૂઢિ પ્રમાણે વર્તવાની માની લીધેલી ફરજ, (૪) ઉપલાં કારણોથી ઉત્પન્ન થયેલી કર્તવ્યભ્રષ્ટતા.

દુર્વ્યસનમાં દારૂ, અફીણ ગાંજો દરેક ચીજોનો સમાવેશ થાય છે. પરંતુ દારૂ વિશેષ મહત્વનો ભાગ ભજવે છે. હાલના ક્ષત્રિયો માની બેઠા છે કે દારૂ પીવો એ તો ધર્મ છે, પણ એ મીઞારાઓના કહેવાની સત્યતાં કંઇક અંશે ખરી હોય તો એટલા પુરતી જ કે હાલ જે બ્હાના નીચે તેઓ પીએ છે તેનું વાસ્તવિક કારણ પૂરાતન કાળમાં જુદું જ હતું. પહેલાં ક્ષત્રિયો બ્રાહ્મણની માફક મદ્યપાન રહિત રહેતા હતા, પરંતુ જ્યારે રણસંગ્રામમાં જવાની જરૂર રહેતી, ત્યારે તેમના ગુરૂઓએ ઉપદેશ કરી રહેજ મદ્ય લેવા આગ્રહ કરેલો અને તે જીંદગીમાં કવચિત જ બનતું. હવે એ સત્ય વાત રૂપી બ્હાનું આગળ ધરી રાજપુતો દારૂ પીવાનો દાવો કરે છે તે નવાઈ જેવી વાત છે !

કુસંપ ઘણાં કારણોને લઇને ઉદ્ભવે છે, પરંતુ એમાં પણ વારૂ મહત્વનો અને આગળ પડતો ભાગ લે છે. પહેલાં કારણની સમાપ્તી સાથે જ કુસંપનો અંત નજદીક જણાય છે. ઇતિહાસ સાક્ષીભૂત છે કે કુસંપને લઇને રાજપૂતોના મહાન વિશાળ રાજ્યો અને જાગીરો પાયમાલ થઈ મોગલો ફાવ્યા હતા. અને એ પરાપૂર્વથી

સમાજમાં દાખલ થએલા અને રહેલા રાક્ષસે જે કુળવાનો મોટા રાજ્યના માલીક હતા તેઓને હાલ ચીંથરેહાલ કર્યા છે. તો યુવકોનો ધર્મ છે કે પોતાના કુટુંબમાં, ત્યાંથી આગળ ચાલી પોતાના ગામમાં, અને ધીરે ધીરે પોતાની જ્ઞાતિમાં વધતા જતાં કુવૃક્ષને મૂળમાંથી કાઢવા પ્રયત્ન કરવો, કારણ કે ખરો ધર્મ એમાં જ સમાયેલો છે.

રાજપૂત જ્ઞાતિમાં જુના રિવાજો એટલે દરજ્જે દૃઢ થએલા છે કે જેને અંગે નવયુવકો, વડિલોના અભિપ્રાય વિરૂદ્ધ વર્તવાની હિંમત કરી શકતા નથી. ખરો ક્ષત્રિય, હિંમત, શૌર્ય, અને સાહસીક વૃત્તિની પ્રતિમા સરખો હોવો જોઇએ. બનતા પ્રયત્ને વડીલોની વૃત્તિમાં ફેરફાર કરીને અને ન માને તો પોતાના સાહસથી પણ વરવિક્રય, વૃદ્ધાવસ્થાએ થતાં લગ્નો, ખોટી અને દાંભિક કુળવાનશાહી વિગેરે કુરૂઢીઓનો સત્વર નાશ કરનારો તે હોવો જોઇએ.

કહેવાની જરૂર રહેતી નથી. કે કુળવાનશાહીના ખોટા દંભમાં કુમળી સુશિક્ષિત બાળાઓ ભયંકર અત્યાચારો સહન કરે છે. કન્યાના પિતાઓ પ્રાણથી પણ વ્હાલી પુત્રીઓને ગમે તે જગ્યાએ નાંખે છે, જ્યાં એ ગરીબ ગાયો કેટલીક જગ્યાએ ભાષાથી પણ અજ્ઞાન અને ૪૦૦–૫૦૦, માઇલોના છેટે પોતાના સાસરામાં એક ખુણામાં પડી નિસાસા નાંખે છે. પછી એ સૂર્યવંશી, ચંદ્રવંશી અને એવા મોટા કુળોમાં ખપવાનું અભિમાન ધરાવનારા મિથ્યાભિમાની પિતાઓ આ જમાનામાં પોતાનું ભવિષ્ય ઉજ્વળ જોવા માગે ત્યાં પરમાત્મા ન્યાય ક્યાં આપે !

જ્યાં એવી હજારો બાળાઓ નિસાસા નાખતી હોય ત્યાં એવો સમાજ કઇ રીતે ઉન્નતિને પાત્ર છે ? જ્યારે ઉંચી સ્થિતિએ જવા લાયકાત જ નથી તો ઉન્નતિની વાંચ્છના કરવી એ ફોગટ ફાંફાં છે. એવી જગાએ ફસાએલી બાળાઓની હાય સમાજને શ્રાપ રૂપ છે. એ બાળાઓના સુખની સાથે કોમની ઉન્નતિ લખાયલી છે એ ન ભૂલાય.

જે સમાજમાં બાળાઓ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા નરપિશાચોના કષુતરખાનામાં પુરાએલી હોય તે સમાજમાં સ્ત્રીકેળવણી, અને વીરરમણીઓના ઉદરથી પ્રતાપી પુત્રોની આશા રાખવી એ નિરર્થક સ્વપ્ન છે. કુળવાનશાહીના દંભથી વૃદ્ધાવસ્થાએ પહોંચેલા પુરૂષો સાથે કેટલાંક લગ્નો થયાં છે. તેટલેજ દરજ્જે 'કેસર પડણ' (Dowry) વિગેરેનો રિવાજ પણ વૃદ્ધો સાથે લગ્ન કરવાની પુત્રીઓના માબાપને ફરજ પાડે છે. એ રિવાજ નાબુદ કરવો અને બિચારી બાળાઓના સુખ તરફ સંપૂર્ણ લક્ષ આપી વડીલોના મત વિરૂદ્ધ પણ પોતાના વ્યાજબી વિચારો અમલમાં મુકવા પ્રતિજ્ઞા કરવી એ આજના રાજપૂત યુવકોનો પહેલો ધર્મ બની બેઠો છે.

આપણી સાગર સમી, ઉજ્વળ અને બહોળી જ્ઞાતિની કેટલી અજ્ઞાનતા છે કે બીજાઓનું રક્ષણ તો ઠીક છે પરંતુ પોતાના સગાઓનું અરે પોતાની પુત્રી કે બ્હેનોનું પણ રક્ષણ નથી થતું ! અને એ જ નિર્માલ્યતાને લઇને કેટલાક ભાઇઓ જાણવા છતાં દીવો લઈ કુવામાં ઝંપલાવી ગરીબ બાળાઓનો સંસાર બગાડી જીંદગી નકામી કરે છે !

દરેક રાજપૂત યુવક પોતાની આ નિર્માલ્યતાને છોડી દઇ ખરા ક્ષત્રિય તરીકે હિંમતવાન અને સાહસિક બની વડીલોને બાજુ પર મૂકીને પણ આખરે પોતાના ક્ષત્રિય નામાનુસાર ધર્મનું રક્ષણ કરો !*

---

* મુંબઇ સમાચાર–દીપોત્સવી અંક ૧૯૩૧

# સ્ત્રી–શિક્ષણ

પ્રાચીન કાળમાં ભારત દેશની, અને ખાસ કરીને ક્ષત્રિય જાતીની સ્ત્રીઓ ઘણી જ સુશિક્ષિત હતી, અને શિક્ષિત હોવાના કારણે જ પુરુષોથી કોઇ પણ વાતમા તે પાછી પડતી ન હતી. પાછલા સમયમા દ્રૌપદી અને દમયતી વગેરેએ પતિવ્રત ધર્મનુ, તારાદે અને અહલ્યાએ ભક્તિનુ, ઝાસીની વિર મહારાણી લક્ષ્મીદેવી અને મરૂભૂમિના મહારાજા જશવતસિંહજીની ડાહી રાણીજીએ વીરતાનું યાને યુદ્ધભૂમિના રણજગનું પારખું આપ્યુ હતું, અને ન્યાયમા મહારાણી મયણુલ્લા ( મીનળદેવી ), તેમજ મોગલ શહેનશાહ જહાગીર ( સલીમ )ની બેગમ નૂરજહાને રાજ્યકાર્યમાં નિપૂણ હોવાનો પરીચય સુશિક્ષિત હોવાને કારણે જ આપ્યો છે. સુશિક્ષિત હોવાને કારણે જએમનુ નામ સમાગ્ના ઇતિહાસમાં આજ પણ સોનેરી અક્ષરથી અકાઇ દુનિયાને પોતાના ચારિત્રથી સદ્દવર્તન પર ચઢવાના દાખલા રૂપ છે

વર્તમાન સમયમાં પણ શ્રીમતી મહારાણી સિંધીઆ પોતાના પુત્રની નાની ઉમર હોવાને લીધે, સાથે સાથે પોતે સુશિક્ષિત હોવાને લીધે જ, પોતાના વિશાળ રાજ્યકાર્યોના અધિકારી બની, બહુ જ સારી રીતે રાજકારોબાર ચલાવી રહ્યાં છે. તેવી જ રીતે શ્રીમતી મહારાણીજી સાહેબ–સીતામઉ, શ્રીમતી રાણી ખાંગારોનજી ભાટખેડી વગેરે આજે સુશિક્ષિત હોવાને લીધે, જાતીપત્રોમા સારા સારા લેખ લખીને, અને મહાસભાના કાર્યોમા મદદ પહોચાડીને, જાતીય ધર્મ સારી રીતે બજાવી રહ્યા છે. બસ આ બધો પ્રતાપ એ દુનિયાની અજમ શક્તિ યાને સ્વરૂપ વિદ્યાનો જ છે. ખરેખર એ માટે એક કવિએ ઠીક જ કહ્યુ છે કે " विद्या विहीन जन ते पशु ". વળી —

'સદ્વિદ્યા જ સુવર્ણ, શરણુ સદ્વિદ્યા સત્યે,
સદ્વિદ્યાથી સ્વર્ગ, વીખ ઉતારણ વિત્તે;
સદ્વિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી,
સદ્વિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;
સદ્વિદ્યાને વશ સર્વ છે, સદ્વિદ્યા ત્યાં શી મણા ?
કવિ શામળ કહે સદ્વિદ્યા વિના ભટકે ગુણહીણા ઘણા.'

અંગ્રેજ જાતીની, પારસી જાતીની, ક્રિશ્ચીયન જાતીની, અને બંગાલી સ્ત્રીઓ જ્ઞાન સંપાદન વડે સુશિક્ષિત હોવાના કારણે આજે પુરુષોથી પણ કાર્યમાં પાછી પડતી નથી. જે જાતીના સ્ત્રી–સમાજમાં આજે વિદ્યાનો સારો પ્રચાર છે તે જ જાતી જરૂર સ્વર્ગ સમાન સુખ ભોગવે છે.

એક વખત ફ્રાન્સના બાદશાહ નેપોલીયન બોનાપાર્ટે એક સ્ત્રીને પૂછ્યું કે–પુરુષો માટે શિક્ષણ પ્રચાર કરવામાં કઈ કઈ વાતોની જરૂર છે ? જવાબમાં સ્ત્રીએ કહ્યું કે, કેવળ ભણેલી ગણેલી માતાઓની જરૂર છે ! તેનો આ જવાબ કેટલો સુંદર છે ? ક્રિમીયાનું યુદ્ધ (Cremian War) જે પાછલા જમાનામાં અંગ્રેજોનું રૂશિયાની સાથે થયું હતું તેમાં અને જર્મન યુદ્ધમાં યુરોપીયન સ્ત્રી સમાજે સુશિક્ષિત હોવાને લીધે કેટલી સહાનુભૂતિ દર્શાવી હતી ? પોતાની જાતને આફતમાં નાંખી, ખાવા પીવાની ચીજો તૈયાર કરવા, યુદ્ધના મેદાનમાં તે પહોંચાડવા, ઘાયલ વીરોની ચિકિત્સા કરવા તથા તાર, ટપાલ વિગેરેનું જુદા જુદા વિભાગોમાં કાર્ય બજાવીને, દેશ અને પોતાની માતૃભૂમિની કડણ ગેવાઓ તેમણે કરી હતી !

આજ યુરોપ દેશની સ્ત્રીઓ સુશિક્ષિત હોવાને લીધે જ, પોત-પોતાના ઘરની બમણી ઉપજ વધારી રહી છે. આજ તેમણે કુપ્રથા-ઓનો નાશ કરી નાખ્યો છે. આજે તેઓ પોતાના સંતાનોનું સારી રીતે લાલન પાલન કરી રહી છે. હવે ભારતવર્ષની સ્ત્રીઓ તરફ દૃષ્ટિ

# નવયુવકોને

વર્તમાન સ્થિતિમાં રહીને આપણે આપણી જાતિના અભ્યુદયને માટે શું કરવું જોઇએ ? એનો ઉકેલ સ્હેજમાં થઇ શકે એમ છે. વર્તમાન યુગ ઉન્નતિનો છે. આ વખતે જ્યાં જુઓ ત્યાં ઉન્નતિની ધૂન લાગી રહી છે. સંસારની સર્વ જાતિઓ તે ધૂનમાં જ નિમગ્ન છે. પરંતુ આપણી શું સ્થિતિ છે તે આપણે વિચારતા નથી.

વૃદ્ધ–યુવાન, રાજા–પ્રજા, ન્યાયાધિશ–અપરાધિ, બધા જ કુંભકરણની પ્રગાઢ નિદ્રામાં જ નિમગ્ન છે. પરસ્પરના ઝઘડાઓની દાઝ તેઓમાં હમેશાં અંતરમાં ઉભરાતી રહે છે. આજે આપણી જાતિ કુરૂઢિઓ નીચે કચડાઇ રહી છે, તેની સાંસારિક દૃષ્ટિમાં કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા નથી. જે રાજપૂત જાતિ સર્વશ્રેષ્ઠ મનાઇ, ઇતિહાસોમાં જેનું અગ્રસ્થાન છે, જેના પૂર્વજોએ વીરત્વના કાર્યો કરી અમરનામના–અક્ષયકીર્તિ સંપાદન કરી છે, જેના ઇતિહાસ વાંચતા જ ગમે તેને પણ માનની દૃષ્ટિથી નિહાળી ધન્યવાદ આપ્યા સિવાય નહિ જ રહેવાય–પછી ભલેને તે રાજપૂત જાતિની નીંદા કરનાર હોય, તેને પણ મુક્તકંઠે પ્રશંસા તો કરવી જ પડશે–તેજ જાતિમાં અનેક દુર્ગુણો પેસી જવાથી આજની બીજી અનેક જાતિઓથી તે ઉતરતી બની ગઇ છે, અને ઉતરતી જાય છે. આમ હોવાના કારણે જ બધા સ્વાધીન મનોદશાવાળા તેના તરફ ધૃણાથી જુએ છે. આપણામાં ઐક્ય પ્રેમ તથા જાતિઅભિમાનના બીજ હજી રોપાયા નથી.

અહિં યુવાવસ્થામાં બાલિકાઓના લગ્ન કરવા પાપરૂપ મનાય છે. બાલિકાઓ અને બાળકોના શિક્ષણનો પ્રબંધ અપર્યાપ્ત છે. તેઓના સ્વાસ્થ્ય–રક્ષણનો પ્રશ્ન તો તેનાથીએ વિકટ છે. આપણી જાતિની બધી સમસ્યાઓનું વર્ણન આપવું દુઃખદ થઇ પડ્યું છે.

નવજવાનો ! આ સમયે તમે પણ પોતાનું કર્તવ્ય નહિ સમજો ? જાગીને ઉઠવાનો ને કામ કરવાનો સમય તો આજ છે, આ સમયે કાંઇ નહિ કરો તો પછી તમારો કામ કરવાનો અવસર ક્યારે આવશે ? ભારત માતાને તમારી બહુ આશા છે અને તેજ આશાથી તમારી તરફ તે સ્થિર દૃષ્ટિથી જોઇ રહી છે ત્યારે તો તમો તે તરફ લક્ષ સરખું એ આપતા નથી કયાથી આપો ! સૂર્ય તરફ જોવાની હિંમત કોઇ કરી શકે છે ? હા કરી શકશે, પણ તે કોણ ? જેણે અથાગ પ્રયાસો કરી એવી શક્તિ પ્રાપ્ત કરી હશે તેજ પણ તેવી શક્તિ તમારે ક્યા પ્રાપ્ત કરવી છે ? તમારે તો પરસ્પર ઇર્ષાનો જ અગ્નિ પ્રગટાવેલો રાખવાનો છે, બંધુઓ ! મહેર કરી સમજો અને પરસ્પરનો ઇર્ષા–દ્વેષભાવ દૂર કરો. તમારી પરિક્ષાનો સમય હવે સમીપ આવી લાગ્યો છે તે યાદ રાખજો તમારે બહુ જ વિચાર પૂર્વક આગળ વધવાનું છે એવું ન બનવા પામે કે માટે રમવાનાનો દાવ રમી લે ને તમે પછી હાથ મસળતા રહી જાઓ. જો તમે તમારી આંખો હજુએ નહિં ખોલો અને તેવા જ ઝોલા ખાતા રહેશો તો તમારી જીંદગી પશુથીએ ખરાબ સમજજો પછી તેને માટે ઉત્થાનપથ ન પસ્તાવો કરવો પડશે અને કદાચ ભવિષ્યમાં જો તમે તેવી જ નિંદ્રામાં રહેશો તો કોણ જાણે કઇ પર્વતની ગહન ખીણમાં સડયા કરશો. તમારે બીજાની કીર્તિના યશોગાન સાંભળવા પડશે ત્યારે તમારી આંખોના પડળ ખુલશે પરંતુ તેથી શું ? સમયના વહનને અનુકૂળ સમજી તેને અમલમાં મુકો નહિ તો પછી 'મનુષ્ય' શબ્દની સાર્થકતા શી ?

તમે રઘુ–રામ, કૃષ્ણ અર્જુન પ્રતાપ પૃથ્વીરાજ વિગેરે અનેક દેશાભિમાની શૂરવીરોના સંતાન છો તે માટે જાતિને ગર્વ છે તેમના વીરત્વભર્યાં કર્મોથી તેમનું માથું ઉંચું છે શું તમે તેમની મનો કામના પૂર્ણ નહિ કરો ? તમારી નિંદ્રા તેમને ઝેર સમાન દુઃખદાયી

થઇ પડી છે તમે વીર લક્ષ્મણની કથા સાંભળી છે ? ગુણકુરાળ ભીમ-પ્રતાપ અને 'શિવાજી ન હોતે તો સુન્નત હોત સબકી' એવા વીરનર શિવાજીની ગાથા સાંભળી છે ? તમારા પૂર્વજ સ્વર્ગલોકના બેઠા બેઠા કેઇ ઉત્સાહભરી દ્રષ્ટિથી તમારી તરફ જોઇ રહ્યા છે–આવો ! કમર કસીને મેદાને ઉતરી આવો પછી કુનકનકિત થઇ પીહરનો વા ન ખાતા જો તેમ હોય તો છાનામાના ઘરના એક ખુણામાં બેસી રહેજો

તમારા કાર્યમાં કોઇ વિઘ્ન નાખે તો તેથી તમારે ડરી જવાનું નથી તમારે તો માતા પ્રત્યેની ફરજ સમજી તમારું કાર્ય સંતોષ માની આગળ વધાર્યે જ જવું બધા કાંઇ સમજુ નથી હોતા

આ સંસાર ક્ષણભંગુર છે એમાં પેદા થઇને ન કોઇ આજ સુધી હમેશા રહ્યું છે, ન કોઈ આગળ પર રહેશે માત્ર કીર્તિ અને અપકીર્તિ વાર્તારૂપે રહી જશે સાગરે સંસારને એકવાર બતાવી આપો કે હજી પણ અમારી નાડીઓમાં પૂર્વજોનું ઉષ્ણ રક્ત સંચરિત થઇ રહ્યું છે જેવી રીતે તમારા પૂર્વજોએ જાતિ તેમજ માતાના ચરણોમાં પોતાના પ્રાણોનું બલિદાન આપ્યું હતું તેવી રીતે તમે પણ ઉંચા શિખરપર પહોંચવા માટે પોતાના પ્રાણોનું બલિદાન આપો એવો દ્રઢ નિશ્ચય–અરે ! ભિષ્મ પ્રતિજ્ઞા કરી લો કે જ્યાં સુધી અમે ભારત માતાના કબ્જાને દૂર નહિ કરીએ ત્યાં સુધી અમારે માટે પળભરની પણ સુખનિદ્રા પાપરૂપ છે તમને જો પોતાના પૂર્વજોનો ગર્વ હોય, તમારી નાડીઓમાં ભીમ–અર્જુનનું રક્ત હોય, તમે જો ચાહતા હો કે સ્વતંત્રતા દેવીના પુનઃ દર્શન કરીશું તો આજેજ ઐક્યરૂપી સૂત્રમાં બંધાઇને, નાના–મોટાનો વિચાર છોડીને કર્મક્ષેત્રમાં ઉતરી પડો !*

---

* ક્ષત્રિય–ડીસેમ્બર ૧૯૩૧

# સમાજનો સડો

રાજપૂત સમાજની દશા કેવી અવર્ણનીય થઇ પડી છે ! એક સમય એવો હતો કે, આ સમાજ ઉન્નતિના ઉચ્ચતમ શિખર પર ચડયો હતો. તેની ઉજ્વળ કીર્તિ હિમાલયના સર્વોચ્ચ શિખર 'એવરેસ્ટ'-થીયે અધિક ઉંચી હતી. તેની ધવલ ધ્વજા ભારત શું પણ સારા વિશ્વમાં ફરકતી હતી. કદાચ આમ પણ માની શકાય કે ભગવાને આ જાતિમાં અનેક વાર અવતાર લઇ તેનું મહત્વ વધારી દીધું; પરંતુ જ્યારે હું સમાજ તરફ દૃષ્ટિપાત કરૂં છું ત્યારે થોડોય અશ્રુપાત કર્યાવિના નથી રહી શકાતું. હવે આ જાતિ કેમ મૌન બેઠી છે ? ટુંકમાં તે સમજે છે બધુંજ કે મારૂં પતન દિવસાનુદિવસ પ્રબળ થતું જાય છે. છતાં લાચાર કે તે ઉન્નતિ નથી કરી શકતી ! આનું કારણ અમારા જાતિય સડા, દ્વેષ અને ઉન્નતિમાંના કાંટારૂપ જુના વિચારના અમારા વડીલો અને કુપ્રથા છે. એ સડા કાઢવાની અમે કોશીશો કરીએ છીએ છતાં તેઓ અમને અંતરાયરૂપ થાય છે અને કહે છે કે " આમ તો કરવું જ પડશે. તમારા બાપદાદાની કીર્તિને તો જુઓ ! બાપનું બારમું ને પાડોશીનું ગભાણ કાંઇ વારે ઘડીએ આવનાર નથી. ઉછેરીને મોટા કર્યા તે શું આમ અપમાન કરવા કે ?... આમ તે થાય ! તમારૂં કુલ ક્યાં ! શું વાત છે ! ! કાંઇ નેવનાં પાણી મોભે ચઢતાં હશે ? તમારાથી એ કુળમાં તે કન્યાની આપ લે થતી હશે કે વળી ? તો તો થઇ રહ્યું. આ જુવાનિયા તો આભરૂપર પાણી ફેરવવા બેઠા છે,.. એ તો 'કેસરીઆ વર' કહેવાય, તમે શું આજકાલના જાણો ?" આવી આવી વડવાઓની વડવાઇઓ છૂટે ત્યાં એનો તે કાંઇ પાર આવતો હશે ! એટલે હવે કાં તો વડીલો મૌન સેવે, કાં તો અમારે મૌન સેવવું, કે છેવટે વિરૂદ્ધ જઇને પણ અમારે અમારી જાતિનો ઉદ્ધાર કરવોજ રહ્યો.

શું અમારી રગોમાં તે ખૂન વિદ્યમાન નથી જે અમારા પૂર્વજોમાં હતું ? અમે આજ તે જ છીએ. અકર્મણ્યતા છોડીને હવે તો અન્ય જાતિનું અનુકરણ કરવું જ રહ્યું. તે જાતિઓ જે એક સમય ઉતરતી દશામાં હતી, અરે ! તદ્દન જંગલી અને મૂર્ખ, જેને વસ્ત્ર શું છે અને તેને કેમ પહેરવું તેનીયે જાણ નહોતી; તેજ જાતિઓ આજ ક્યાં સુધી આગળ વધેલ છે ને કેવી રીતે આગળ વધતી જાય છે, તે અમે પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ; પરંતુ અમે ચેતતા નથી. પ્રાપ્ત તો તેને જ થાય છે જે જાગતો છે. આનંદની વાત તો એ છે કે ક્ષત્રિય મહાસભાએ સમાજને જાગૃત કરવાની ભરપૂર ચેષ્ટા કરી છે ને કરી રહી છે; સફળતા પણ મળી છે ને મળી રહી છે. મહાસભા આ માટે ખરે જ ધન્યવાદને પાત્ર છે; પરંતુ શું આથી આ જાતિની ઉન્નતિ થઇ ગઇ ? હા, તે જાગૃત કરવાની ચાવી અવશ્ય છે. લોક અવશ્ય જાગૃત થઇ શકે છે; પરંતુ માત્ર જાગૃત થવાથી જ કામ ચાલવાનું નથી. જ્યાં સુધી અમે સમાજના કાંટારૂપી બુરાઇઓ દૂર નહિ કરીએ ત્યાં સુધી અમારી ઉન્નતિ થવી અશક્ય છે. હું એ મુખ્ય કાંટાઓને સંક્ષેપમાં દર્શાવું છું જે અમારા ઉન્નતિ-પથમાં ખટકી રહ્યા છે. આશા છે કે, જાતિ આથી થોડો ઘણો લાભ ઉઠાવશે.

કહેવત છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા.' તંદુરસ્તી કેમ જાળવવી તેનું અમને ભાન નથી, કારણ જે સમાજમાં શિક્ષણનો અભાવ હોય તે સમાજમાં એ જ્ઞાન ક્યાંથી હોય, તેમ ઉન્નતિ પણ ક્યાંથી થાય ? આજ અમે પાશ્ચાત્ય દેશોની જાતિઓને જોઇ રહ્યા છીએ કે તેઓ શરીરે કેવા ફુટડા, સ્વચ્છ અને દીર્ઘાયુષી સાથે આનંદી-ટૂંકમાં પૂર્ણ સૌખ્ય ભોગવે છે. અરે ! શિક્ષણદ્વારા તેમણે કેટલી ઉન્નતિ કરી છે ? કેટલું મોટું સામ્રાજ્ય સ્થાપિત કર્યું છે. તોય અમે ચેતતા નથી. ડેનમાર્ક, જર્મની, હોલેંડ ઇત્યાદિ દેશોએ

તો આ વિષયમા ઘણી જ ઉન્નતિ કરી છે. સા પાછલી સદીના છતા ભણેલ ગણેલ મળી આવે છે, પરતુ ભાગ્તની દશાનુ, તેમાય ક્ષત્રિય જાતિનુ તો પૂછવુ જ શુ ! લખતા ક્ષોભ થાય છે કે જ્યારે પુરુષોની આ દશા છે ત્યારે સ્ત્રીઓ વિષે તો પૂછશો જ નહિ. સ્ત્રી શિક્ષણ તો માત્ર નામનુ જ છે. આપણી માતાઓમા સામાન્ય જ્ઞાન પણ નથી હોતુ. આજ કારણને લીધે અમારામા ઘણાખરા પ્રારંભિક અવસ્થામા જ રોગગ્રસિત થઈ જાય છે આ અભાવને નાબુદ કર્યાં વિના અમારી ઉન્નતિ થવી અશકય છે એ ન ભૂનાય

**૧. પરસ્પર વૈમનસ્ય:**—પરસ્પરના ઝઘડાઓએ તો આ સમાજને પીંખી નાખ્યો તેની પાખે પાખ નોખી કરી નાખી, જેનું વર્ણન આપવું અત્યંત દુખદાયી થઇ પડયુ છે અમારા સમાજની આવી શોચનીય સ્થિતિ દુર્ગુણોને જ આભારી છે એનુ પ્રત્યક્ષ પ્રમાણ જયચંદ અને માનસિંહ છે. હા ! જયચદ અને માનસિંહ ! આ સમાજનું પતન ખરે તમે જ કર્યું છે. હે પ્રભુ ! ઉપરોક્ત વ્યક્તિઓની અસર અમારા સમાજથી તાત્કાલિક દૂર કરો એમ પ્રાર્થું છુ

**૨. ભિન્ન ભિન્ન સ્થિતિ:**—સમાજમા મુખ્ય ત્રણ પ્રકારની સ્થિતિના લોકો છે. એક તો ઉત્તમ સ્થિતિના. બીજા મધ્યમ સ્થિતિના. અને ત્રીજા તે કે જેમની સ્થિતિ અતિ દુખદાયી છે. જો ત્રણે સ્થિતિવાળા સમાન શ્રેણીમા સબંધ સ્થાપિત કરે તો અવશ્ય આ સમાજ નાશ પામતો બચે. એમા જ સર્વેની શોભા છે.

**૩. વિવાહ આદિના લખલટ ખર્ચ:**—પ્રાય દેખનામા આવે છે કે, સમાજના ઘણાખરા લોકો વિવાહ અને મરણ પાછળના ખર્ચ સમયે પોતાની સ્થિતિ ઉપરાત ખર્ચ કરે છે. એવા સમયમા કોણ જાણે તેમની બુદ્ધિ કેમ બહેર મારી જાય છે ! તેઓ વાજાં તથા નાચરંગમા દ્રવ્યને—પોતાની સ્થિતિ ન હોવા છતાં દેવું કરીને, કા તો જમીન જાગીર વેચીને—પાણીના પ્રવાહની માફક વહાવી નાખે છે.

ભલા, આ ક્ષણિક સુખમાં આવા પ્રકારની બરબાદી !!! જો તેજ દ્રવ્યને તેઓ સુકર્મમાં ખર્ચે તો અનેક લાભ ઉઠાવી શકાય. તેવીજ સ્થિતિ શ્રાદ્ધ કે અઘરણીના કર્મના સમયે હોય છે. તેનું અંતિમ પરિણામ તેજ આવે કે દરિદ્રતા તેમને ત્યાં સદાનો વાસો કરીને જ રહે. પછી તેમને બીજાને ત્યાં માંગવા જવું પડે. બધો જ આધાર બીજાઓ પર રાખવો પડે—જે ક્ષત્રિય ધર્મની વિરૂદ્ધનું કર્મ છે, અર્થાત ધર્મભ્રષ્ટ થવાય છે.

૪. **ઉંચ નીચના ભેદભાવ:**- સાધારણ રીતે આ સમાજમાં બે પ્રકારના લોકો છે. એક તો તે જે ઉચ્ચકોટીના ગણાય છે,અને બીજા તે જે નીચા ગણાય છે. ઉચ્ચ કોટીવાળા ઉતરતી કોટીવાળા સાથે ખાનપાન પણ નથી કરતા; જો કે, સંબંધ જોડવામાં નથી અચકાતા! વર્તમાન સમયને દૃષ્ટિમાં રાખીને આ ભેદભાવ નાબુદ કર્યા વિના અમારી જાતનું કલ્યાણ થવું અશક્ય છે એ ન ભૂલાય.

૫. **કેસર પઠણની પ્રથા:**—અમારી ' કેસર પઠણ 'ની પ્રથાએ તો કેટલાકને એવા બરબાદ કર્યા છે કે જેમનાં ઠામ ઠેકાણાં યે નથી. કેટલાંય ઘરો અને કુટુંબો ઉજ્જડ થઇ ગયાં. પોતાની માલ–મિલ્કત તથા જમીનો વેચીને, કુળાભિમાન માટે કેસર પઠણ આપી પાછળથી તેઓ દરિદ્રતાના શિકાર બન્યા. એમ કરવાનો, મારા સમજવા પ્રમાણે તો, તેમનો પ્રધાન ઉદ્દેશ એજ હશે કે મોટાને ત્યાં સંબંધ જોડવાથી અનેક લાભ થશે અને આબરૂ વધશે. પણ ક્યાં સુધી લાભ ઉઠાવાયો–આબરૂ સચવાઇ તે સમજાતું નથી ! જો બધા સમાન જ સંબંધ સ્થાપવાનો દૃઢ નિશ્ચય કરે તો ઉપરોક્ત દોષ મટી શકે છે, અને સમાજ પણ ભરપૂર લાભ ઉઠાવી શકે છે. કન્યા વિક્રયની પ્રથા તો ઘણી જ વિચિત્ર છે. સંસારમાં પેટ–પૂજા માટે અનેક ઉત્તમ સાધનો અને રસ્તા વિદ્યમાન છે તો પછી એવું કુકર્મ શું કામ કરવું ? માત્ર બિચારી અબોધ ગરીબ બાળાઓને વેચવાથી શું કોઇ

કદીએ ધનવાન થયું સાંભળ્યું છે ? અમે એક નહિ પણ સેંકડો એવા મનુષ્યો જોયા છે જેમણે આવું અનુચિત કર્મ કર્યું છે, પરંતુ તેનું ફળ એવું જ આવ્યું છે કે તેઓની સ્થિતિ હતી તેથીએ ઘણીજ ખરાબ થઇ ગઇ છે. ખરેજ પાપનું ધન કદાપિ રહી શકતું નથી. હવે બિચારી બાળાઓ તરફ દૃષ્ટિપાત કરો. કેટલીય અબોધ બાળાઓનાં બુઢ્ઢાઓ સાથે લગ્નો થયાં ને થાય છે. કહેવત છે કે ' દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય '. એ તો કાંઇ ન બોલી શકે, કે ન સમજી શકે; પરંતુ વયમાં આવતાં જ્યારે સમજશક્તિ આવે ત્યારે એની કકળતી આંતરડીનો શાપ કેવો ભયંકર વર્ષતો હશે ! કાં તો તેમને આપઘાત કરવો પડે કે કાં તો વૈધવ્ય ગાળતાં કુરસ્તે જવું પડે છે. જ્યાં આવી આશિષો (!) સમાજને મળે ત્યાં સમાજની ઉન્નતિ કેવી રીતે થાય ?

૬ **ઉપપત્નીની પ્રથાઃ**—ઉપપત્નીની પ્રથા ઘણી જ શોચનીય છે; અને તે બાળલગ્નને જ આભારી છે. જો એ રિવાજ નાબુદ કરવો હોય તો પુત્ર-પુત્રીને કેળવણી આપી લગ્ન માટે સ્વામી-સ્ત્રી શોધી કહાડવાની કંઇક અંશે અરસપરસ છુટ અપાય તો અવસ્ય એ પ્રથાનું નામનિશાન ન રહે. પછી અપવાદ રૂપ રહે એ વાત જુદી છે.

ઉપર વર્ણવેલા સમાજના કાંટા સિવાય નાના કાંટાઓ તો ઘણાય છે, પરંતુ મુખ્યત્વે ઉપરોક્ત કાંટાઓને કાઢી નાખવામાં આવે તો નાના કાંટાઓ આપોઆપ નીકળી જાય. પ્રભુ એ કાંટાઓ સત્વર દૂર કરવાની અથાગ શક્તિ અમારા જાતિય નવયુવકોમાં પ્રેરે !*

* ' ક્ષત્રિય '—ફેબ્રુઆરી ૧૯૩૨.

# ઊંચ – નીચના ભેદભાવ

આપણામાં ઉચ્ચનીચના ભેદભાવ હજી પણ વિદ્યમાન છે. જેવી રીતે એક પ્રાંતના ક્ષત્રિયો બીજા પ્રાંતના ક્ષત્રિયોને પોતાનાથી ઉતરતા સમજે છે, જેવી રીતે કેટલાક પ્રાંતના ક્ષત્રિયો 'ક્ષાત્રત્વ' ને પોતાનાજ માટે સુરક્ષિત સમજે છે તેવીજ રીતે વળી બીજા કેટલાક વંશના એમ સમજે છે કે અમેજ સૌથી ઊંચ છીએ. આ કારણથી આપસમાં પ્રેમભાવની વૃદ્ધિ તો થવી બાજુએ રહી, પણ ઊલટું પરસ્પર અનૈક્યતાની વૃદ્ધિ થાય છે. આપસનો પ્રેમ ત્યારેજ વધી શકે છે જ્યારે આપણે બધા પરસ્પર એકબીજાને સમાન સમજીએ. આપણે એકબીજાથી પોતાને ઊંચ સમજીએ તો આપણામાં કદાપિ બરાબરીનો ભાવ નથી રહી શકતો.

પ્રાયઃ દેખવામાં આવે છે કે લગ્નોત્સવમાં અથવા કોઇ બીજા પ્રસંગે જાતિય સભાઓના અધિવેશન સુદ્ધામાં બે ચાર વંશના ક્ષત્રિય ભાઇઓ એકત્રિત થાય કે થવા લાગે વાદવિવાદ કે 'કયો વંશ મોટો છે ?' વાગ્યુદ્ધમાં જે રણકુશળતા તેઓ બતાવે છે તે તો તેમનાં ક્ષાત્રગૌરવને અનુકુળ હોય છે ! એ નથી વિચારતા કે કયા વિષય પર તેઓ વિવાદ કરે છે. તેઓ અભિમાનપૂર્વક વિચાર કરે છે કે કોના પૂર્વજ અધિક વીર હતા. પરંતુ ભાઇઓ ! પૂર્વજોની વાત પૂર્વજોની પાસે રહી. તેનો તમે કેવી રીતે ગર્વ કરી શકો છો ? તમારે તો લજ્જિત થવુ જોઇએ; કેમકે એવા ગૌરવશાળી પૂર્વજોનાં સંતાન થઇને પણ તમે વર્તમાન અધઃપતિત દશામાં વિદ્યમાન છો. આ વિવાદથી એજ સારાંશ આવે કે તમે એક બીજાથી શ્રેષ્ઠ થઇનેજ આ વિવાદ દ્વારા પોતાની વર્તમાન શોચનીય સ્થિતિને સિદ્ધ કરો છો.

ભારતના ઇતિહાસમાં ઉપરોક્ત સંકીર્ણ મનોવૃત્તિનાં દુષ્પરિણામનાં જે ઉદાહરણો મળે છે તે આપણી આંખો ખોલવા માટે શું

પુરતા નથી ? ખરી રીતે તો એક વંશના ક્ષત્રિય બીજા વંશના ક્ષત્રિયોને પોતાનાથી નાના સમજવામાં પોતાની હીનતાનું પ્રદર્શન કરે છે.

પ્રયત્ન કરવાથી પણ સમજાતું નથી કે આખર આ ઉચ્ચતા માપવાનું માપ શું છે ! જો તે વંશવાળાઓનું પ્રમાણ સ્વરૂપ લઈ લેવામાં આવે તો એ પ્રત્યેક વંશની પાસે પોતપોતાની ઉત્કૃષ્ટથી ઉત્કૃષ્ટ વંશાવળીઓ છે.

જો કોઇ વંશાવળી બીજી વંશાવળી પર આક્ષેપ મૂકે તો તેથી ઝગડો થાય તે શું આવી રીતે મટી શકે છે ?

એ વાત તો નિઃસંકોચ કહી શકાય તેમ છે કે બધા વંશોની ઉજ્વળ ગૌરવ વાર્તાઓને લઇ ક્ષાત્ર-કીર્તિના ઇતિહાસનું નિર્માણ થયું છે. તેમાં એકએકથી ચડીઆતી ગૌરવ વાર્તાઓ છે. જો સત્ય કહેવામાં આવે તો આત્મત્યાગી વીર કોઇ વંશ વધારાની સંપત્તિ નથી હોતા, પરંતુ તેઓ તો આ સંસારની વિભૂતિ હોય છે. કોઇ પણ જાતના ભેદભાવ વિના તેઓ બધા વીરતા-ઉપાસકોના આદર્શ સમા હોય છે. જે વંશને તે વીરોએ જન્મ લઇને ગૌરવાન્વિત કર્યો છે તે વંશના નાના નાના બચ્ચાંઓ તેમના આદર્શને અપનાવે ત્યારે જ તે સાચો ગર્વ કરી શકે છે.

ઇતિહાસના પૃષ્ઠોને પલટાવવાની પણ આવશ્યકતા નથી. બનવાજોગ છે કે, કોઇ વંશે કોઇ સમયે અધિક વીરતા પ્રદર્શિત કરી હોય, અને બીજાએ બીજા સમયમાં. પણ એ વાતથી કાંઈ ખાસ ફેર નથી પડતો. હમણાં તો વર્તમાન ઇતિહાસનાં પૃષ્ઠો કોરાં પડયાં છે. હવે તો તેને લખવાનાં રહ્યાં છે. જો સાચેસાચે તમે તમારા વંશનું ગૌરવ કરતા હો તો કર્તવ્યક્ષેત્રમાં ઉતરી પડો ! ત્યારે પ્રત્યક્ષ પ્રમાણિત થઇ જશે કે કોણ અધિક ઉંચ છે. નહિ તો પછી ' મૂગે-મૂગા બધા બરાબર. '

વધુ ભાગે આવી વાતો સાંભળવામાં આવે છે—' અમુક હવે આગળ વધી ગયા છે તો શું થયું ? એમના બાપદાદા તો × × હતા ! '

'અમે હવે પડી ગયા તો શું થયું ? અમારા બાપદાદા તો × × હતા !' આશ્ચર્ય એ છે કે તેઓ પોતાના પૂર્વજોની સ્થિતિની પોતાની વર્તમાન શોચનિય સ્થિતિ સાથે સરખામણી કરતાં અભિમાનથી કુલાય છે. લજ્જિત થવું તો અલગ રહ્યું, પણ જેઓ વિતી ગઇ વાતનું અભિમાન કરે છે તે તો હાંસીને જ પાત્ર છે. જેમ દેવાળીઓ પોતે દેવાળું કાઢતાં પૂર્વેના વૈભવની કથા લોકોને સંભળાવે તો તે નિંદાને પાત્ર બને છે તેવી એ દશા છે. જમાનો ગયો, રાજ ગયું, પાટ ગયું, ધન–વૈભવ ગયા, હવે પૂર્વજોની એ કીર્તિકથાઓ ક્યાં સુધી તમોને સંસારમાં જીવિત રાખી શકશે ? હવે તો પોતાના પગ ઉપર જ ઉભા રહેવાની આવશ્યક્તા છે. અને જ્યાં સુધી પોતાના પૂર્વજોનાં સુયોગ્ય વંશ જ ન થઇ શકાય ત્યાં સુધી તેમનું વર્ણન પણ ન કરો.

એ ખેદની વાત છે કે જેઓ અમારા માર્ગદર્શક વયોવૃદ્ધ છે તેઓમાં પણ આ વિષમતાનો ભાવ વિદ્યમાન છે. તેનાથીએ અધિક ખેદની વાત તો એ છે કે અમારા નવયુવકો જેમનાં હૃદયોમાં જાગૃતિની જ્યોતિ પ્રગટી રહેવી જોઇએ તેઓમાં એ ભેદભાવ પૂર્ણરીતે નષ્ટ નથી થયો. જ્યાં સુધી આપણામાં અરસપરસ સમતા અને પ્રેમના ભાવ ઉત્પન્ન નથી થતા ત્યાં સુધી અમારો જાતિ સંગઠનનો અવાજ વ્યર્થ છે.

બધા વંશો પોતપોતાના વંશનું ગૌરવ રાખે, ક્ષત્રિયત્વને હૃદયમાં જાગૃત રાખે, અને તે ગૌરવાનુસાર ચાલવાનો પ્રયત્ન કરે, પણ એકબીજાને ઊંચ-નીચ ન સમજે. એક માળાના મણકાની જેમ જ્યારે આપણું સંગઠન થશે ત્યારેજ ક્ષત્રિય જાતિની ઉન્નતિ થશે; નહિ તો તેનું પતન તો થઈ જ રહ્યું છે. હજી પણ સમયાનુસાર સવેળા ચેતો, નહિ તો એક વખતની પર્વતના ઉચ્ચ શિખરે પહોંચેલી રાજપૂત જાતિની ઉન્નતિ ગહન ગર્તામાં એવી તો અધઃપતિત થશે કે જેનું વર્ણન કરવું ય મુશ્કેલ થઇ પડશે. બંધુઓ ! આંખો ખોલો અને આ દૂષિત મનોવૃત્તિનાં ઐતિહાસિક દુષ્પરિણામો ધ્યાનમાં લઇને વેળાસર ચેતો.*

* ક્ષત્રિય—માર્ચ ૧૯૩૨-મહા ૧૯૮૮.

# હોળી

હિંદુ પ્રજાના તહેવારો સ્વતંત્ર પ્રજા તરીકેના આનંદો છે, અને એ તહેવારોની ઉત્પત્તિ પણ સ્વતંત્ર દેશ, ને સ્વતંત્ર કાળથી યોજવામાં આવી છે. આપણા તહેવારો મહાન આદર્શથી યોજાયા છે. તેમાં જીવન ઉન્નતિના મંત્રો છે. એકતાના તત્વનો પાયો છે. દેશ, જાતિ અને ધર્મની સંઘશક્તિ છે.

ભગવાન ગોપાલ કૃષ્ણે જ્યારે પૂતના રાક્ષસીનો વધ કર્યો ત્યારે ગોકુળની પ્રજાએ મહોત્સવ ઉજવ્યો. શ્રીકૃષ્ણચંદ્રના દિવ્ય કર્મોના અનુભવ કરતાં ગોપીઓ પ્રેમવશ બની, વસંતના ફુલફાગમાં રંગની પીચકારીઓથી રંગાઇ, ધુલિકોત્સવને ઉજવતી, પ્રસ્તુત પૌરાણિક કથાની નોંધ લેતી હિંદુ પ્રજા આજે રંગની પીચકારીઓ પરસ્પર ઉડાવી આનંદ મેળવે છે. મંદિરમાં રાસ ક્રીડાઓ થાય છે. પુરૂષો ગોપીકાઓ બની નાચે છે.

પરંતુ પૌરાણિકોએ આ કથાને વિષ્ણુ પુરાણમાં અદ્દભુત રૂપે ચર્ણવી છે. પ્રાચીન સમયમાં હિરણ્યકશિપુ નામનો રાક્ષસ નાસ્તિક્વાદ પ્રચારી રહ્યો હતો, તેવામાં તેને ત્યાં પ્રહ્લાદ નામના બાળકનો જન્મ થયો. સત્યપ્રિય વીર પ્રહ્લાદે પિતાએ ચલાવેલા નાસ્તિકવાદનો અવરોધ કરી અસ્વીકાર કર્યો, અને જાહેર કર્યું કે કેવળ સાક્ષાત વિષ્ણુજ હરેક કાર્યનું કારણ છે. આ રીતની પ્રહ્લાદની અડગતાનું દર્શન કરતાંજ એનો બાપ કંપી ઉઠયો. પ્રહ્લાદ ઉપર દુઃખની વિપદ વાદળી ઘેરાઇ. પ્રહ્લાદને હાથીના પગે બાંધવામાં આવ્યો. મોટા મોટા ભુજંગોને તેની આજુબાજુ છોડવામાં આવ્યા. પર્વત ઉપરથી તેને ગબડાવવામાં આવ્યો-વિગેરે અનેક પ્રકારનો ત્રાસ આપવા માંડયો; છતાં પણ પ્રહ્લાદની તેજ સ્થિતિ રહી. પ્રહ્લાદને સંહાર વ્વાના અનેક પ્રયોગો યોજવામાં આવ્યા. કિન્તુ તે સઘળાની અસર

પ્રહ્‌લાદના જીવન ઉપર જરાયે થઇ નહિ. આખરે નિર્ણય થયો કે હોલિકાસુર રાક્ષસણી કે જે પોતે પોતાના સતીત્વ માટે મિથ્યાભિમાન રાખતી હતી તેની સાથે પ્રહ્‌લાદને બાંધી બાળી મૂકવો.

ચિતા ખડકાઇ અને દૈત્યગણો એકત્ર થયા. પ્રહ્‌લાદે તે સઘળાઓને ઉપદેશ આપ્યો કે 'દૈત્યગણો ! તમે સર્વત્ર સમાન બુદ્ધિ રાખતાં શીખો. સર્વ ભૂતમાત્રને આત્મવત જાણો. એજ ઇશ્વરની પરમ ભક્તિ છે.' હુતાશની પ્રકટ થઇ; હોલિકાસુર ભસ્મીભૂત થઇ, પ્રહ્‌લાદ જીવંતરૂપે અસુરોની સાન્નિધ્યમાં ઉભો રહ્યો.

પ્રહ્‌લાદને સજીવન જોતાંજ સઘળા અસુરો ક્રોધાયમાન બન્યા. અપમાનિત બનેલા અસુરોએ ધૂળની રમત રમી ધૂળ ઉરાડી. કેટલાક સત્યપ્રિય દૈત્યોએ હર્ષિત થઇ ગુલાલ આદિ રંગ ઉડાવી આનંદ પ્રદર્શિત કર્યો. એજ ધુલિકોત્સવ આજે આપણે ઉજવીએ છીએ.

આવી મહાન કથાને આપણા જીવનમાં ઉતારવા આપણે કંઇ વિચાર કર્યો નથી. સત્યને માટે સર્વસ્વ અર્પણ કરવું, એ પ્રહ્‌લાદનો જીવનમંત્ર આપણે સ્વીકારી આપણા જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો ઘટે. એ પૌરાણિક કથાની નોંધ હાલમાં તો ભારતવર્ષના શહેરે શહેર અને ગામે ગામ–શેરી વચ્ચે કે ગામબહાર લેવાય છે, અને હોળાને દિને લોકો લાકડાં કે છાણાંનો ઢગલો કરે છે અને સાયંકાળે શહેરના કે ગામના પુરોહિતદેવો મંત્ર ભણી હોળા દેવીની પૂજા કરાવી હોળી પ્રકટાવે છે. લોકો પ્રદક્ષિણાઓ ફરી હોળીની પૂજા કરે છે.

પરંતુ હોળીનું ખરું તાત્પર્ય સમજીને તે પ્રમાણે આચરીએ તો જ એ ઉત્સવની સાર્થકતા.*

---

* 'ગુજરાતી' ૨૦–૩–૪૨

# અનૈક્ય

રાજપૂત જાતિમાં વિદ્વાનોની સંખ્યા અલ્પ છે. વિદ્યા પ્રચારનો તેમનામાં અભાવ છે. જ્યાં શિક્ષણનો પ્રબંધ હોય છે ત્યાં આપણી જાતિનાં બાળકો વિદ્યાભ્યાસ કરવામાં લક્ષ નથી આપતા. જ્યાં એવો પ્રબંધ ન હોય ત્યાં એવા બાળકો પુષ્કળ મળી આવે કે જેઓ ભવિષ્યમાં ઉત્તમ અભ્યાસ કરી શકે તેવા હોય છતાં તેઓને કાંઇ મદદ નહિ મળવાથી તેમ કેટલાકને પોતાના કુટુંબના ભરણ પોષણનો સર્વ આધાર પોતાના શિર પર આવી પડતો હોવાથી તેઓને નાઇલાજે પોતાના વિદ્યાભ્યાસને તિલાંજલિ આપવી પડે છે, અને કુટુંબ પોષણ માટે અર્થાત આજીવિકા ચલાવવા માટે પાંચ, દશ કે પચીસ રૂપિયાની નોકરી ખોળી લઇ તેમાંજ ગરીબ જીવન વ્યતિત કરવું પડે છે. તેઓને રજવાડાઓ તેમજ અન્ય રાજપૂત ગૃહસ્થો તરફથી કોઇ પણ મદદ અવશ્ય મળવી જોઇએ, અથવા તો એક એવું રાજપૂત ફંડ સ્થાપવું જોઇએ કે જે નાણાંમાંથી વિદ્યારસિકો પોતાની અપૂર્ણ રહેતી વિદ્યાને ઉત્સાહથી સંપૂર્ણ કરવા ભાગ્યશાળી થાય. વળી આપણી જે જે રાજપૂત સંસ્થાઓ ( બોર્ડિંગો ) છે તેમાં બાળકોને પૂરતી સગવડ મળતી ન હોવાથી તેઓ ત્યાં રહી આગળ વધી શકતા નથી. જો એવી બોર્ડિંગો પર આપણા રાજા–મહારાજાઓ અને ગર્ભશ્રીમંતો ઉદાર હાથે મદદ કરી દરેક રાજપૂત બોર્ડિંગને અન્યોન્ય પોતાની સંભાળ નીચે ચલાવે તો અલ્પ સમયમાં જ રાજપૂત જાતિ બીજી જાતિઓની જેમ અગ્રસ્થાન પર આવે એ નિઃસંશય છે.

વળી મુખ્ય કારણ તો એ છે કે, રજવાડાઓમાં ક્ષત્રિય જાતિને માટે કોઇ પણ પ્રકારનું પ્રોત્સાહન નથી મળતું. આપણે બહુધા

જોઇએ છીએ કે દરેક રજવાડાઓમાં ઉચ્ચ પદ પર બીજી જ્ઞાતિના કર્મચારીઓ રાખવામાં આવે છે, અને તેમના હાથ નીચે ક્ષત્રિય જાતિનો અન્ય કર્મચારી વર્ગ રહે છે. તેથી તેમનો વિકાસ થવો તો દૂર રહ્યો પણ માનસિક ગુલામીજ મળે છે. એ સ્વાભાવિક છે કે રજપૂત કોમમાં અભણ સમુહ વિશેષ હોવાથી તેઓ પોતાને સોંપાયલી જગ્યા સાચવી કેવી રીતે શકે ? તેથી જ અન્ય જાતિઓને એવા હોદ્દાઓ આપવા પડે એ નિર્વિવાદ છે. આપણા રાજા–મહારાજાઓની ફરજ છે કે ક્ષત્રિય જાતિને સર્વ પ્રકારની મદદ આપીને પોતપોતાના રાજ્યમાં જ્યાં સુધી વિદ્વાન યોગ્ય ક્ષત્રિય યુવકો મળી શકે ત્યાં સુધી અન્ય જાતિના કર્મચારીઓ ઉચ્ચ પદો પર ન રાખવા, અને ક્ષત્રિય જાતિના બાળકો માટે ફરજીયાત શિક્ષણનો રાજ્ય તરફથી પ્રબંધ કરીને તેમને પ્રોત્સાહન આપવું. અલ્પ સમયમાં ભણેલા ગણેલા ક્ષત્રિયો-યુવકો રાજ્યશાસન સંબંધે બધું જાણવા લાગશે, અને હાલ તેઓની જે અવનત દશા જોવામાં આવે છે તે સદંતર દૂર થઇ જશે.

ઐક્ય કરવા માટે પ્રેમભાવની આવશ્યક્તા છે. આ જ્ઞાતિપ્રેમ જ્યાં સુધી આપણા શ્રીમંતોમાં નહિ ઉત્પન્ન થાય ત્યાં સુધી ક્ષત્રિય જાતિની ઉન્નતિ થવી મુશ્કેલ છે એ ન ભૂલાય. રાજા–મહારાજાઓના દિલમાં જ્યારે આ વાત વગી જશે કે સ્વજાતિ ભાઇઓને પોતાની પાસે રાખીને તેમને ઉચિત્ પ્રોત્સાહન આપવાની પોતાની ફરજ છે, ત્યારે જ જ્ઞાતિની ઉન્નતિ થશે કેટલાયે સુશિક્ષિત ક્ષત્રિય યુવકો બેકારીની સ્થિતિમાં ગલીએ ગલીએ ભટકતા હશે; પણ જ્યારે તેમના જાતિ ભાઇઓને તેમનો ખ્યાલ ન હોય તો પછી બીજાઓને તો તે શી રીતે આવી શકે ?

અનૈક્યના મૂળનું ખાસ કારણ જાતિના શ્રીમંતો ને સાધારણ કોટીના માણસો વચ્ચે રહેલો દ્વેષભાવ છે. તેથી જ જ્ઞાતિની અધોગતિ

થઇ. ' જી હજુર ' કરવાવાળા અન્ય લોકો રાજપૂતોના પરસ્પરના ઇર્ષાગ્નિને લીધે ઉચ્ચ પદ પર આરૂઢ થઇ શકયા, અને ક્ષત્રિય ભાઇઓને જીવનનિર્વાહ માટે આમ તેમ ભટકવાનો અથવા તો તેઓના હાથ નીચે રહીને દાસત્વ ભોગવવાનો વખત આવ્યો. જ્યારથી આમ બનવા પામ્યું ત્યારથીજ ક્ષત્રિયોમાં અનૈક્યે ઘર ઘાલ્યું.

હવે અનૈક્યને બાજુ પર મૂકીને ઐક્ય કરતું તે પણ આપણા શ્રીમંતોના હાથમાં છે. તેઓ જો દીન ક્ષત્રિય જાતિને અપનાવે તો, ક્ષત્રિય જાતિની ચઢતી થાય. જે વાત લેખ દ્વારા કિંવા મ્હોઢેથી કહેવામાં આવે તે એટલી બધી અસરકારક ન થાય જેટલી તે અમલમાં મૂકી બતાવવાથી થાય. જેમ ક્ષત્રિય સભાઓ ખાસ ખાસ જગ્યાપર સ્થાનીક રૂપથી કાયમ કરવામાં આવે છે તેમ તેની સાથે સાથે તે એવો પણ પ્રબંધ કરે કે દરેક સ્થાનમાં ઉપદેશકો મોકલીને તેનો પ્રચાર કરે; કારણ કે ઘણાખરા ક્ષત્રિયો એવી જગ્યાએ પણ રહે છે કે જ્યાં તેમને કોઈ પણ પ્રકારની જાણ નથી પડતી; જેથી તેઓ આ સ્થાનીક સભાઓમાં હાજર થઇ શકતા નથી. તેમને પણ તેનો લાભ આપવો જોઇએ. આમ કરવાથી એ પણ જાહેર થઈ શકે કે હિંદુસ્થાનમાં ક્ષત્રિય જાતિની સંખ્યા જેટલી છે તેમાંથી કોણ કોણ કેવી કેવી હાલતમાં પોતાનું ગુજરાન કરે છે. જો તમામ હિંદુસ્થાનના ક્ષત્રિય ભાઇઓનું સંગઠન કરવામાં આવે તો તેમની ઉન્નતિ કરવામાં બહુ સફળતા થાય. અન્ય જાતિઓમાં જેટલી એક્તા છે તેટલી ક્ષત્રિય જાતિમાં નથી. જો એકતા કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે કરવી કંઇ મુશ્કેલ નથી. માત્ર પ્રેમભાવ દર્શાવી સમભાવથી જોવામાં ઐકય થઇ શકે.

રજવાડાઓમાં હર સાલ હજારો જગ્યાઓ અન્ય અન્ય જાતિના કર્મચારીઓને આપવામાં આવે છે; જો બેકાર હાલતમાં ફરતા ક્ષત્રિય

નવયુવકોને પણ જગ્યાઓ મળે તો શું આપણી જાતિની દશા ન સુધરે ? તેઓ જ્ઞાતિના કાર્યોમાં મદદ કરી શકે. થોડી થોડી રકમ એકત્ર કરીને તેઓ તેનાથી અનાથ ક્ષત્રિય બાળકોના વિદ્યાભ્યાસ અને યોગ્ય શિક્ષણનો પ્રબંધ પણ કરી શકે.

શ્રીમંતો ! આ બાબત પર પુરતું લક્ષ આપી પોતાની પવિત્ર ફરજ અદા કરવા ચૂકશો નહિ. ×

× ક્ષત્રિય એપ્રીલ ૧૯૩૨.

# હાસ્યની મહત્તા

ખૂબ હસો, દિલ ખોલીને હસો, દુઃખમાં હસો, સુખમાં હસો, બસ, હરવખતે હસો ને બીજાઓને હસાવતા રહો. હસવું જીવન છે. કહ્યું પણ છે: ' હસતાં ગળી જતી આપદા, જેમ હીમ ગળે રવિ ઉગતાં. ' હસવું જીવનની પવિત્રતા અને સફળતા છે. હસવું સ્વર્ગીય વિભૂતિ છે; દૈવી સંપત્તિ છે. જગતમાં જેને હસતાં ન આવડે તેને ક્લેશ સિવાય બીજું શું આવડે વારૂ ? તે જીવતો નથી; કિન્તુ માત્ર હાલતું-ચાલતું મુડદું છે. તે જ્યાં જાય છે, જ્યાં બેસે છે, ત્યાં મુડદાલપણું અને નિરસતા ફેલાવે છે. તેને સંસારની સુખ-સામગ્રી દુઃખમય પ્રતીત થાય છે અને આ સારયુક્ત-સુખમય સંસારને નિઃસાર અને નિરાનંદમય બનાવી લે છે. તે સ્વર્ગમાં સૌખ્યની કલ્પના કરે છે, પરંતુ તેને ખબર નથી કે હું પોતાના સ્વભાવથી સ્વર્ગને નરક બનાવી લઈશ. સ્વર્ગ અને નરક સંસારમાંજ છે, અને મનુષ્ય પોતાના સ્વભાવ અને સદ્વ્યવહારથી તેને સ્વર્ગ–નરક બનાવી લે છે.

લોકો બહુ ખૂબીથી અને બુદ્ધિથી હસે છે તોયે તેમનાં હાસ્યને ' હાસ્ય ' ન કહી શકાય. તેઓ હસે છે, પરંતુ તેમનું દિલ રડે છે. અને લોકો તેમના હાસ્ય પર હસી પડે છે. તે હાસ્ય નથી; કિન્તુ રૂદન છે.

મનુષ્ય પોતાનાં ચાતુર્ય અને અક્કલથી પોતાના હૃદયના મલિન ભાવોને છૂપાવી શકે છે; પરંતુ સત્ય તેના ચ્હેરાથી પ્રકટ થઈ જાય છે. મુખ–છબી હૃદયાકાશનું પ્રતિબિંબ છે.

× × × ×

બીજા પર હસવું એ હાસ્ય નથી. હસવું તો તે છે કે જેનાથી મનુષ્યનું હૃદયકમળ ખીલી ઉઠે અને સાથે સાથે ચ્હેરો પણ ખીલી

ઉંડે. જેવી રીતે સૂર્યના પ્રકાશથી અનેક ફળ ફુલ ફળે-ફૂલે છે, તેવી જ રીતે હૃદયાનંદથી અનેક ગુણો ખીલે છે.

આનંદી પુરૂષ પ્રાયઃ સ્વયં પ્રસન્ન રહે છે ને બીજાઓને પણ પ્રસન્ન રાખે છે.

× × × ×

એમ તો તે દિવસે રોમનો સમ્રાટ્ નીરો પણ હસ્યો હતો-શહેરને આગ લગાડીને, અબોધ બાળક-બાળિકાઓને પોતાની માતાઓના ખોળામાંથી ખસેડી લઇને અથવા નિર્દોષ ને બિનગુન્હેગાર પુરૂષોને સતાવીને-ધૂતકારી કાઢીને આજે પણ કોઇ હસી શકે છે. પણ એવા હસવાવાળા અભાગી છે. તેઓ હસે છે, પરંતુ તેમનું હૃદય આવા હાસ્યમાં ટેકો નથી આપતું. આ હાસ્યને ' હાસ્ય ' કહેવાય જ નહિ. આવા અવસર પર હસવાવાળા કરતાં રડવાવાળાને હજાર વાર ધન્ય છે ! આજે એવા હાસ્યના નમુના સંસારમાં ઘણાય છે. એટલે જ આ સંસાર દુઃખ અને પીડાથી વધુ પીડાય છે, અને નાસ્તિકવાદનો પ્રચંડ પ્રવાહ ચાલી રહ્યો છે. કદાચિત્ જડવાદની ઉપાસનામાં આજે હાસ્યનું અધિક મહત્વ સમજાય છે; અને ત્યારે જ આધુનિક યુગમાં ઘોર અશાન્તિનું સામ્રાજ્ય છે.

× × × ×

એક દિવસ, એક અમીરજાદાએ કોઈ હાસ્ય પ્રયોગ શોધી કહાડવાનું નિર્માણ કર્યું. બહુ જ વિચાર કર્યા પછી તેણે ખજાનામાંથી પાંચસો રૂપીઆની નોટો કાઢીને તેમાં તંબાકુ ભરી તેની સિગારેટ બનાવી. તેમાં જ તેને તેમ જ બીજાઓને-તેનાં આવાં કાર્યથી-ખૂબ હસવું આવશે એમ તે માનવા લાગ્યો. અને તેણે એ જ પ્રમાણે કર્યું. તેના ચ્હેરા પર સ્મિત આવ્યું, ને તે ખીલીને હસી પડયો.

શું એ સારૂં ગણાય કે અમારા ભાઇઓ અમીરજાદાની માફક જ

પોતાના હાસ્યની સામગ્રીનો ફાવે તેવો ઉપયોગ કરતા રહે? અને એ કાર્યથી પોતાના આનંદને પૂર્ણ માને? અમોને આ હાસ્ય સંતોષપ્રદ નથી જણાતું; કિન્તુ ઉલટો ખેદ થાય છે. અમો માનીએ છીએ અને ઇચ્છીએ છીએ, કે આ ધીંગાણુના જમાનામાં, આ અધિકારલોલુપતાના યુગમાં અમારી જેમ સર્વ કોઇ તેવા હાસ્યરસથી દૂર રહે. આ સમયે તો સંસાર તેવા હાસ્યના આનંદમાં સર્વસ્વ સ્વાહા કરી રહ્યો છે અને એમાં જ સમાજ પોતાનાં પુરુષાર્થ અને બુદ્ધિનો પરિચય આપવામાં પરમ સૌભાગ્ય સમજે છે. એ કેવળ સહુની અધોગતિને આહ્વાને છે.

આ જીવનમાં આપણે દુઃખથી નથી બચી શક્તા; કિન્તુ દુઃખ આપણુને સ્પર્શ સુદ્ધાંયે ન કરી શકે એટલા ઊંચા આપણે હોઇએ તો અવશ્ય સુખી થઇ શકીએ છીએ. પરંતુ આ કયારે થઇ શકે? આ તો ત્યારે જ થઈ શકે કે જ્યારે આપણુને ખરૂં હસતા આવડે, ને આપણે સ્વયં હસીને બીજાઓને હસાવીએ. બીજાઓ સાથે હસવું શ્રેયસ્કર છે, બીજાઓ ઉપર હસવું એ અયોગ્ય છે.

મ્હોટા મ્હોટા મહાત્માઓને જુઓ—જેવા કે સ્વામી દયાનંદ, સ્વામી રામતીર્થ, ઇત્યાદિ. તેઓના પર અત્યાચારો કાંઇ ઓછા ગુજર્યા નથી; પરંતુ એવા અનેક શૂરવીરોએ અત્યાચારોનો વિરોધ કરીને જીંદગી પર્યંત હસવું ને હસાવવું ન છોડયું, ને મૃત્યુને સમયે પણ તેઓ હસતા રહ્યા. આજેય આપણે તેમનાં પવિત્ર ચરિત્રનું પઠન કરીને સાચું હસીએ છીએ અને સુખી થઇએ છીએ.

મહાત્મા ગાંધીજીને જુઓ. દેશ અને જાતિનો એ જીવતો શહીદ, કેવાં ધૈર્ય ને વીરત્વની સાથે એક સાચા તપસ્વીનું જીવન વ્યતીત કરતો કરતો પોતે હસે છે અને બીજાઓને પણ હસાવે છે!

સુખ તપ અને સંયમમાં છે, અને એક તપસ્વીના હાસ્યની સાથે સારોએ સંસાર હસી શકે છે!

મિત્રો ! ખૂબ હસો. પરમાત્માની અસીમ કૃપાથી તમને બહુ દિવસો બાદ આ હસવાની અમૂલ્ય તક મળી છે. પરીક્ષાની શુભ ઘડી હસવા અને હસાવવા માટે હોય છે. ગુરૂ ગોવિંદસિંહના બે વીર બાળકોએ કસોટી સમયે હસતાં હસતાં પોતાના પ્રાણોનું બલિદાન આપ્યું, ને પોતાની પાછળ અમરકીર્તિ છોડી ગયા.

પાઠક ! હસો, પરંતુ તમારૂં તે હાસ્ય દુષ્ટ નીરોનું હાસ્ય ન હો, અભાગી શાસકનું હાસ્ય ન હો, પેલા અમીરજાદાનું હાસ્ય ન હો. તમારૂં હાસ્ય દેશભક્તિના રંગમાં રંગાએલ, મૃત્યુને પ્રસન્નતાપૂર્વક આહ્વાન કરવાવાળાઓનું હાસ્ય હો. સ્વયં કષ્ટ સહન કરીને બીજાઓને સુખી બનાવવાવાળું હાસ્ય હો. બીજાઓની સેવામાં પોતાનું સર્વસ્વ લૂટાવી દેવાવાળું હાસ્ય હો. હા, એવું હાસ્ય હો, જેના પર રાક્ષસીવૃત્તિ રાખવાવાળાઓને રોવું આવે અને સત્પુરૂષોને હસવું આવે; ને દેવતાઓને પણ તે હાસ્યને માટે આનંદ ઉપજે. ભારતમાતાના મલિન મુખપર સ્મિત આવે, અને સુરાસમાજને જે હાસ્યનું અભિમાન હોય. બસ, એ જ પ્રકારનું હાસ્ય તે સાચું હાસ્ય છે.*

---

* ગુજરાતી–દીપોત્સવી અંક તા. ૨૩-૧૦-૩૨.

# નારી–મહત્તા

નારી સાક્ષાત્ જગદંબિકારૂપ છે, તે જગત્ માતાની સાંસારિક સજીવ પ્રતિમા છે, અંબિકા જેવી રીતે સારા વિશ્વનું ભરણ પોષણ કરે છે તેવી જ રીતે જનની રૂપમાં નારી પણ તેજ કરે છે. અહા ! નારીનું આ માતૃત્વ કેટલું પવિત્ર ! કેટલું મહાન્ ! વિશ્વ–પાલિકાનાં ચરણ–કમળોની પ્રાર્થના જેવી રીતે અખિલ વિશ્વમાં થાય છે તેવી જ રીતે નારીનું આ માતૃત્વ પણ આ સંસારમાં વંદ્ય અને પૂજ્ય છે.

સત્યની રક્ષા અને અસત્યનો વિનાશ કરવાના ગુણોની સમાનતા, માતા અને જગત્–માતા બંનેમાંજ છે. શુંભ અને નિશુંભના અનાચારના સંહાર માટે સિંહવાહિની જેવી રીતે ખડગહસ્ત થઇ હતી તેવી રીતે સંસારમાં અનાચારના વધવાથી સાચી નારી પણ અનંત કાળથી સમરાંગણમાં પહોંચીને દુષ્ટોની રક્ત–ગંગામાં પાપને વહેવરાવતી આવી છે.

વિજયાદશમીના પુનિત દિવસે જ્યારે ભગવાન શ્રી રામચંદ્રજીએ દુષ્ટ દસકંધરના દર્પહરણ માટે રણ–યાત્રા કરી હતી ત્યારે ત્હેમની સહાયતાને માટે આદિશક્તિના રૂપમાં માતાએ અવતાર લીધો હતો. ઉક્ત ઘટનામાં કેટલું સુંદર રહસ્ય સમાયેલું છે ! સાક્ષાત્ મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજી રાવણના વધ માટે યાત્રા કરે છે. અને ત્હેમને અપેક્ષા થાય છે દાનવ–દલિની ભગવતી દુર્ગાની સહાયતાની !

શક્તિના અભાવમાં કોઇ પણ કાર્ય સંપાદન ન જ થઇ શકે. એ કેટલા ખેદનો વિષય છે કે ભારતવર્ષે આજે એજ શક્તિ-ઉપાસના–નારીના યથાર્થ રૂપની પૂજા કરવાની વિસ્મૃતી કરી નાંખી છે ! પોતાના પ્રબળ પાખંડમાં મનુષ્ય જાતિ આજે ત્હેને ઘૃણાની

દ્રષ્ટિએ જુએ છે. સમજે છે કે તે મ્હારાં પતનની સામગ્રી છે! હાય! આ અજ્ઞાનતાનું તે કાંઇ ઠેકાણું છે ?

નારી તો સાક્ષાત્ શક્તિની પ્રતિમૂર્તિ છે; પરન્તુ ત્હેનાં પ્રાકૃતરૂપને ન ઓળખી શકવાને કારણે જ જગતની આવી દુર્દશા છે. મનુષ્ય જ્યારે નારીને સત્યનો અવતાર માનશે—' હે માતા ! તું વિશ્વની સમસ્ત નારીઓના રૂપમાં અવતરિત થઇ છે ' એમ હૃદય સાથે સ્વયં અનુભવ કરવા લાગશે–જ્યારે તે હિન્દુશાસ્ત્રોના ' નારી વિશ્વના કારણભૂત દૈવી પ્રકૃતિનોજ સાકાર પ્રકાશ છે ' આ એક વાક્યને સ્વીકૃત કરીને ત્હેને જીવનમાં આચરવાનો આરંભ કરશે–જ્યારે તે ' यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ' ના અમરતત્વને હૃદયગમ્ કરી લેશે–જ્યારે તે કોઇ.ભિખારણને ' મા ' નામથી સંબોધન કરવાવાળી અનુપમ ભારતીય સંસ્કૃતિને સમજી લેશે–ત્યારે તે નારી માત્રને કેવળ આદર સત્કાર આપશે-એટલું જ નહિ, કિન્તુ પુત્રની માફક એ માતાની ઉપાસના કરવા લાગશે. એમ થતાં માતાની સ્નેહ વાત્સલ્યમયી ગોદમાં સમસ્ત સંસાર સુંદર અને સુખદ બની જશે. *

* ગુણસુન્દરી-દીપોત્સવી અંક ૧૯૩૨

# સ્ત્રી : એક ગૂઢ સમસ્યા !

વસંત ઋતુની એક સુંદર ખીલેલ રજનીમાં, એક સરોવર તટ પર બેસીને મ્હારા એક મિત્રે પોતાનાં જીવનની આ ગાથા મ્હને કહી સંભળાવી હતી:—

એક સાધારણ ગૃહસ્થના ગૃહમાં મ્હેં જન્મ લીધો છે. સત્તર અઢાર વર્ષની વયે, મ્હારૂં લગ્ન એક એવી બાળા સાથે થયું કે જેને મ્હેં લગ્ન પૂર્વે કદી જોઇ નહોતી. અને ત્હેનાં રૂપરંગ, ગુણ તથા શિક્ષણ ઇત્યાદી બાબતોથી પણ હું તદ્દન અપચિત હતો. જેવી રીતે લોકો ગાય-બળદને વેચે છે, તેવી જ રીતે અમો બંનેના પિતાઓએ, અમારામાંથી કોઇની સંમતિ લીધા વિના જ અમને એક બીજાને સોંપી દીધાં હતાં.

કેવી ભીષણ તે પરાધીનતા હતી ! ને હવે જ્યારે એ બધું વિચારૂં છું ત્યારે રૂવે રૂવાં ઊભાં થઇ જાય છે. જેની સાથે મ્હારે એક દેવદુર્લભ મનુષ્યજીવન વ્યતીત કરવાનું છે તે કેવી છે એ પૂછવું એ પણ મ્હારે માટે એક ભયાનક અપરાધ હતો !

લગ્ન પછી પત્ની મ્હારે ઘેર આવ્યાં. હું જાણતો જ નહોતો કે ' પતિ ' કોને કહેવાય છે. હું તો તે બિચારી માટે એક પશુ સમાન જ હતો. કદાચિત્ તે પણ એમજ સમજતી રહી હશે કે, પશુ-પ્રવૃત્તિની પૂર્તિને માટે જ મ્હારી સાથે ત્હેમનું લગ્ન કરવામાં આવ્યું છે. હાય ! કેવી ભયંકરતા ! !

મ્હેં તો કાંઇક લખ્યું વાંચ્યું હતું; કિન્તુ તે તો કેવળ નિર-ક્ષર જ હતી. રૂપરંગ પણ નહિ જેવો જ હતો. શોભા તથા શ્રૃંગારનું તો ત્હેને શિક્ષણ જ નહોતું મળ્યું. મ્હને નહોતી ખબર કે ત્હેનાથી સંસારી જીવન સિવાય કાંઇ બીજું યે પ્રાપ્ત કરી શકાય છે વા નહિ ?

પૂર્વ જન્મના સંસ્કારથી, મ્હારા હૃદયમાં દેશભ્રમણ કરવાની પ્રબળ ઇચ્છા થઇ. મ્હેં ખૂબ ભ્રમણ કર્યું. ભિન્ન ભિન્ન સ્ત્રી પુરૂષો જોયાં. તેઓના પ્રેમ અને કલહની કેટલી યે સાચી જુઠી વાતો સાંભળી. મનમાં પ્રતિદિન એવી લાલસાઓ ઉઠયા કરતી કે એવી વાતો મ્હારીયે થાત ! સ્ત્રીઓને પોતાના પતિદેવો સાથે કલ્લોલ કરતી નિહાળીને હું જીવ બાળતો, ને વિચારતો કે મ્હારી પત્ની પણ એવી આનંદદાયી હોત ! આવી રીતે પોતાની ભાગ્યવિધાતાને વખોડતાં મ્હેં કેટલાંયે વર્ષો વિતાવ્યાં. એક વેળા મ્હને એવો વિચાર આવ્યો કે, મ્હારી સ્ત્રી વીણા જો થોડું ઘણું શિક્ષણ પ્રાપ્ત કરે તો કદાચિત મ્હારે માટે તે અનુકૂળ થઇ પડે.

" ત્હમે થોડું ઘણું ભણો તો કેવું સારું ? " મ્હેં વાત ઉપાડી.

" બળ્યું ! મ્હને એવું બધું નહિ આવડે. " વીણાએ સંભળાવ્યું.

પુનઃ મ્હેં આગ્રહ ન કર્યો.

દેશભ્રમણ કરતાં કરતાં મ્હારો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમ તેમ મ્હારી પત્નીથી હું દૂર દૂર ખસતો ગયો. લગ્ન પછીનાં વીશ વર્ષ સુધી તો હું તેને માત્ર સંસારસુખનું સાધન જ સમજતો રહ્યો. મન વિશાળ કરવાને માટે તો મ્હેં સાહિત્યનું અધ્યયન પ્રારંભ્યું; કિન્તુ ત્હેણે તો ઉલ્ટી અગ્નિમાં વધૂ ને વધૂ જ આહુતિ આપવા માંડી. કાવ્ય-ગ્રંથોમાં મ્હને ભિન્ન ભિન્ન નાયિકાઓ મળી. ત્હેમનાં નખશીખ સૌંદર્ય અને હાવભાવનું મનોહર વર્ણન વાંચીને મારી પોતાની પત્નીને માટે જે થોડો ઘણો પ્રેમ હતો તે પણ માઇલો દૂર ચાલ્યો ગયો—અદ્રશ્ય થયો. કવિતાથી મ્હારી અશાન્તિ વધતી જ ગઇ. કલાપીની કોઈ રસિલી કૃતિ વા દેવને લાગુ પડતું કોઇ કાવ્ય વાંચતો ત્યારે તબિયત શાન્ત થવાને બદલે વધુ તીવ્ર બનતી; ' હાય ! આ કૃતિ વા કાવ્યોથી મ્હારાં ને મ્હારી પત્નીનાં જીવનની ઝલક કેમ નહિ મળતી હોય ? '

ફરીફરીને ત્રણ ચાર મહિને હું ઘેર આવતો; પણ પત્નીમાં કાંઇ પણ પરિવર્તન ન અનુભવતો. ન તો તે પૂછતી: ' ત્હમે અત્યાર સુધી કયાં હતા ? કેમ હતા ? ' અને ન તો તે એ પણ પ્રકટ કરી શકતી કે મ્હારા આવ્યાથી ત્હેને કાંઇ પ્રસન્નતા થાય છે વા નહિ ? ધીમે ધીમે મ્હારી વિરક્તિ વધવા લાગી. પરસ્ત્રી સાથે હસવા તથા બોલવાની પ્રવૃત્તિ તો જાણે કે મ્હારી બાલ્યાવસ્થાથી જ નહોતી. મ્હોટી ઉમ્મરે, મ્હને માત્ર એવાં કાર્યોથી જ નહિ, પરંતુ એવાં કાર્ય કરવાવાળા સાથે પણ આંતરિક ઘૃણા થઈ ગઇ.

હવે ચિત્તને ચોંટાડું કયાં ? મ્હને એક વિચાર આવ્યો કે હવે તો કાંઇક સ્વદેશ સેવા કરીએ. પણ ત્હેમાંયે ચિત્ત ન ચોંટયું. ત્યારે પુનઃ વિચાર્યું કે હવે તો શેષ જીવન ઇશ્વર ચિન્તવનમાં વ્યતિત કરવું. આ ભાવના મનમાં જાગૃત થઇ હતી. ત્યાં તો વળી સંસ્કૃતનો કોઇ પ્રાચીન કવિનો એક શ્લોક નજર સન્મુખ તરી આવ્યો જેનો ભાવાર્થ આ હતો:

' સંસારમાં સુંદર સ્ત્રીનો સહવાસ મળવો જોઇએ, કાં તો પ્રભુભક્તિ ને સત્સંગ. જેને એમાંથી એક પણ ન મળ્યું ત્હેની જીંદગી આ સંસારમાં નિરર્થક છે. ' મ્હેં વિચાર્યું કે સ્ત્રી–સુખથી તો હું વંચિત જ છું, ત્યારે પછી જીંદગી વ્યર્થ કેમ જવા દઉં ? હવે તો ઘરબાર છોડી દઇને શેષ આયુ ઇશ્વર ચિન્તવનમાં જ વિતાવી દઉં !

આ ધારણા કેટલાંયે વર્ષોથી પ્રબળ થયા કરતી. વીણા મ્હારી આ વિચારશ્રેણીથી તદ્દન અજ્ઞાત જ હતી. તે ઘર–ગૃહસ્થીનાં કાર્યોમાં દિનરાત ગૂંથાયલી રહેતી; એટલે માનો કે તે એજ કાર્ય માટે સંસારમાં અવતરી હતી. લગ્નનાં ૮–૧૦ વર્ષ પછી એક દિવસે ત્હેણે મ્હને કહ્યું હતું: " પ્રાણનાથ ! આપ બહુ ફરી હરી ચૂકયા. હવે તો ઘેર જ રહો તો કેવું સારૂં લાગે ? " બસ, આ સિવાય ન તો ત્હેણે કદી વસ્ત્ર માંગ્યું, ન તો આભૂષણ. હું પણ ત્હેની

અબોધતા પર દયા ખાવા લાગ્યો. મ્હેં ન તો કદી ત્હેને કટુ શબ્દ કહ્યો ન તો કદી માર માર્યો, કે ન કોઇ વાર ત્હેની પાસે વધુ સમય બેઠો.

લગ્નના પંદર વીશ વર્ષ જેટલા દીર્ઘ કાળ પછી હું 'પતિ' કહેવડાવવા યોગ્ય થયો; સંસારને જોઈ-સાંભળીને, પુસ્તકોનું અધ્યયન કરીને, હું તે સ્થિતિએ પહોચ્યો કે 'પતિ' કોણ ને પત્ની સાથે સંસારસુખ સિવાય જીવનમાં અન્ય કયું સૌખ્ય પ્રાપ્ત કરી શકાય તેનો હું નિર્ણય કરી શકું. હવે વિચાર આવે છે કે આ ઉમ્મરે મ્હારૂં લગ્ન થાત તો કેટલું ઉત્તમ! કારણ હવે હું ખરેખર 'પતિ' કહેવડાવવા યોગ્ય થયો ! કોઇ કોઇ વાર એવો પણ વિચાર ઉદ્દભવે છે કે જ્ઞાન જ મ્હારે માટે દુઃખનું મૂળ છે. જો હું મૂર્ખ જ રહેત, તો તેજ પત્ની સાથે મ્હારૂં જીવન સુખમાં વ્યતીત થાત ! સુખના અનેક પ્રકારને જાણવા છતાંયે, ત્હેને ન મેળવતાં હવે હું દુ:ખ જ ભોગવી રહ્યો છું. આવા જ વિચારોમાં આયુષ્ય મ્હારો સાથ છોડતુ ચાલ્યું જતું હતું. એકાએક કુદરતી ચક્કર એવું ફર્યું કે હું એક એવી વ્યક્તિની પાસે જઇ પડયો કે જે મ્હારાથી કેટલીયે અધિક સંસારની અનુભવી, અને પતિપત્નીનાં રહસ્યથી પરિચિત છે. ત્હેની સાથે મ્હારી મૈત્રી બંધાઈ. અમો બંનેએ નિષ્કપટ ભાવથી પોતપોતાનું હૃદય ખોલીને એક બીજાની સન્મુખ ધર્યું. પોતાની ભલાઇ બુરાઇ બધી અરસ પરસ વિદિત કરાવવામાં આવી; જેથી કદી પણ મનમાં અંતર પડવાની સંભાવના ન રહેવા પામે.

એક વેળા વસન્તલાલ પૂર્ણ સૌખ્ય ભોગવતા હતા, જ્યારે કે ત્હેમની સુંદર, સુશીલ, અને મૃદુભાષિણી પત્ની જીવિત હતી. ઉચ્ચ કુળમાં જન્મ લેવાનાં કારણે પતિ પત્નીનાં કર્તવ્યનું શિક્ષણ તો ત્હેમને સ્હેજમાંજ પ્રાપ્ત થયું હતું; એટલે પત્નીનું સુખ ત્હેમણે ભરપૂર ઉઠાવ્યું. એકાએક પત્ની બિમાર પડી અને કેટલાંયે બચ્ચાં-

એને રડતાં કકળતાં છોડીને તે પરલોકગમન કરી ગઇ. યુવાવસ્થામાં પતિપરાયણ પત્નીનો વિયોગ ત્હેમને માટે દોહ્યલો થઇ પડયો; કિન્તુ ગંભીર, વિચારવાન, અને પોતાનાં ચારિત્ર્ય માટે યશસ્વી થવાની આકાંક્ષાનાં કારણે ત્હેમણે કેટલાં યે વર્ષો સુધી પોતાને સાચવી લીધાં. ત્હેમનાં કુટુમ્બીઓ તેમજ મિત્રો, ફરી લગ્ન કરવાને માટે ત્હેમને વારંવાર કહ્યા કરતાં; પરન્તુ તેઓ એ સિદ્ધાંત પર દ્રઢ હતા કે પહેલી પત્નીનાં બન્ચાંઓ વિદ્યમાન છે, જેથી બીજું લગ્ન કરવાની આવશ્યકતા રહેતી નથી. હું પણ ત્હેમને બીજું લગ્ન ન કરવાનીજ સંમતિ આપ્યા કરતો.

આવી રીતે કેટલાંયે વર્ષો વીતી ગયાં. આ વર્ષે વસન્ત ઋતુમાં, મ્હને દશ પંદર દિવસ વસન્તલાલ પાસે રહેવાનો અવસર મળ્યો. ત્હેમના બંગલા ‘ વસન્ત વિહાર ’ની અગાસી પર અમો બંને રાત દિવસ સૂતા હતા. રાતે હું ત્હેમને અગાસીમાં, આમ તેમ વિચારમાં ને વિચારમાં ટહેલતાં જોતો.

“ ત્હમારા માનસમાં કાંઈ પીડા અવશ્ય હોવી જોઇએ કે જે ત્હમને આમ બેચેન રાખ્યા કરે છે, ખરૂં ને ? ” મ્હેં પૂછયું.

“ વાત તો સાચી, ભાઇ ! મ્હને એક સ્ત્રીની આવશ્યકતા તો છે જ. સંસારસુખને માટે નહિ; કિન્તુ એક મિત્રની માફક મ્હારાં પ્રત્યેક કાર્યમાં સહાય કરવાને માટે. સંસારના દુઃખ–દાવાનળથી જ્યારે હું વ્યાકુળ થાઉં છું ત્હારે મ્હને એક શીતળ છાયાની જરૂર પડે છે. ” વસન્તલાલે ઉત્તર વાળ્યો.

“ કામી પુરૂષના જેવી આપની દશા જોઇને મ્હને આશ્ચર્ય લાગે છે. ”

“ હું કામવાસનાથી વ્યથિત થઇને આમ નથી કરી રહ્યો. અને સ્ત્રી કાંઇ કામવાસનાની તૃપ્તિને માટે નથી બનાવવામાં આવી.

પરન્તુ તે તો પુરૂષની એક એવી જીવનસંગિની છે કે જેના વિના જીવનમાં પૂર્ણતાજ નથી આવતી. ”

“ મ્હારી માફક જીવન વ્યતિત કરો ત્યારે ખરા ! ”

‘ ત્હમારૂં જીવન આદર્શ ન કહી શકાય. સ્ત્રીથી ત્હમારી વિરક્તિ સ્વાભાવિક નથી. ત્હમે ઊંચે ચઢ્યા ખરા, પણ તમારી પત્નીને સાથે ઉંચે ન લાવ્યા. ત્હેને ઘણી જ દૂર છોડી દીધી હવે ત્હેને ત્હમારી નિકટ સુધી લાવવાનું સાહસ તમારામાં નથી, એટલે ત્હમે ત્હેની આશા જ છોડી દીધી છે ત્હમારૂં એ તરફ કાંઇ ધ્યાન નથી, ને જો હોય તો પણ ત્યાં સુધી પહોંચવા માટે જરૂરી સીડી નથી ”

હું આ બધું શાન્તિથી શ્રવણ કરવા લાગ્યો. થોડીવાર પછી તેમણે આગળ ચલાવ્યું “ ત્હમે તો બહુ સ્વાર્થી છો. સ્વયં શિક્ષણ પ્રાપ્ત કરીને ફરીફરીને દુનિયા જુઓ છો વિષયભોગ તો નહિ, પણ બીજા અનેક પ્રકારના સુખો ભોગવો છો જીવન–સહચરીને પણ ત્હેમાંથી કાંઈક આપવું એ શું ત્હમારૂં કર્તવ્ય નથી ? ”

‘ આપ કહો છો તે બધું હું ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો છું, પણ હું તો એક એવે સ્થાને પથે ચાલ્યો ગયો છું કે જ્યાંથી હવે પાછો ફરી શકવા અશક્ત છું ને આપને પણ એજ કહેવા ઇચ્છું છું કે રામચન્દ્રજીના જેવું જીવન વ્યતીત કરો. ”

“ મ્હારાથી તેમ નહિ બની શકે મ્હારે માટે તો બેજ માર્ગ છે વ્યભિચાર યા પુનર્લગ્ન વ્યભિચાર અપરાધ છે, એટલે પુનર્લગ્ન જ કરવાનો વિચાર કરી રહ્યો છું ”

‘ આપ મ્હારા સાચા મિત્ર છો, ને મ્હારા સુખ દુઃખના સહચર છો તો ખરા, હું પણ બીજી વારનું લગ્ન કરૂં તો ?’ આછું સ્મિત કરી કટાક્ષમાં હું બોલ્યો

“ વીણા એ પસંદ કરશે ? ” વસન્તનાને પ્રતિપ્રશ્ન પૂછ્યો.

× × ×

બીજે દિવસે હું ઘેર ગયો. હું ધારતો હતો કે મ્હારી વીણા સામાજીક પ્રશ્નોથી તદ્દન અજ્ઞાત જ હશે. રૂચી ન હોવા છતાં યે મ્હેં ત્હેની સાથે શયનાગારમાં બેસીને, વાતોની છેડછાડ કરવાનો પ્રારંભ કર્યો: " હું બીજું લગ્ન કરવાનો વિચાર રાખું છું; કેમ કરૂં ને ? "

" એમાં મ્હને શું પૂછો છો ? જરૂર કરો; કેમકે ત્હમે તો મ્હોરે ભાગે પરદેશ જ રહો છો, એટલે હું તો ત્હમારી સેવા સરખીયે નથી કરી શકતી. તે તો વળી ત્હમારી સાથે રહેશે, ને ત્હમે સુખી થશો. " વીણાએ આશ્ચર્ય કે વિક્ષોભ પ્રકટ કર્યા વિના શાન્તિથી પોતાનો વિચાર દર્શાવ્યો.

" પણ ત્હને તો દુઃખ ,થશે ના ? "

" ના, જરા પણ નહિ; ત્હમારી ને ત્હેની વચ્ચે હું પડીશજ નહિ, પછી શું ? "

હું સ્વગત વિચારવા લાગ્યો કે વીણાએ તો મ્હને પરાસ્ત કરી નાખ્યો. જો એ વધુ ભણેલી હોત તો કદાચ કહેતઃ ' જોઉં છું કે આપ કેવું ક બીજું લગન કરો છો ! ઘરમાં, મહોલ્લામાં ને વર્તમાનપત્રોમાં એવી ધાંધલ મચાવી મૂકીશ કે આપજ રડશો. ' ખેર; થોડીવાર થોભીને મ્હેં વીણાને પુનઃ પૂછી જોયું: " વીણા ! હવે તો હું શેષ જીવન સંયમમાં રહીને અર્થાત્ બ્રહ્મચર્યનું પાલન કરીને વિતાવવા માગું છું. ત્હારો શું અભિપ્રાય છે ? "

" ત્હમેજ હારશો. એમાં મ્હને શું પૂછો છો ? "

મ્હને લાગ્યું કે જો વીણાએ આધૂનિક જમાનાનું શિક્ષણ લીધેલ હોત તો તે કદાચ એમ પણ કહેતઃ ' ત્હમે મૂર્ખ છો. જ્યાં સુધી જુવાની છે ત્યાં સુધી ખાઓ, પીઓ, ને અયશઆરામ કરો. સંસારમાં આવવાનું ફળ એજ છે. ત્હમે જો સંયમથી રહેશો તો મ્હારો નિભાવ નહિ થાય. હું તો સંયમથી ન રહી શકું. '

થોડી વાર પછી મ્હે ગૃહગણીને પૂછ્યુ "મ્હારો દઢ નિશ્ચય છે કે સસાર ત્યાગી દઉ, ને કાઇક દેશસેનાનુ હિતકાર્ય કરૂ તો?"

તે ચૂપ બેસી રહી ।

મ્હે પુન બુલદ અવાજે પૃછ્યુ તે બીજી વાર પણ મૌન રહી. "કેમ બોલતી નથી ?" મ્હેજ ક્રોધ પ્રગ્ટ કરતા મ્હે પુન પ્રશ્ન કર્યો 'હુ શુ બોનુ ? ત્હમે જે રીતે સુખી થાઓ ત્હેમા જ મારૂ સુખ સમાયેનુ છે "

ત્હેનો આ ઉત્તર મ્હારા હૃદયના ઉડાણમા જઇ પહોચ્યો હુ તો એજ વિચારવા લાગ્યો કે આવો સુદર ઉત્તર આપતા એને કોણે શીખવ્યુ ?

" ત્યારે તું શુ કરીશ ? "

" ઘરત્યાગ કરતી વેળા ત્હમે મ્હને કાઇ મ્હેતા તો જશો ના ? હુ તેજ કરીશ " વીણાએ પ્રત્યુત્તર વાળ્યો

પત્નીએ હવે તો મ્હને સપૂર્ણ પરાસ્ત કરી નાખ્યો। મ્હે અતે ત્હેને ફરીથી પૂછી જોયુ " ત્હે મ્હારી પાસે કદી કાઇ પણ માગ્યુ નથી, તો શુ ત્હને કાંઈ જરજવાહીર કે વસ્ત્રનો શોખ નથી થતો ?"

" મ્હે એકવાર માગ્યુ હતુ, પણ તે ન મળ્યુ હવે વળી શુ માગુ ? " કહેતા તેણે જરા નયનો નચાવ્યા

" મ્હને નથી યાદ કે ત્હે કોઇ વેળા મ્હારી પાસે કાઇ માગ્યુ હોય "

" શુ તે દિવસે મ્હે નહોતુ માગ્યુ ? એટનામા ભૂની ગયા કે ?'

" શુ ? "

' તે દિવસે મ્હે ત્હમને કહ્યું હતુ ને કે હવે તો ઘેર રહો તો કેવુ સારૂ નાગે ? "

" અરે ! કેગ્લી જુની વાત ! '

આજ સુધી ત્હેણે એ વાતને એવી રીતે પકડી રાખેલ છે કે જાણે કાલની જ વાત ન હોય ! હવે હું સમજ્યો કે, સ્ત્રીઓ પોતાની વાતની કેવી હઠ પકડે છે ! જે સ્ત્રીને હું અસભ્ય અને અશિક્ષિત સમજતો હતો તે સ્ત્રીના દિલમાં આવી ભેદી વાતો હશે ત્હેનો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. કયાંથી હોય ? માનો કે સ્ત્રી–પુરૂષના પ્રત્યેક પ્રશ્ન પર તે પ્રથમથી જ વિચાર કરી ચૂકી છે; અને પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર ત્હેની પાસે તૈયાર છે. હું એ વાતનો પસ્તાવો કરવા લાગ્યો કે મ્હેં વીણા સાથે આટલાં વર્ષો સુધી આવા પ્રકારની વાતો કેમ ન કરી ? નહિતર હેની તરફ હું જરૂર આકર્ષાત, ને થોડું ઘણું પણ સુખ ભોગવી શકત ! મ્હારા આ પશ્ચાતાપની સાથે જ હું એ નિર્ણય ઉપર પણ પહોંચ્યો કે સ્ત્રી એ પુરૂષ માટે એક ગુઢ સમસ્યા છે !

વસંત પણ આ સાંભળતાં વિચારવમળે ચઢયો.*

---

* હિન્દીને આધારે—'શારદા' દિપોત્સવી અંક ૧૯૩૩.

# ક્ષત્રિય યુવકોને

પ્રિય બંધુઓ,

ક્ષત્રિય જાતિની પ્રાચીન પ્રતિષ્ઠા અને ગૌરવ તો બધા જ જાણે છે. ત્હેની શ્રેષ્ઠતા—મહત્તા અને અતુલિત વૈભવ—ભંડારનાં વર્ણનો ઇતિહાસ અને પુરાણોના પાને પાને લખાયલાં છે. પરન્તુ સમય બદલાયો અને આપણે આપણા એ વિશ્વવંદ્ય પદ પરથી નીચે પટકાઈ પડયા. આપણો ઉત્કર્ષ જેટલો મહાન હતો તેટલો જ બલ્કે તેથીયે અધિક આજે આપણો અધઃપાત થઇ રહ્યો છે આજની અવનત દશાની આગ જેને ક્ષણે ક્ષણે દઝાડી રહી છે, અને જેઓ તે આગના શમનાર્થે અવિરત પ્રયત્નો કરી રહ્યા છે તેવા કેટલાય જાતિય બંધુઓ સિવાય જાતિનો મોટો ભાગ—ખાસ કરીને યુવકવર્ગ આજે પણ ઉંઘતો નિષ્ક્રિય જણાય છે એ ભારે ખેદની વાત છે.

આજે સમગ્ર સંસારમાં એકતાનાં આંદોલનો ફેલાઇ ચૂક્યાં છે. મહાન દેશો અને પ્રજાઓ સેંકડો વર્ષનાં જુનાં વેર—ઝેર ભૂલી, એકતા સ્થાપવા અવિરત ઉદ્યોગમાં મચી પડી છે. જગતની જાતિઓ અને પેટા જાતિઓ આપસ—આપસના ઝઘડાઓને સમાવી—મતભેદોને ભૂલી—ભ્રાતૃભાવ કેળવી, જાતિ અને રાષ્ટ્રના ઉત્કર્ષ માટે ઉચ્ચ અને યોગ્ય માર્ગોએ પ્રયાણ માંડી ચૂકી છે. દેશની મુસલમાન, શીખ, ખ્રિસ્તી અને અંત્યજ જેવી જાતિઓ પણ ઐક્યસાધનાના અનુપમ માર્ગો અપનાવી દુનિયાની અન્ય જાતિઓ સાથે પ્રયાણ કરવાની હોડ માંડી રહી છે. તેવે વખતે આપણી ક્ષત્રિય જાતિજ એક માત્ર છિન્નભિન્ન અને અવ્યવસ્થિત રહે એ ખાસ કરીને ક્ષત્રિય યુવકને—જાતિના યુવાન લોહીને શરમાવનારી વસ્તુ છે.

દરેક ઇતિહાસનાં પાનાં એ વાતનાં સાક્ષીરૂપ છે કે કુસંપ

અને આંતરકલહ તથા ઉચ્ચ-નીચના ભેદ જેવાં સામાજિક અનિષ્ઠોએજ આપણને આજની પતિત દશાએ પહોંચાડયા છે. આપણી સંસાર-વ્યાપી સંસ્કૃતિ, આપણાં ઉત્કર્ષ કાળનાં શાસન, કલાકૌશલ્ય, વિરત્વ અને બંધુત્વ તો આપણા આંતરકલહનાં અગ્નિમાં કયારનાંયે ભસ્મિભૂત થઇ ગયાં છે. આપણા પ્રાચીન ધન-વૈભવ, યશ-અભિમાન સર્વસ્વગુમાવીને, ખરૂં કહીએ તો આપણે આજે રસ્તાના ભિખારી બની બેઠા છીએ. ઇતિહાસનો દરેક અભ્યાસી સારી રીતે જાણે છે કે આપણા ભયંકર સર્વનાશનું કારણ આપણો કુસંપ, મતભેદ, વૈરભાવ અને આંતરકલહજ છે, એટલું જ નહિ, પણ વિદેશીઓની ગુલામી સહન કરતા અને ચગદાતા ભારતવર્ષની હાલની દુર્દશાનું કલંક આપણા શિરેજ છે, અને મુખ્યત્વે કરીને આપણેજ ભારતવર્ષની અવનતિના કારણરૂપ છીએ.

આ કલંક મીટાડવાને માટે જે જ્ઞાતિબંધુઓ આપણી જ્ઞાતિ સંસ્થાઓ દ્વારા પ્રયત્ન કરી રહ્યા છે તે પ્રશંસનિય છે. પણ બંધુઓ ! ત્હેમાં આપણો હિસ્સો કેટલો છે ? પરસ્પરના સહકાર સિવાય કોઇ પણ સાધારણ કાર્ય સાધ્ય થઈ શકતું નથી, તો પછી જાતિય ઉત્થાનનું મહાભારત કાર્ય એકલે હાથે ગણ્યા ગાંઠયા પુરુષોથી શી રીતે બની શકવાનું હતું ? જો આપણામાં જીવ હોય, જીવન હોય, આજની દુઃખદ પતિતાવસ્થા આપણને સાલતી હોય તો જાતિનો એક પણ યુવક હાથ જોડી બેસી ન રહે, ખાલી વાતો ન કરે. દરેક યુવક ઉદ્યોગશીલ થાય, અને સ્વ-ઉન્નતિ સાધે.

દરેક વસ્તુને હદ હોય છે. અવનતિને પણ હદ છે. આપણી અવનતિ જેટલી થવી જોઇતી હતી તેટલી થઇ ગઈ છે. આપણું ચારિત્ર્ય, આપણું બળ, આપણું ધન બધુંજ નષ્ટ થઇ ગયું છે. આપણે દરેક રીતે દરેકની નજરે હીન થઇ ગયા છીએ. હવે આપણું ઉત્થાન નક્કી છે. કેમકે પતન પછી ઉત્થાનનો વારો આવે છે જ. પણ ઉત્થાન એની મેળે થતું નથી. તેને માટે પ્રયત્ન કરવો પડે છે.

જેથી, બંધુઓ ! આજે આપણી ઉન્નતિ વિષે આપણે વિચાર કરવો જોઇએ. 'જાગ્યા ત્યાંથી સ્હવાર' એ પ્રમાણે આજથી જ આપણે એ દિશામાં પ્રયત્નશીલ થવું જોઇએ.

આજના યુગધર્મમાં આપણી ગુજરાતની ક્ષત્રિય જનતાની જાગૃતિ અર્થે ગુજરાતના ક્ષત્રિય યુવકોએ સંગઠિત થવાની અત્યંત આવશ્યકતા છે, અને તે માટે આ પત્ર એવા સૌ ક્ષત્રિય યુવકને પહોંચતો કરૂં છું જેને હૈડે જાતિ-દાઝ ભરી હોય, જેના હૃદયે આજની પતિત જાતિય દશા ડંખતી હોય, જેઓ યુવાન હોય, જેમની ધમનીઓમાં ભગવાન શ્રીરામ-કૃષ્ણનું રૂધિર દોડતું હોય તેવા તમામ યુવકોને આ મ્હારો જાહેર સાદ પહોંચાડું છું કે ઉંઘતા હોય તે પાસું બદલી જાગૃત થાઓ !

યોજના એવી છે કે ગુજરાતના યુવક ક્ષત્રિયોનો એક સંઘ સ્થાપવો, અને ત્હેની મારફત જાતિય ઉત્થાનના સઘળા માર્ગો વિચારવા અને આચરવા. આ પત્ર પહોંચ્યા પછી દિન ૧૫ માં યુવકસંઘ સ્થાપવાની તરફેણમાં સમ્મતિપત્રો આવી પહોંચવાની આશા રાખી છે. ત્યારપછી યુવકસંઘની યોજના વિચારવા સારૂ પ્રાથમિક મિટિંગ બોલાવવાની વ્યવસ્થા થશે અને ત્હેને કાયમનું સ્વરૂપ આપવામાં આવશે.

જે ભાઇઓને આ પત્ર મળે, અને જેઓ બીજા ભાઇઓને પણ મોકલવા માંગતા હોય, તેઓ આ પત્રની બીજી કૉપીઓ મંગાવી લેશે. તેમ નહિ તો બીજા યુવક બંધુઓનાં સરનામાં મોકલાવશે તો તે પ્રમાણે ત્હેમને પત્ર મોકલવા તજવીજ થશે.

આશા છે કે મ્હારી આ અપીલ નકામી તો નહિંજ જાય. દરેક યુવક જવાબ આપવાનો પોતાનો ધર્મ સ્હમજે.

---

**નોંધ**—આ બાબત કંઇ સક્રિય સ્વરૂપ ધારણ કરે તે પહેલાં તો તો તેમનો સ્વર્ગવાસ થયો હવે તો ક્ષત્રિય યુવકોની ફરજ છે કે સ્વર્ગસ્થની ઇચ્છાને અમલમાં મુકવા તેઓ સતત પ્રયાસ કરે—સંયોજક.

# ક્ષત્રિય મહિલાઓ આગળ વધો !

આજકાલ આપણી જ્ઞાતિ વાસ્તવમાં જેવી જોઇએ તેવી નથી. એમ તો આજના નવયુવકોએ–એમાં પણ જેમણે અંગ્રેજી શિક્ષણ પ્રાપ્ત કર્યું છે તેમણે અંગ્રેજી રીતરિવાજ અનુસાર થોડો ઘણો સુધારો અવશ્ય કર્યો છે. પણ તે જ્ઞાતિહિતને ખાતર નહિ; માત્ર ફૅશનના ફંદામાં ફસાઇને જ કર્યો છે.

આપણામાં સૌથી પ્રથમ એક કુપ્રથા પડદાની છે. રાજપુત સ્ત્રીઓ પડદાને જ મુખ્ય માની બેઠી છે. અગર એ છોડવા માટે તેમને કહેવામાં આવે તો ઉત્તર મળે છે, 'જો અમે પડદો ન રાખીએ તો શું......ની સ્ત્રીઓ પડદો રાખશે ?'

પરંતુ તમને એ ખબર નથી કે પડદાનો અર્થ શું છે? પડદો કેવી રીતે, કોનાથી-અને કેવી સ્થિતિમાં રાખવો જોઇએ? તેઓ તો એ રિવાજની ગુલામ છે કે 'પડદો અમારૂં મુખ્ય ધ્યેય છે.'

આ પડદાનાં કારણે આજે રાજપૂત જ્ઞાતિની અગણિત સ્ત્રીઓ અશિક્ષિત રહી ગઇ છે, કેમકે પડદારૂપી બેડીઓ તેમને કેળવણીની તરફ આગળ નથી વધવા દેતી. પડદો હટાવવાથી તેમના પૂર્વજોના રિવાજ અને કુળની મર્યાદાઓ નષ્ટ થાય છે.

તેમને એ ખ્યાલ નથી કે, વીરાંગના લક્ષ્મીબાઇ, કર્મદેવી, સંયોગિતા, પદ્મિની આદિ વિદુષી સ્ત્રીઓ પડદામાં રહીને અશિક્ષિત નહોતી રહી. જો તેઓ પણ આવો જ ખ્યાલ કરી લેત, તો આવી માન મર્યાદાની સાથે ઐતિહાસિક વાર્તાઓમાં તેમની ગૌરવગાથા ન આવત. વધુ ભાગે રજવાડાના ગામોમાં તો આજકાલ પડદાનો પ્રચાર સોએ નવાણું ટકા છે.

મને પોતાને જ ( શ્રી. લીલાવતીદેવીને ) કેટલાંય મોટા મોટા

ઘરોની સ્ત્રીઓએ પૂછ્યું: ' આપે સ્કુલમાં શિક્ષણ કેવી રીતે મેળવ્યું? પડદો તોડીને શિક્ષણ પ્રાપ્ત કરવું એ મોટું પાપ છે ! "

આવી દશામાં જ્ઞાતિનો ઉદ્ધાર શી રીતે થાય ? સ્ત્રીઓ તો એમ અશક્ત છે. પુરૂષો પણ કેટલાયે એવા છે કે, બહાર મોટાં મોટાં ભાષણો આપે; પણ પોતે તેનું પાલન ન કરે. મારી તુચ્છ બુદ્ધિમાં તો એજ વિચાર આવે છે કે જ્યાં સુધી સ્ત્રી–પુરૂષ બંને તન, મન અને ધનથી જ્ઞાતિ સેવામાં તત્પર નહિ થાય ત્યાં સુધી જ્ઞાતિનો ઉદ્ધાર નથી થવાનો.

જ્ઞાતિને અવનત થવાનાં બીજા પણ કારણો છે; પરંતુ સૌથી પ્રથમ તો અનુચિત પડદાનાં બંધનને તોડીને સ્ત્રીઓને શિક્ષિત બનાવવાની આવશ્યકતા છે. આથી એમ નથી માની લેવાનું કે પાશ્ચાત્ય સભ્યતા અનુસાર ભારતીય દેવીઓ ત્યાંની રહેણીકરણીનું અનુકરણ કરે. પરંતુ એટલું અવશ્ય થવું જોઇએ કે તેમાંથી તેઓ એવી યોગ્યતાને પાત્ર થઇ શકે કે, સમય આવે ત્યારે પોતાનું અને પોતાનાં પરિવારનું રક્ષણ અને સુધારો કરી શકે.

આશા છે કે જ્ઞાતિ–બ્હેનો આ નાંના સરખા લેખ પર થોડુંક ધ્યાન અવશ્ય આપશે.*

---

* શ્રી. લીલાવતીદેવી ચોહાણના હિંદી લેખના આધારે—ક્ષત્રિય મિત્ર–ફેબ્રુઆરી ૧૯૩૫.

# હિન્દી મહિલાઓ માટે શારીરિક તાલીમની આવશ્યકતા .

આધુનિક યુગમાં હિન્દી મહિલાઓની સ્થિતિ કેવી છે હેનો આપણે વિચાર કરીએ તો જણાશે કે તેઓ પોતાના પ્રમાદને પરિણામે અત્યન્ત બળહીન બની બેઠી છે. હેમનામાં સાહસનું તો નામનિશાન પણ નથી. ઉપરાંત પુરૂષવર્ગ પણ તે માટે જવાબદાર છે. શિક્ષણ-પ્રબન્ધની વાત તો બાજુએ રહી, પરન્તુ હેમનાં શરીર-સ્વાસ્થ્ય તરફ પણ આપણે કેવળ બેદરકાર છીએ. આજકાલ વત માન-પત્રોમાં અનેક પ્રકારના એવા સમાચાર આપણે વાંચીએ છીએ કે આજે અમુક જગ્યાએથી અમુક ઇસમ કોઇ સ્ત્રીને ઉઠાવી ગયો, અથવા ગુંડાઓએ અમુક સ્ત્રીની લાજ લીધી. આવી રીતે છડેચોક સ્ત્રીઓનું અપમાન થતું જોતાં સમજુ પુરૂષોને અતિ દુ:ખ થાય છે, પરંતુ હેના યોગ્ય ઉપાયો યોજવામાં આવતા નથી. પુરૂષો મહાવીર દળ જેવી સંસ્થાની સ્થાપના કરીને સ્વયં બળવાન બનવાનો પ્રયત્ન કરે છે, અથવા 'સ્ત્રીઓએ અગાઉની વીરાંગનાઓની માફક કટાર રાખીને પોતાનાં શીયળની રક્ષા કરવી જોઇએ' એવો બોધ આપ્યા કરે છે, પરંતુ તેથી સ્ત્રીઓને ખરો લાભ થવાનો નથી. સાચો લાભ તો હેમને શારીરિક તાલીમ આપવામાં સમાયો છે.

હું જ્યારે આવા પ્રકારના 'પરોપદેશે પાંડિત્ય' જેવા ઉપદેશો કે લખાણો વર્તમાનપત્રોમાં વાંચું છું ત્યારે મને અત્યન્ત ખેદ થાય છે. આપણા અનુભવી ભ્રાતાગણ ઘા ધોવાને બદલે કેવળ ઉપર ઉપરથી મલમપટી જ કરવાનો પ્રયત્ન કરે છે. વ્યાયામશાળાઓ ખોલીને સ્વયં બળવાન બનવામાં પુરૂષોનું હિત સમાયું છે એ વાતમાં જરાય સદેહ નથી, પરન્તુ માત્ર પુરૂષો જ વ્યાયામદ્વારા બળવાન બને તેથી

શું સ્ત્રીઓની દરેક સંજોગોમાં રક્ષા થઇ શકશે ? હરગીઝ નહિ. તેવી જ રીતે સ્વાવલમ્બનનો મૂળ મંત્ર શીખવ્યા વિના સ્ત્રીઓનો ઉદ્ધાર થઇ શકશે ? નહિ જ. શરીરમાં જ્યાં સુધી સામનો કરવાની શક્તિ ન હોય ત્યાં સુધી કટાર કે કીરપાણુ પણુ શા કામની ? મનોબળ કે તાકાતના અભાવે એવી કટાર પણુ નકામી નીવડશે, એટલું જ નહિ, પરન્તુ એ કટાર કદાચ હુમલો કરનારને જ મદદ-રૂપ થઇ પડશે. સ્ત્રીઓમાં જો સાહસ, શૌર્ય અને પરાક્રમ હશે તો એવાં હથિયાર ગુંડાઓને ઘાતક નીવડશે, એટલું જ નહિ, પરન્તુ હથિયાર વિના પણુ એવી શક્તિશાળી સ્ત્રીના એકાદ તમાચાથી, હુમલો કરનાર તમ્મર ખાઇને ધૂળ ચાટતો ભોંભેગો થઇ જશે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીજાતિનાં સ્વાસ્થ્ય તરફ વિશેષ ધ્યાન આપવાની આવશ્યકતા છે. જ્યાંસુધી આપણી સ્ત્રીઓ નિરોગી તથા સબળ નહિ બને ત્યાં સુધી તેઓ ન તો સ્વરક્ષણુ કરી શકશે, ન તો કોઇ સમાજના વિવિધ પ્રકારનાં આંદોલનો સફળ બનાવીને દેશ અને સમાજનું વધુ હિત કરી શકશે.

સાચી વીરાંગના ત્હેને જ કહી શકાય કે જેનામાં શારીરિક અને આધ્યાત્મિક બળ પૂર્ણ અંશે વિદ્યમાન હોય. ભારત જેવા વિશાળ દેશમાં આવી વીરાંગનાઓની સંખ્યા અતિ અલ્પ છે. યૂરોપ-અમેરિકા આદિ દેશોનાં નરનારીઓને સમાન અધિકારો બહુ સમ-યથી મળ્યા છે; અને તેથી જ તે શારીરિક અને આધ્યાત્મિક બળમાં તેમજ સામાજીક પ્રગતિમાં આપણાથી અગ્રેસર છે. ત્યાંની સ્ત્રીઓ સાહસ તથા ઉત્સાહપૂર્વક કાર્યક્ષેત્રમાં ઉત્તીર્ણ થઇ, સફળતા પ્રાપ્ત કરે છે. યૂરોપીય મહાયુદ્ધ-કાળમાં રેલ્વે, તાર, ટપાલ, નૌકાખાતું વિગેરે ક્ષેત્રોમાં લાખ્ખોની સંખ્યામાં સ્ત્રીઓએ કામ કર્યું હતું અને દેશની સેવા બજાવી હતી. અસહકારની ચળવળમાં આપણાં સ્ત્રી સમાજે દઢતા અને ધીરજ સાથે જે કામ કર્યું હતું એ યુરોપ

આદિ દેશોની સરખામણીમાં ઉતરે એમ તો નથી જ, જો કે વિદેશી લલનાઓએ કરેલા પરાક્રમો જોતાં આપણી બહેનોએ હજી ખૂબ પ્રગતિ સાધવાની જરૂર છે.

જેમની કૂખથી પ્રાતઃસ્મરણીય રામ, કૃષ્ણ, ગૌતમ, કર્ણાદિ જેવા મહાન પુરૂષો; તેમજ ભીમ, અર્જૂન સરખા યોદ્ધાઓ; તથા ધ્રુવ અને પ્રલ્હાદ સરખા હરિભક્તો ઉત્પન્ન થયા, તેમજ વર્તમાન કાળના સુવિખ્યાત વૈજ્ઞાનિકો, વીર પુરૂષો અને વિદ્વાન થયા છે તેજ સન્નારીઓના આદર્શ પગલે આપણો આજનો સ્ત્રીવર્ગ કાં ન વિચરે ? આજની સ્ત્રીઓ ત્હેમના જેવી ધીર, વીર, ગંભીર કાં ન બને ? એમાં ફક્ત દૃઢ મનોબળની જરૂર છે. એક વખત મનમાં પોતાની શક્તિ માટે દૃઢ શ્રદ્ધા બંધાય તો પછી ગમે તેવા વિકટ સંજોગોનો સામનો કરવાની શક્તિ હરકોઇ સ્ત્રીમાં આવશે એમાં રજભાર શંકા નથી. પ્રભુ આપણી સ્ત્રીઓને એવું બળ આપે અને તેઓ સ્વરક્ષણ કરવા માટે શારીરિક શક્તિ કેળવવા પ્રેરાય એજ અભ્યર્થના !*

* ગુણસુન્દરી–ડીસેંબર ૧૯૩૬.

# વાર્તાસંગ્રહ



લેખક

સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા

નોંધઃ—શ્રી. મોતીસિંહજીએ લખેલી અને માસિકો-અઠવાડિકો વગેરેમાં પ્રગટ થયેલી વાર્તાઓ પૈકી કેટલીક આ સંગ્રહમાં વાનગી રૂપે આપી છે.

# શિવાજીની વિજયોપાસના

સંવત ૧૭૧૬ નો આસો માસ હતો. ગૌબ્રાહ્મણ પ્રતિપાલક હિંદુ રાષ્ટ્રના પુનરુદ્ધારક શિવાજીની બાલરવિવત્ ઉન્નતોન્મુખી શક્તિનો વિનાશ કરવા માટે વિજાપુરના સુલતાનનો સેનાપતિ અફઝલખાં ઉદધિવત્ વિશાળ સેના સાથે પુરંધરની પાસે આવી ચઢયો હતો. તેની સાથે અનેક દેશદ્રોહી હિંદુ પણ હતા; જે હિંદુ થઇને હિંદુત્વના વિનાશમાં સહાય આપતા હતા.

મહારાજ શિવાજી, મા દુર્ગાના અનન્ય ભક્ત હતા. પ્રતિપક્ષની આવી વિશાળ સેના જોઇને તેઓ ચિંતાસાગરમાં ડૂબ્યા, અને દેવીના મંદિરમાં પ્રવિષ્ટ થઇને, માના ચરણોમાં પડી ધ્યાનસ્થ થયા. ધ્યાનમાં તેમને એવો આભાસ થયો કે મા જાણે કહી રહી છે– 'બેટા ગભરાઇશ નહિ, તારોજ વિજય થશે.' માના તે શબ્દ શિવાજીના મગજમાં ગુંજવા લાગ્યા, અને તેમનો જે ઉત્સાહ વચમાં મંદ પડી ગયો હતો તે પહેલાં કરતાં સહસ્રગણો થઇ ગયો. ધ્યાનભંગ થતાંજ તેમણે આબાજી સોનદેવને ઉભેલો જોયો, જેણે નિવેદન કર્યું કે 'મહારાજ ! એક બ્રાહ્મણ સામા પક્ષની સેનાનો દૂત બનીને આવ્યો છે.' શિવાજી તેને ત્યાંજ બોલાવીને અતિ પ્રેમ સાથે મળ્યા.

દૂતે કહ્યું, "અફઝલખાં આપના પિતાના એક જૂના મિત્ર છે. તેમનો વિચાર આપની સાથે લડવાનો નથી; કિંતુ સંધી કરવાનો છે કે જેથી પૂર્વવત્ મૈત્રી નભી રહે. ખાંસાહેબ આપને કોકણનો પ્રાંત આપવા તૈયાર છે." શિવાજીએ આ પ્રસ્તાવને સહર્ષ સ્વીકારી લીધો. દૂતે કહ્યુ, "આપે તો હવે ખાંસાહેબ સાથે મળીને પોતાની મૈત્રીનો પરિચય આપવો જોઇએ." શિવાજીએ મનમાંજ

વિચાર્યું કે ' જ્યારે સધિ દૂત દ્વારા થઇ રહી છે ત્યારે પછી મળવાની શી જરૂર ? આમા અવશ્ય કાંઇ કપટજાળ છે. અફઝલ અલાઉદ્દીનની જેમ જૂઠી મૈત્રી પ્રદર્શિત કરીને હુ એકલો છુ એટલે મને ગિરફતાર કરવા ચાહે છે ' પરતુ મા ભવાની પર ભરોસો રાખીને તેમણે અફઝલને મળવાનો સ્વીકાર કર્યો. શિવાજીએ અસ્ત્ર-શસ્ત્રોથી પૂર્ણ રીતે સુસજ્જિત થઇને માના મદિરમા પ્રવેશ કર્યો આજે આસો શુદ નોમ હતી મહિસાસુરમર્દિની આદ્યશક્તિ મા દુર્ગાને ભક્તિપૂર્વક નમન કરી, હસ્તદ્વય જોડી, તેણે પ્રાર્થના કરી

શિવાજીને ગુપ્ત દૂતો દ્વારા જણાયુ કે તેમને એકાએક ગિરફતાર કરવાના વિચારમા કપટી અફઝલે પોતાનુ સૈન્ય પાસેના જગલમા રાખ્યુ છે. શિવાજીએ પણ પોતાનુ સૈન્ય જગલમા છૂપાવી રાખ્યુ અને બે સરદારોની સાથે જઇને અફઝલને મળ્યા વિશાળ શરીરવાળા અફઝલે શિવાજીને પોતાના બાહુ પાશમા જકડી લીધો શિવાજી પ્રથમથીજ સતર્ક હતા વેરીથી બચવાનો કોઇ ઉપાય ન જોઇને તેમણે તીવ્રતાપૂર્વક હાથમા પહેરેલા વાઘના નખ અફઝલના શરીરમા ભોકી દીધા અફઝલખા એક મોટી બૂમ સાથે શિવાજીને છોડી દઇને ભોયપર પડયો પડતાની સાથેજ તેના રામ રમી ગયા પછી તો પૂછવુ જ શુ ?

શિવાજીના છૂપાયેલા સેનાપતિઓ અફઝલની સેના પર દ્રુત વેગથી તૂટી પડ્યા સહસ્રો માર્યા ગયા થોડા ઘણા નાસી પણ ગયા

વિજયાદશમીના વિજયે શિવાજીને પ્રગાઢ આલિંગન કર્યું. ગૌ-બ્રાહ્મણ અને સાધુ સુખી થયા *

---

* શારદા ડીસેમ્બર ૧૯૩૨

# વ્હેમી હૃદય

## ( ૧ )

સાંજનો સમય હતો, સુમનલાલ પોતાની પત્ની સરયુબાલા સાથે બંગલાની અગાસીમાં બેઠો બેઠો ગપ્પાં હાંકી રહ્યો હતો. આ યુગલને લગ્નગ્રંથીથી જોડાયે ચારેક વર્ષ વીતી ચૂકયાં હતાં. બંનેનું જીવન શાન્ત તથા સુખમય હતું.

"આજ કાલ સખ્ત તાપ પડે છે, કેમ ? કૉલેજમાં રજાઓ કયારે પડશે ?" સરયુએ વાત ઉપાડી.

"વાત ખરી, તાપ તો સખ્ત પડે છે. અને હજી રજાઓને તો વાર છે. રજાઓ પડતાં જ મહાબળેશ્વર તરફ ઉપડી જઈશું. તું આવીશ ને ?"

સરયુ—"કેમ ન આવું ! પરન્તુ ઘરે પણ બહુ વખતથી નથી ગયા ત્હેનું શું ? માતુશ્રીએ બોલાવ્યા છે એટલે મ્હારી તો સલાહ છે કે પ્રથમ ઘેર જઇને ત્હેમને સાથે લઇને જ પછી જઈશું."

સુમન—' તો પછી મઝા શું આવશે ? તું તો દિનરાત અડ્ડો જમાવી પડી રહીશ. માતુશ્રી કાંઇ થોડા ત્હને જવા દેશે !"

સરયુ—" તો પછી ત્હમે જ હવા ખાઇ આવજો મ્હને તો માતુશ્રી પાસે જ સારૂં લાગે છે.

એટલામાં રસોઇયાએ આવીને જમવાનું ઠંડુ પડી જાય છે એમ ખબર આપી એટલે પતિ પત્ની જમવા ઉઠયાં.

## ( ૨ )

શ્રાવણ માસ હતો; કેટલાય દિવસોથી ચંદ્ર-સૂર્યનાં દર્શન નહોતાં થયાં. રાત દિવસ વરસાદનાં ઝાપટાંઓ પડ્યાં કરતાં હતાં. આવા સમયે તો પ્રત્યેક મનુષ્યને કંટાળો આવે જ. કેટલાયે દિવસો બાદ સુમન કૉલેજમાં ગયો હતો. સરયુ પોતાના પતિદેવના

આગમનનની બહુ સમયથી તીવ્ર પતિક્ષા કરતી હતી. એટલામાં સુમન આવ્યો. સરયુએ તેનું મ્હોં ચઢેલું જોયું. તેણીએ ત્હેના હાથમાંથી આસ્તેથી છત્રી લઇ લીધી અને બોલી—

"પ્રાણેશ ! કેમ કંઇ આજે આટલી બધી વાર લાગી ?"

સુમન—(ક્રોધાવેશમાં) 'વરસાદ વધુ હતો એટલે આવતાં વિલંબ થયો ને વરસાદ બંધ ન રહ્યો એટલે પછી પલળતો આવ્યો."

સરયુ—"આજે વરસાદ તો પડયો જ નથી, ને ત્હમે કહો છો કે પલળતો ચાલ્યો આવ્યો. શું થયું છે ? ક્રોધિત કેમ છો ?"

સુમન—(લજ્જિત થઇને) "ઘરમાં બેઠાં બેઠાં ત્હને વરસાદ થયો કે કેમ ત્હેનુંયે ભાન ન રહ્યું. ચાલો, હશે."

સરયુ—"ગમે તેમ હોય, ગુસ્સે તો જણાઓ છો. સારૂં, પહેલાં ભોજન કરી લ્યો, પછી બીજી વાત."

સુમને ચૂપચૂપ કપડાં ઉતાર્યાં, અને સરયુની સ્હામે એક પરબિડિયું ફેંકીને જમવા ચાલ્યો ગયો.

સરયુએ પરબિડિયું ઉઠાવી લીધું. પત્ર કાઢી વાંચવા લાગી. પત્ર ત્હેની એક ચપળ સાહેલીનો હતો. તેણીએ (સાહેલીએ) પોતાને પુરૂષ સંબોધન કર્યું હતું:—

**પ્રાણપ્યારી સરયુ**

જ્યારથી તું ગઈ ત્યારથી એકે પત્ર નથી. મિત્ર, ચિત્ત ચંચળ છે. ત્હારી યાદ સદૈવ આવે છે. તું શું ભૂલી ગઇ ?

મ્હારે સાં સર્વ કુશળ છે. ત્હારી ભાભી ત્હારા સ્વામને તેમ જ તને સ્નેહવંદન કહે છે. હવે કયારે મળીશ ? ત્હારા માતુશ્રી કુશળ છે. વધૂ મળીશું ત્યારે પ્રત્યુત્તર આપજે. આ તરફ વરસાદ પુષ્કળ પડે છે. ત્યાં કેમ છે ? કુશળતા ચાહું છું.

ત્હારો બાલસ્નેહી,
સરસ્વતીચંદ

સરયુએ પત્ર વાંચ્યો; ખૂબ હસી, અને સ્વગત કહેવા લાગી, ' વાહરે મ્હારા બાલસ્નેહી ! પતિને ભાભી લખે છે ! સરસ્વતી કેવી શયતાન છે ! ત્હારી તે શી ખૂબી ગાઉં ! કદાચ આથી જ તેઓ ( પતિદેવ ) ક્રોધિત થયા છે. પાજીએ લખ્યું પણ ખૂબ છે. '

સરયુએ પત્ર ટેબલપરના ' પેડ ' નીચે દબાવી દીધો. પાછળ લપાઇને ઉભેલો સુમન તેની આ ક્રિયા તપાસતો હતો એનો ખ્યાલ તેને ક્યાંથી હોય ?

રાતના સૂતી વેળા સરયુએ સુમનને ચૂપચૂપ પથારીમાં સૂતેલો જોયો. તેણીએ પથારી પાસે જઇ માથા પર હાથ ફેરવ્યો ત્યાં તો સુમને માથું હલાવ્યું અને પાસું બદલીને તે સુવાની તૈયારી કરવા લાગ્યો.

સરયુએ પૂછ્યું—" શું ત્હમે મ્હારી સાથે નાખુશ છો ? "

સુમન—" ના-ના, નાખુશ થવાનું કંઇ કારણ નથી. "

સરયુ–" નહિ, નાખુશ તો છો જ. જરૂર કોઇ ભેદી વાત છે, જેને ત્હમે છૂપાવી રહ્યા છો ! "

સુમન (ચિડાઇને)—" તો હોઇશ. હવે તો સૂવા દઇશ કે પછી ઉઠીને ચાલ્યો જાઉં ? "

સરયુ—" સારૂં, હું સમજી, ત્હમે આજે સરસ્વતીનો પત્ર દેખીને ચિડાયા લાગો છો. અરે, એ તો મ્હારી સખી છે; સમજ્યા ? "

સુમન—( વ્યંગ કરતાં ) " સખી છે કે સખો છે ? તું જૂઠું કેમ બોલે છે ? ખરેખરૂં કહી દે તો રસ્તામાંથી હટી જાઉં. એક મ્યાનમાં બે તલવાર ન રહી શકે ! "

સરયુ નિરુત્તર રહી. ત્હેના મુખમાંથી નિકળી પડયું—' અરે પ્રભુ ! આમની કુશંકા કેમ દૂર થાય ! '

પછી તે ઓરડામાં જઇ રોવા લાગી.

## ( ૩ )

તે દિવસ આખી રાત બન્નેમાંથી કોઇને નિદ્રા ન આવી સુમને તો સારી રાત દીવાનાની જેમ અગાસી પર ટહેલતા ટહેલતા વ્યતિત કરી, ને સરયુએ રૂદન કરતા કરતા સુમન સાત આઠ દિવસ સુધી સરયુ સાથે બોલ્યો સુદ્ધા નહિ, ઘરમા ભોજન સુદ્ધા નહોતો લેતો, આખો દિવસ તો કૉલેજમા રહીને, અને રાતે ઘર બહાર સુઇને વ્યતીત કરતો

સરયુએ બીજે જ દિવસે સરસ્વતીને લખી દીધુ —

'બ્હેન, આજ પછી આવો પત્ર રખે લખતી ઘરમા પતિદેવના હૃદયમા શકાને સ્થાન મળ્યુ છે અને હુ એમને દોષ પણ નથી આપતી તારો પત્ર જ એવો હતો અરે સખી ! હુ તને કયે મ્હોડે દોષ આપુ ? એ તો આજકાલ બહુ જ ચિડિયા તેમ જ ઇર્ષાળુ થઇ ગયા છે નજીવી બાબતોમા પણ ચિડાઇ જાય છે ભોગજોગે જો કોઇ તેમની સામે થાય તો તેનુ તો આવીજ બન્યુ

સરયુ દુ ખની મારી સુમનને કઇ પણ કહી શકતી નહોતી, અને જો તેને સમજાવવાની ચેષ્ટા કરતી તો તે તેને ધુતકારી કાઢતો અને કહેતો, " હુ તારો માર્ગ ઝટપટ મોકળો કરી આપીશ તુ મ્હને છેડીશ જ નહિ નહિ તો પરિણામ ભયકર આવશે " સરયુ રડતી રડતી ચુપચુપ ચાલી આવતી

આજે ચાર દિવસ થયા સરયુને ખૂબ જોરથી તાવ આવે છે, પરન્તુ એકે વાર સુમન ખબર પૂછવા ગયો જ નહોતો જ્યારે સરયુ કદિ બોલાવવા મોકલે ત્યારે કહેવડાવી દે કે મ્હને અવકાશ નથી. એથી તેણીએ કહેવુ જ છોડી દીધુ. પરન્તુ જ્યારે સુમન આજે હાથમા દવાની શીશી લઇ ઓરડામા દાખલ થયો ત્યારે સરયુએ પોતાનો પ્રેમ તેમને ખેચી લાવ્યો એમ ધારી આછુ સ્મિત કરી,

શાન્તભાવથી પથારીમાંથી ઉઠવાની ચેષ્ટા કરી. સુમને હાથના ઇશારાથી સૂઇ રહેવા જણાવ્યું. શીશી સરયુના હાથમાં આપતાં કહ્યું, " આ દવા પી લેજે. તાવ ઉતરી જશે. "

એમ કહી સુમન જલ્દીથી બહાર જવા લાગ્યો. સરયુએ કૃતજ્ઞ નેત્રોથી નિહાળીને કહ્યું, " હૃદયેશ ! તમે દિવસમાં એક વારે મ્હારી તબિયત જોવા આવી જતા હો તો કેવું સારૂં ! એજ મ્હારા વ્યાધિ માટે રામબાણ ઇલાજ છે. "

સુમને કંઇ પણ ઉત્તર ન આપ્યો ને તે બહાર ચાલ્યો ગયો. સરયુએ તે જ વેળા એકજ ઘુંટડામાં શીશી ખાલી કરીને મૂકી દીધી. નોકર પાસે પાણી મંગાવી કોગળો કર્યો અને પથારીમાં આડી પડી. થોડી જ વાર પછી હૃદયમાં મુંઝવણ થવા લાગી. આંતરડાં બહાર નિકળી પડતાં હોય એમ થવા લાગ્યું. આંખોનાં નેત્રો ખેંચાવા લાગ્યાં; એટલે તેણીને કંઇક શંકાની પ્રતિતિ થવા લાગી.

તાવ કલાક અડધા કલાકમાં ઊતરી જશે એ આશાએ તે ગુપચુપ સૂઇ રહી. પરંતુ આંખો જ્યારે વધૂ ખેંચાવા લાગી ત્યારે તેણે સુમનને બોલાવવા માણસ મોકલ્યો. થોડીવારમાં તે સરયુની સન્મુખ આવી ઉભો. સરયુએ અતિ કષ્ટ સાથે કહ્યું, " પ્રાણેશ ! કદાચ મ્હને વિષ આપ્યું હોય એમ લાગે છે. "

આટલું કહી તરત જ તેણે આંખો બંધ કરી દીધી.

સરયુએ થોડીવાર પછી પાછી આંખો ખોલી અને નૈરાશ્યભર્યા મંદ સ્વરમાં કહ્યું, " નાથ ! હવે હું નથી બચવાની. આપ મ્હને ક્ષમા આપો. હવે હું આ ચાલી. સરસ્વતી તો મ્હારી સખી છે. આપે નાહકની શંકા કરી. "

સુમને ઘૃણાના ભાવ લાવી બીજી તરફ મુખ ફેરવ્યું. સરયુએ

અંતિમ ઘડીએ ગદ્દગદ્દ કંઠે કહ્યું, " પ્રભુ ! બસ, હવે જાઉં છું. ક્ષમા ! ક્ષમા ! પ્ર...ભુ આપ... "

વધુ કહેવા જતાં તેનો કંઠ રૂંધાયો, આંખો ફાટી ગઇ, અને તેનું પ્રાણુ પંખી અચલ શાન્તિ લેવા ઉડી ગયું.

( ૪ )

સરયુ સ્વર્ગવાસી થયાને આજે આઠ દશ દિવસ વીતી ગયા. સુમન દુઃખી તો હતો; પરન્તુ જ્યારે સરસ્વતીની વાત તાદસ્ય થતી, ત્યારે તેનું હૃદય ઘૃણાથી ભરાઈ જતું. વળી પાછો સ્વગત્ કહેતો ' સારૂં જ થયું. જે ચીજ મારી હોઇને મારા કામમાં ન આવી તેથી શો લાભ ? સારૂં જ થયું કે ત્હેનું અસ્તિત્વ નથી. '

સુમન કોલેજમાંથી આવીને વરંડામાં ખુરસી નાંખી બેઠો હતો. તે દરમ્યાન નોકરે પત્ર લાવીને સુમનના હાથમાં આપ્યો. તે સરયુના નામનો હતો. ખોલીને જોયું તો તે સરસ્વતીનો હતો. અંદર લખ્યું હતું:—

**મ્હારી વ્હાલી બ્હેન સરયુ,**

ત્હારો પત્ર આવ્યો. કુશળ છો જાણી હર્ષ થયો. ત્હેં જે લખ્યું છે કે 'ત્હારો પત્ર જોઇને એમના મનમાં શંકા ઉત્પન્ન થઇ' એ શું વાત છે ? સરયુ, ત્હારા સ્વામી બહુ જ શંકાશીલ પ્રકૃતિના છે શું ? તે પત્રમાં એવું તે શું હતું કે જેથી શંકા કરી રહ્યા છે ? આટલા બધા વિદ્વાન હોવા છતાંયે આવા હલકા વિચાર રાખે છે ? પ્રભુ!! પ્રભુ ! ત્હેમાં વળી તું લખે છે કે ' હું તેમને દોષ નથી આપતી. ત્હારો પત્ર જ એવો હતો.' સરયુ, શું આટલું કોઈ બાઈ ન લખી શકે ? છટ ! હું એવા પુરૂષોને કદિ ક્ષમા ન આપી શકું. એ ત્હારી સરળતા છે કે જેથી તું આવું વિચારે છે. બ્હેન ! હવેથી એવું કંઇ નહિ લખું. તું નિડર રહેજે. બસ, ઉત્તર જલ્દી આપજે. બાકી વિગત કુશળ.

ત્હારી સખી
**સરસ્વતી.**

સુમને પત્ર સમાપ્ત કરીને ઊંચો શ્વાસ લીધો, અને 'અરે નિર્દોષ સરયુ ! મ્હને પાપીને ક્ષમા કર' કહીને મૂર્છિત થઇ ભોંયપર પડ્યો.

સુમનથી પશ્ચાત્તાપની પીડા સહન ન થઇ. પુરૂષ જેવો પુરૂષ છતાં એની બુદ્ધિ થંભી ગઇ. પોતે જ જન્માવેલી આ પરિસ્થિતિને શી રીતે સુધારવી ? એને એક જ માર્ગ સૂઝ્યો જે દરેક હતાશ માણસને સૂઝે છે. એની વિવેક અને વિચારની શક્તિ હણાઇ ગઈ, અને ફાંસો ખાઈ, આપઘાત કરી, પોતાના કરૂણ જીવનનો અંત આણ્યો.*

* વીસમી સદીનો દીપોત્સવી અંક.

# ભિખારી—હૃદય !

મધુ એક ભિખારી હતો—અનાથ અને એકલો. સંસારમાં તેનું કોઈ નહોતું. તેના રૂદનપર માનવતા હસતી હતી. તેના વિષાદમાં કરૂણા અને નૈરાશ્યમાં પીડા હતી. બાળવયની કોમળતાને દરિદ્રતાની અગ્નિની ઝાળે ભૂંજીને અધમૂવી બનાવી દીધી હતી. ખીલતા પુષ્પ પર, અમદાવાદની સડકો પર પાંદડાંઓનું પ્રતિબિમ્બ પડી ચૂક્યું હતું. રસ્તે જતા આવતા લોકો સાંભળતાઃ " ઓ શેઠ ! એક પૈસો આપો..." અને નિહાળતા, અશ્રુથી ભરેલી ક્ષુધાથી અધીર એ મોટી મોટી આંખો !

પૈસો આપવાવાળો અને ન આપવાવાળો પણ જતાં જતાં સાંભળતોઃ " ભગવાન તમારૂં ભલું કરો ! "

એજ તેના—તે દુઃખી બાળકના આત્માનો આશિર્વાદ હતો. એજ તેનું જીવન હતું.

*

" તારૂં નામ ? "

" મધુ. "

' તારૂં ઘર ક્યાં છે ? "

" શેઠ સાહેબ ! મારે ઘર નથી. "

" હું પૂછું છું તું રહે છે ક્યાં ? "

" ક્યાંય નહિ; રાતે કોઈ દુકાનને ઓટલે પડી રહું છું. "

" અને દિવસે ? "

" દિવસે........"

તેની આંખોએ માનો કે બધું જ કહી નાખ્યું.

અભાગી બાળકના મોંમાંથી 'ભીખ'નો શબ્દ ન નીકળી શક્યો.

તેણે પુનઃ કહ્યું:

" શેઠ સાહેબ ! "

" શું છે ? "

" આજે આખો દિવસ કંઇ નથી ખાધું; એક પૈસો આપો."

" તો ભીખ શું કરવા માંગે છે ? જા, કયાંક નોકરી કર–નહિતર મજૂરી કરી ખા. "

" નોકરી ? કોઇ નોકર નથી રાખતું. આપ જ પોતાને ત્યાં રાખી લ્યો. એક ટુકડો સવારે અને એક સાંજે–આપની થાળીમાંનો એંઠો આપજો. "

એક મહેતાજીને માટે આ એક અતિ કઠીન સમસ્યા હતી. એક પનિહારી તો ઘરમાં હતી જ. હૃદયને દ્રઢ કરી મગન મહેતા બોલ્યા: " મારે નોકરની જરૂર નથી. " તેમનો સ્વર કંઈક કર્કશ બન્યો હતો.

" ભિખારી છોકરાએ તેમના મુખારવિંદ સામે જોયું. મગન મહેતા તે દ્રશ્ય જોઇ કંપી ઉઠયા, ને તેમણે ચાલવા માંડયું. ભિખારીએ બૂમ મારી: " ઓ શેઠ સાહેબ ! "

તેઓ રોકાઇ ગયા. અનાયાસે ગજવામાં હાથ પેસી ગયો. હથેળીમાં સવા રૂપિયો ચમકયો.

મધુનો હાથ એકાએક લંબાયો. મગન મહેતાએ એકવાર મધુની તરફ જોઇને ફરી પાછું હથેળીમાંના પૈસાની સામું જોયું. પાછો તેમનો હાથ ગજવામાં ચાલ્યો ગયો !

તેઓ ચાલ્યા ગયા. મધુનો લંબાએલ હાથ હજી તેમનો તેમજ રહી ગયો ! તેણે નૈરાશ્યપૂર્ણ શ્વાસ લીધો. તેનાથી બોલાઈ ગયું: " ભગવાન સૌનું ભલું કરો ! "

*

રઘો જાતે કોળી હતો. સરકારી ઓફિસમાં પટાવાળાની જગ્યા પર તે હતો. મહિને પંદર રૂપિયા પગાર મળતો. ઘરમાં બધાં મળી ત્રણ જણાં હતાં—તે, તેની સ્ત્રી, અને દશેક વર્ષનો છોકરો.

ક્ષુદ્ર હોવા છતાંયે, ઇમાનદારીએ, મહેનતે, અને ધર્મભીરૂતાએ રઘાનું મસ્તક મનુષ્યતાની સામે ઉંચું કરી રાખ્યું હતું.

તે દિવસે પહેલી તારીખ હતી. સાંજે રઘો ઓફિસેથી પોતાનો પગાર લઈ ઘેર આવ્યો. ચૌદ રૂપિયા ઘરવાળીને આપ્યા, ને એક રૂપિયો પોતાની પાસે રાખી, તે બજારમાં ગયો. આવશ્યક ચીજો ખરીદીને ઘેર પાછાં ફરતાં રઘાને રાત પડી ગઈ. ગલીના ફાનસની રોશની મંદમંદ પ્રકાશ આપી રહી હતી. રસ્તો નિર્જન ભાસતો હતો. રઘો એ ગલીમાં થઇને ઘર તરફ જવા લાગ્યો. ગલીના એક ખૂણામાં કાળી સરખી કોઇ વસ્તુ પડેલી તેણે જોઇ. તે આગળ વધ્યો. વૃદ્ધાવસ્થાને લીધે તેની આંખો જોઇએ તેટલું કામ નહોતી આપતી. રઘાએ નિકટ જઇ તે વસ્તુને સ્પર્શ કર્યો: " અરે ! આ તો આદમી છે ! "

રઘાએ ધમકાવીને પૂછયું: " અલ્યા કોણ છે ? "

ફાટેલા ટાટીયાના ટુકડામાંથી માથું કાઢીને કોઇએ ધીમે સ્વરે કહ્યું: " રઘાભાઈ ! એ તો હું છું. "

" કોણ, મધુ ? "

" હા. "

' અહીં કેમ પડયો છે ? "

આ સમયે બે મોટી મોટી આંખો અંધારામાં ચમકી ઉઠી. મધુએ કહ્યું: " ત્યારે કયાં જાઉં ? "

રઘો આ છોકરાને ઘણા સમયથી ઓળખતો હતો, એટલે તેની આવી કરૂણોત્પાદક દશા નિહાળીને રઘાનું હૃદય દ્રવ્યું. તેણે પૂછ્યું:

" આજે ખાવાનુ મળ્યુ કે ? "

" ના, રઘાભાઈ ! આજે કઈ નથી મળ્યુ "

રઘાએ ગજવામા હાથ નાખ્યો બેઆની ને બે પૈસા હતા. મધુના હાથમા બે પૈસા મૂક્તા તેણે કહ્યુ

" લે કઇ ખાજે પછી મારે ત્યા સુઈ રહેજે. જોજે, રખે અહીં સુતો "

મધુના મૃતવત્ શરીરમા પ્રાણ આવ્યો તે બે પૈસાનુ મૂલ્ય તેને અદ્ભુ હતુ ! કૃતજ્ઞતાભર્યા નયનોમા આસુની છોળ ઉછળી. તેણે દોડી જઈ રઘાના બને પગ પકડી લીધા એક કોળીએ આજે તે ગરીબ જીવાત્માને બે પૈસામા ખરીદી લીધો !

*

" શેઠ સાહેબ ! એક પૈસો "

રવિવારનો દિવસ હતો મગન મહેતા ઘરને વાસ્તે ચોખા દાળ ખરીદવાને બજારમા ગયા હતા તેજ પરિચિત સ્વર " શેઠ સાહેબ ! એક પૈસો "

તેમણે પાછા ફરીને જોયુ મધુ પોતાનો હાથ લબાવીને તેમની સ્હામે ઉભો હતો. સાક્ષાત દીનતાની મૂર્તિ-કરુણાનુ પ્રતિ-બિમ્બ ! મગન મહેતાએ ઘૃણાના ભાવ લાવી તેની તરફ દૃષ્ટિ ફેકી અને આગળ વધ્યા

મધુ થોડીવાર ઉભો રહ્યો પછી કોણ જાણે શુ વિચારીને તે તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો એક વાણિયાની દુકાને ચોખા દાળના નમૂના જોવાને માટે મગન મહેતા ગ્યા

ત્યા તો, તેમના ગજવામાથી રૂપિયાની નોટોનું બડલ નીકળીને નીચે જમીન પર પડી ગયુ તેમને બડલ પડી ગયાની જાણ ન પડી તેઓ તો ચોખા દાળ પરખવામા જ નિમગ્ન હતા

પાછળ ઉભેલા મધુની નજર નોટોના બંડલ પર પડી. તેણે આગળ વધીને તે બંડલ ઉઠાવ્યું. એકવાર તૃષ્ણાભરી વિચલિત દૃષ્ટિથી તેણે નોટોને નિહાળી, ને પછી પોતાની ફાટેલી ધોતીની ઓટીમાં ખોસી દીધી.

મગન મહેતા તે દુકાને ભાવતાલ ન રૂચવાથી બીજી દુકાને જઇ પહોંચ્યા હતા.

મધુ ધડકતી છાતીએ તેમની પાછળ પાછળ છાયાની માફક ચાલ્યો જતો હતો. જરૂરી સામાન ખરીદી રહ્યા પછી નાણાં આપવાને માટે મગન મહેતાએ ગજવામાં હાથ નાખ્યો. ગજવું ખાલી હતું ! કાપો તો લોહી ન નીકળે એવી સ્થિતિ થઈ પડી. પગની નીચેથી ધરતી સરકતી હોય એવો ભાસ થયો. આમ તેમ બધે નિહાળ્યું તેમની આંખોની સ્હામે અંધારાની છારી ફરી વળી હતી ! જે રસ્તેથી તેઓ આવ્યા હતા તે ચોકકસાઇથી તપાસી જોયો. કંઇ પત્તો ન લાગ્યો ! કોને કહે ? ધીરજ ધરવા માંડી ! પછી વાણિયાને કહ્યું, " મારા ગજવામાં નોટો હતી. કોણ જાણે ક્યાં પડી ગઇ. હમણાં તો તમે આ સામાન રાખો. હું પછી મંગાવી લઇશ. "

મધુ આ બધું સાંભળતો હતો, પરંતુ મૌન રહ્યો. તેણે નોટોને વધુ મજબુતાઇથી ઓટીમાં દબાવી રાખી. મગન મહેતા હતાશ થઇ ઘેર પાછા ફર્યા. તે દિવસે તેમણે ખાધું સુદ્ધાં નહિ !

સવાર થયું. મગન મહેતા અતિ ચિંતાતુર થઇ બેઠા હતા. તેમની સ્ત્રી અને પાંચેક વર્ષનો છોકરો, બંને પાસે જ બેઠાં બેઠાં તેમનાં મોં સામું અનિમેષ નયને નિહાળી રહ્યાં હતાં. કોઇ કંઇ પણ બોલતું નહોતું ! મગન મહેતા મનોગત કહેતા, " ઉફ ! મહિનાની કમાઇ પુરા સીત્તેર રૂપિયા ગયા ! હવે શું થશે ? નાનું બાળક અને પ્રાણપ્યારી ભૂખે મરશે ! કોની પાસે માંગવા ? ક્યાં જઇએ ? કાંઈ જ ઉપાય નથી રહ્યો ! "

આખો સંસાર તેમને વિષમય લાગતો હતો ! જોતજોતામાં દશ વાગ્યા. નિશાળે જવાનો સમય થવા આવ્યો હતો. મગન મહેતા ઉઠયા, મો હાથ ધોઇ કપડા પહેર્યાં. સ્ત્રીએ નાનો સરખો પેંડાનો ટુકડો રકાબીમાં નાખીને સામે મૂકયો ! તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેઓ બોલ્યા, " રહેવા દે, બચ્ચુને કામમાં આવશે. "

તેમની વાત પૂરી થવા ન'તી પામી ત્યાં તો કોઇએ બાર ણાની સાંકળ ખખડાવી અને કહ્યું " શેઠ સાહેબ ! "

મગન મહેતાએ વિચાર્યું કે કોઇ આજુબાજુનો પાડોશી આવ્યો હશે. તેઓ મૌન જ રહ્યા. પુનઃ અવાજ આવ્યો, " શેઠ સાહેબ ઘરમાં છે કે ? "

આ વખતે વિવશ બનીને, ને છૂટકે ઉઠીને, તેમણે બારણું ખોલ્યું. જોયું તો તેજ બજારવાળો ભિખારી છોકરો તેમની સન્મુખ ઉભો હતો ! મગન મહેતાએ ભ્રકુટી તાણી, ને ગુસ્સે થઇને બોલ્યા, " અલ્યા શું જોઇએ છે ? તું તો પાછળ જ પડ્યો છે ! "

મધુએ ઝોળીમાંથી નોટોનું બંડલ કાઢયું અને મગન મહેતાની તરફ હાથ લંબાવતા કહ્યું, " શેઠ સાહેબ આ નોટો તમારી કે ? બજારમાં કાને પડી ગઈ હતી મને મળી એટલે હું ઉપાડી અહીં લાવ્યો. એને સંભાળીને રાખજો. "

મગન મહેતાએ હાથ લંબાવીને નોટો લઇ લીધી અને ગણી જોઈ. પૂરા સીત્તેર રૂપિયા હતા ! હજી તેમને વિશ્વાસ નહોતો આવતો. આ બધું તો સ્વપ્નવત્ ભાસતું હતું !

મધુ-તેજ ભિખારી છોકરો જેને તેમણે ધુતકારી કાઢયો હતો-તેમની સામે ઉભો ઉભો હસી રહ્યો હતો ! આજે તે મધુ શબ્દને અતિપ્રિય લાગતો હતો. તેના પ્રતિ કરેલા પોતાના દુર્વ્યવહારનું

સ્મરણ થતાં જ તેમનાં નયનો નીચાં ઢળ્યાં ! તેમણે આગળ વધીને મધુને છાતિ સરસો ચાંપીને કહ્યું, " છોકરા ! મને માફ કર..."

મધુ આ વાતનો શું ઉત્તર આપે ! તેને કંઇ સમજણ ન પડી.

*

એક રડતા નિરાશ પરિવારને હસાવીને, એક ગૃહસ્થને ચિંતામુક્ત કરીને, અને એક મનુષ્યને જીવનદાન આપીને મધુએ ત્યાંથી જવાની તૈયારી કરી.

મગન મહેતાએ દશ રૂપિયાની નોટ તેને આપતાં કહ્યું, " લે છોકરા, આ રૂપિયા વાપરજે. ઠંડીમાં કાંપતો ફરે છે તો થોડાંક ગરમ કપડાં શીવડાવી લેજે. "

મધુએ કંઇ કહ્યા સાંભળ્યા વિના નોટ લઇ લીધી. તેને તેણે પલટાવી જોઇ. પછી હાથ લંબાવીને મગન મહેતાના પગમાં મૂકી દીધી અને બોલ્યોઃ

" શેઠ સાહેબ ! હું આને શું કરીશ ? એને તમારી પાસેજ રાખો. આપને કામમાં આવશે. હું તો ભીખ માંગી ખાઇશ. મને એક પૈસો બસ છે. "

મગન મહેતા આ બધું હતબુદ્ધિથી વિચારવા લાગ્યા. ભિખારી છોકરાના વ્યવહારપર તેમને આશ્ચર્ય થઇ રહ્યું હતું ! તેમણે માથું ઉંચું ઉઠાવ્યું. જોયું તો મધુનો કયાંય પત્તો નહોતો. ઘરમાંથી બહાર નીકળી થોડીવાર સુધી તેને શોધ્યો પણ વ્યર્થ. તે કોણ જાણે કયાં ચાલ્યો ગયો હતો !

*

સાંજે, રઘાને ઘેર મધુ બેઠો હતો. રઘાએ બુમ મારીઃ " મનસુખ, ઓ મનસુખ ! "

" હં બાપા ! "

" ખાવાનું તૈયાર છે કે ? "

" લાવું છું. "

રઘાના છોકરાએ બે મોટા મોટા રોટલાઓ અને થોડુંક ભીંડાનું શાક એક રકાબીમાં લાવી મધુની સામે મૂકયાં. મધુએ રોટલાઓ તરફ કૃતજ્ઞતાભર્યાં નયને નિહાળ્યું અને તે ખાવા લાગ્યો.

કદાચ તે ખાવાનું–તે ગરીબ કોળીના રોટલાઓનું, તે લુખ્ખા સૂકા અન્નનું–મૂલ્ય દશ રૂપિયાની નોટથી લાખ દરજ્જે વધારે હતું !

ધન્ય છે ઉચ્ચ ભિખારી હૃદયને ! કે જેણે લક્ષ્મી જેવી પ્રલોભન વસ્તુને ત્યાગી સંકટ સમયે પણ ધીરજ ન ખોતાં અતુલ્ય માનવ ધર્મની સાર્થકતા માણી, પોતાના જીવનને સફળ બનાવ્યું.*

---

* બે ઘડી મોજ–તા. ૧૩–૧૧–૩૨.

# અભયદાન

"મહારાજ ! મહિમાશાહને અહીં રાખીને દિલ્હીપતિ સાથે દુશ્મનાવટ ન બાંધો તેને બાદશાહને સોંપી દેવો જ ઉચિત છે, કારણ કે તે તેનો અપરાધી છે "

"મંત્રીજી ! આપ શું બોલો છો ? શું મૃત્યુના ભયથી શરણે આવેલા મહિમાશાહને સોંપી, હું ક્ષાત્રધર્મને તિલાંજલિ આપી દઉં ? નહિ, એમ કદાપિ નહિ બને "

> પશ્ચિમ સૂરજ ઉગે કદી,
> ઉલટ ગંગ વહે નીર,
> શરણાગત કદી ત્યાગીને,
> ધર્મ ન તજે હમ્મીર. "

હમ્મીરદેવે ઉપરનું વચન ઉચ્ચારીને કહ્યું, "અલાઉદ્દીનના પત્રના ઉત્તરમાં લખી જણાવો કે, ચૌહાણ શરણે આવેલાને પ્રાણ જતાં પણ નહિ ત્યાગે તમારે જે કરવું હોય તે કરો "

ઉપરોક્ત વાર્તાલાપ રણસ્થંભોરાધિપતિ રાવ હમ્મીર અને તેમના મંત્રી વચ્ચે દિલ્હીપતિ અલાઉદ્દીન ખિલજીના પત્ર પર વિચાર કરતી વેળાએ થઈ રહ્યો હતો પત્રમાં તેણે પોતાના અપરાધી મહિમાશાહને પોતાને સ્વાધીન કરવા હમ્મીર પાસે માગણી કરી હતી

આજ સાતસો વર્ષ પૂર્વેની હકીકત છે ઇસવીસનની તેરમી શતાબ્દી સમાપ્ત થયે બે વર્ષ વીતી ચૂકયાં હતાં હિંદુઓનો ભાગ્ય-સૂર્ય અસ્તાચલની નિકટ પહોંચી ચૂકયો હતો દિલ્હીના સિંહાસન પર અલાઉદ્દીન પોતાના કાકાને મારી નાખી આરૂઢ થઇ ચૂકયો હતો એક એક રાજાઓ સિવાયના ઉત્તર ભારતના સમસ્ત રાજા-મહારાજાઓ તેની આધીનતાનો સ્વીકાર કરી ચૂકયા હતા રણસ્થંભોરની ગાદીએ,

આ સમયે રાવ હમ્મીર ચૌહાણ વિરાજમાન હતા. જેમનાં વિષે નિમ્ન લિખિત કહેતી અદ્યાપિ પ્રચલિત છે.

" સિંહસુવન સતપુરૂષ વચન,
કદળી ફળે એકવાર;
તિરિયા તેગ હમ્મીર હઠ,
ચઢે ન દૂજીબાર. "

અલાઉદ્દીનના કાકા જલાલુદ્દીને રણસ્થંભોર પર એક વાર ચઢાઇ કરી હતી; કિન્તુ ધારેલું કાર્ય પાર ન પડી શક્યું હોવાથી, તેણે રણસ્થંભોરાધિપતિ સાથે સંધી કરી હતી. અલાઉદ્દીન પણ તેજ સંધીને નિભાવી રહ્યો હતો; કારણ કે, રણસ્થંભોર પર વિજય મેળવવો એ કાંઇ સાધારણ વાત નહોતી.

મીર મહિમાશાહ, બાદશાહનો ઘણો જ કૃપાપાત્ર ને શક્તિશાળી દરબારી હતો. બાદશાહ કારણવશાત તેના પર કોપાયમાન થયો, અને મહિમાશાહને હાથીના પગ તળે કચડી નાખવાનો હુકમ આપ્યો. મહિમાશાહ આ હુકમ સાંભળતાં જ દિલ્હીથી નાસી છૂટયો. ઘણાયે રાજા મહારાજાઓ પાસે તે ગયો; પરન્તુ દિલ્હીપતિનો શત્રુ જાણીને, કોઇએ તેને આશ્રય આપવાનું સાહસ ન ખેડયું. અંતે મહિમાશાહ રાવ હમ્મીરની પાસે આવ્યો. રાવે અભયદાન આપીને તેને રાખી લીધો.

બાદશાહને આ સમાચારની જાણ થતાંજ, તે કોપાયમાન થયો. મહિમાશાહને બનતી ત્વરાએ પાછો મોકલવા રાવહમ્મીર પાસે એક દૂત મોકલ્યો. મંત્રીએ પણ મહિમાશાહને પાછો મોકલવાની હમ્મીરદેવને ઉપર મુજબની સલાહ આપી; કિન્તુ વીર હમ્મીરે તેને પાછા મોકલવાનું કોઈ પણ પ્રકારે સ્વીકાર્યું નહિ. બાદશાહે પાંચ લાખનું લશ્કર લઇ જઇને રણસ્થંભોર પર ચઢાઈ કરી. કિલ્લામાં તે સમયે દશ સહસ્ત્ર રાજપૂત હતા; પરન્તુ તેમણે ઘણી જ બહાદુરી સાથે

કિલ્લાની રક્ષા કરી બાદશાહ આખું વર્ષ ઘેરો ઘાલી પડયો રહ્યો. કિલ્લાની અંદરના બધા સૈન્યની સમાપ્તિ થઇ ગઇ. બાદશાહે કહ્યું કે, જો હજી પણ મહિમાશાહને અમને પાછો સોંપી દ્યો તો અમે ઘેરો ઉઠાવી લઇએ સ્વય મહિમાશાહ પોતાને ખાતર રાન તથા તેમના રાજ્યને વિપત્તિમા પડેલ જોઇને, બાદશાહની પાસે જવા તૈયાર થયો, અને મંત્રીએ પણ રાનને સમજાવ્યું કે જ્યારે મહિમાશાહ સ્વય જવાને તૈયાર છે ત્યારે તેને જવા દેવો. પરન્તુ હમ્મીરે કહ્યું કે, જ્યા સુધી આ શરીરમા પ્રાણ છે ત્યા સુધી તો હુ કદી મહિમાશાહને અનાઉદ્દીનને સોંપીશ નહિ અને

“ રાખી શરણ મીરને
તજીએ કુલ લાજે ચૌહાણ ”

રાવ હમ્મીરની રાણીએ પણ કહ્યું, “ મીરને સ્વામી ના તજો, તજો શીશ ગઢ બેગિ ” અર્થાત “ ચાહે પ્રાણ તથા રાજ્ય પણ ચાલ્યુ જાય તથાપિ શરણે આવેના મીરને કદાપિ ન ત્યાગશો ”

રાજપૂતોએ કેસરીઆ વસ્ત્ર પરિધાન કરીને મરવાનો નિશ્ચય કર્યો રાવજીએ કહ્યુ, “ બાદશાહના નિશાનોને જો તમે આવતા જુઓ તો તો સમજી લેજો કે અમે લોકો માર્યા ગયા અને તમે જૌહરવ્રત ધારણ કરીને બળી જજો

દશ સહસ્ત્ર વીર કેસરીયા વાઘા પહેરીને મરવા-મારવાને માટે નીકળી પડયા બાદશાહનુ પાચ લાખ માણસનું સૈન્ય રાજપૂત-વીરોના સખ્ત મારને સહન ન કરી શકયુ અને અંતે ન્હાસી છૂટયુ. હમ્મીરે બાદશાહી સૈન્યના નિશાનાદિ લૂટી લીધા મહિમાશાહ પણ હમ્મીર તરફથી બાદશાહી સૈન્ય સાથે ઘણી જ બહાદુરીથી લડયો હતો રાજપૂતોનો વિજય થવાથી તે રાવ હમ્મીરના પગે પડયો અને કહ્યું, “ યદ્યપિ અમારા ધર્મમા પુનર્જન્મને માનતા

નથી, પરન્તુ હું તો માનું છું. હું તો મારા જન્મ જન્માન્તરમાં પણ આપનું ઋણ ચુકવી શકીશ નહિ. ધન્ય છે એવી રાજપૂત જાતિને કે જે સર્વસ્વનો ત્યાગ કરીને પણ શરણાગતની રક્ષા કરે છે!"

રાજપૂતોનો વિજય તો થયો; પરન્તુ વિધિએ કાંઇ બીજું જ નિર્માણ કર્યું હતું, વિજયની ખુશાલીમાં ઉન્મત્ત બનેલા રાજપૂતોએ શાહી પતાકાને આગળ કર્યાથી કિલ્લા પરની વીરાંગનાઓ સમજી કે, બાદશાહી સૈન્ય આવી રહ્યું છે. યવનોથી પોતાના શીલને રક્ષવા માટે તેઓ અગ્નિમાં કૂદી પડીને ભસ્મિભૂત થઇ ગઇ. ધન્ય છે એ વીરાંગનાઓને !

રાવ હમ્મીરના વંશજો હજી પણ વિદ્યમાન છે, જેમાં છોટા-ઉદેપુર તથા દેવગઢ બારિયાના નરેશો છે.*

* ક્ષત્રિય મિત્ર-જાન્યુઆરી ૧૯૩૪.

# મોગલ સમ્રાટ્ જહાંગીરનો ઈન્સાફ

## (૧)

તે દિનમે ભારત સમ્રાજ્ઞી નૂરજહાં પોતાના મહેલની અગાસીમાં બેઠી બેઠી શીતળ વાયુનો આનન્દ લઇ રહી હતી ચોમેર લીલાછમ ખેતરો, વનો, અને ઉપવનોમાં કેસરીયો રંગ ભરીને પ્રકૃતિદેવીએ શુભ આનન્દદાયિની સુકોમલ વિભૂતિથી મનોભાવને પ્રેમની રંગરેલમાં નિમગ્ન કરી દીધા હતા સમ્રાજ્ઞીએ ચારે બાજુ દૂર દૂર સુધી નજર દોડાવી, ને પોતાની ધનધાન્ય પૂર્ણ પ્રજાને આનન્દમગ્ન નિહાળી તે સમયે તેની આંખોમાં ગર્વ અને સંતોષના ઉંડા ભાવ જણાયા વિના નહોતા રહેતા

સુવિસ્તૃત નીલા આકાશમાં વ્યોમવિહારી વિહંગમ વૃન્દનું સ્વચ્છંદ ઉડવું અતિ આહ્‌લાદદાયક હતું માનવ હૃદયમાં સુંદરતા માટે કેટલી ગંભીર કુતૂહલતાનો આવિર્ભાવ થાય છે ! પરન્તુ ઉદ્યાનગત સુંદર પુષ્પો સુન્દર હોવાના કારણે જ તોડી લેવામાં આવે છે નયન-માધુર્યના સૌન્દર્યને લીધે જ વ્યોમવિહારી શકુન્ત પિંજરમાં પૂરાઇને તરફડીને મરે છે સૌન્દર્યને કુતૂહલવશ બનીને મસળી નાખવું એ જ માનો કે માનવસ્વભાવ બની બેઠો છે !

ફરફરતા વાંકડીયા વાળવાળી નવયૌવના દાસીઓએ જાણે પક્ષીઓની સ્વાધીનતા પર ઇર્ષાભાવે તેમને મારી નાખવાનો નિશ્ચય કર્યો એકે વિનતી કરી, " પરવર દિગાર ! આજે અમે બધા હુઝુરના હાથે આ ઉડતા પક્ષીઓનો શિકાર થયેલ જોવા ઇચ્છીએ છીએ સરકાર, લ્યો આ બંદુક ! ગોળીઓ ભરેલી છે "

એક વાર ઉંચું માથું કરીને મનોહારિણી નૂરજહાંએ

આકાશમાં હારબંધ ઉડતાં પક્ષીઓને પોતપોતાના માળા તરફ જતાં જોયાં. દાસીઓની તરફ મુખ ફેરવીને તેણે કહ્યું, "લાવ બંદુક !"

"લ્યો આ રહી, હુઝુર !" એક દાસીએ બહુ જ અદબ સાથે નૂરજહાંના હસ્તકમલમાં બંદુક આપી દીધી.

યમુના-તીરે આવેલા આમ્રબાગ ભણી જતાં પક્ષીઓનાં ટોળાં તરફ નિશાન તાકીને નૂરજહાંએ બંદુકનો ઘોડો દબાવ્યો. ધમધમ અવાજ કરતી બે ગોળીઓ છૂટી. પછી તો દાસીઓને ઇચ્છિત અવસર મળી ગયો. ત્હેમણે પણ પોતાનાં લક્ષ્યભેદચાતુર્ય દ્વારા અનેક પક્ષીઓને નિર્જીવ બનાવી, આગાસીની બંગલીનાં છાપરાં પર પાડ્યાં. થોડી વાર પછી સંધ્યાકાળ થઇ જવાથી સમ્રાજ્ઞી અગાસીમાંથી નીચે ચાલી ગઇ.

( ૨ )

ચાંદની રાત હતી. શાહી મહેલ ઊર્વશી અને મેનકા સમી સુંદર નર્તકીઓનાં હાવભાવમયી નૃત્યકલા, અને ત્હેમના કોમલ સુરીલા કંઠમાંથી નીકળતા સ્વરના આલાપથી ગૂંજી રહ્યો હતો. તબલાની થાપ, ઝાંઝરનો ઝણકાર, ને આભુષણનો ખણખણાટ-મધુર વીણાલાપમાં અનોખી ભાત પાડતાં હતાં. રૂપ-ગુણ-ગર્વિતા નૂરજહાં પોતાના અનન્ય પ્રેમી, ભારતના વિલાસપ્રિય સમ્રાટ્ જહાંગીરની બગલમાં એક રત્નજડિત-સિંહાસન પર બેઠી બેઠી સંગીતસ્વર લહેરીના આનંદમાં નિમગ્ન હતી. મદિરાના નીશામાં ડોલતાં સમ્રાટ્ જહાંગીરે હુકમ કર્યો, "સાકી, લાવ શરાબ !"

અત્યંત સૌન્દર્યવતી તરુણ દાસીએ પોતાની રંગીલી સુરમ આંખે, એકવાર સમ્રાટ્‌ના મુખ સ્હામું નિહાળ્યું, ને પછી રત્નજડિત પ્યાલામાં શરાબ ઢાળી દીધો. સમ્રાટ્ જેવો તે પ્યાલો હોઠે સ્પર્શવા જાય છે તેવોજ ત્યાં ઘંટનો ઘોષ થયો. એક ક્ષણમાં જ સમસ્ત

વાયુમડલ શાન્ત થઇ ગયુ બધા સભાજનો સ્તબ્ધ થઇ ગયા. સમ્રાટ્ જહાગીરે મદિરાનો પ્યાલો હોઠથી દૂર બકાનતા અધિકાર સૂચક ઉચ્ચ સ્વરે પૂછ્યુ " ઘટ કોણે વગાડયો ? "

હસ્તદ્વય જોડી મસ્તક નીચુ ગાખીને એક દાસીએ પ્રત્યુત્તર આપ્યો " જહાપનાહ ! કોઇ ગરીબ ફરિયાદી સ્ત્રી ઇન્સાફ માગવા આવી છે "

મદમસ્ત નયને તે સૌન્દર્યવતી દાસી તરફ નિહાળીને સમ્રાટે કહ્યુ ' જા એને સમજાવીને કહીદે, કે કાલે દરબારમા હાજર થાય "

' જેવી આજ્ઞા જહાપનાહ ! " કહીને દાસી મુજરો કરી ચાલી ગઇ

પુન રગરાગ થવા લાગ્યો સુદર સ્વર લહેરીના મધુર આલાપથી હૃદયાલ્હાદનો ધોધ વહી રહ્યો હતો

નૂરજહાને પોતાની બગલમા લઇ સમ્રાટે કહ્યુ, " નૂરજહા ! "

નૂરજહા " જી હુઝુર ! "

" કેવી સુદર છે તુ ! "

" જહાપનાહ ! જી, હુઝુર " તેણે નયનો નીચા ઢાળ્યા

" કુદરતે સારી ખૂબસુરતીનો સાર જાણે તારામા જ સમાવ્યો છે કેવી ઉન્માદકારિણી સુદરતા છે, પ્યારી ! ઇચ્છા થાય છે કે ત્હને જ જોયા કરૂ, પરન્તુ × × ×"

" પરન્તુ શુ ? જહાપનાહ ! "

" કાઇ નહિ "

" થોડુ ઘણુ તો કહો, જહાપનાહ ! "

જહાગીર " હુ જોઉં છુ કે, કોઇ કોઇ વખતે તુ બહુ ગભીર બની જાય છે તારા ચ્હેરા પર ગભીરતા અને ઉદાસીનતાની છાપ જોઇને મારૂ દિલ કપી ઉઠે છે માનો કે મારી હોવા છતાયે તુ મારાથી બહુ દૂર ચાલી જાય છે એનુ શુ કારણ છે વારૂ ? "

નૂરજહા "પ્રાણેશ ! એ ન પૂછો મારી જૂની યાદદાસ્ત તાજી થાય છે, તે વખતે જાણે કોઇ શક્તિ પોતાના કદાવર હાથોનતી મારા કોમળ કલેજાને રગદોળવા લાગે છે "

જહાગીર "ત્યારે શુ તુ હજી પણ મ્હારી સાથે ધૃણાભાવ રાખે છે ?"

નૂરજહા "હુ આપને કદી પણ ધૃણાની નજરે નથી જોતી મ્હે આપની સાથે ધૃણા કરી ન્હોતી, ને કરીશ નહિ "

જહાગીર "તો પછી નૂર, મ્હારી આટલી ચાહના હોના છતાયે, બધુ જ ન્યોછાવર કરવા છતાયે તુ ચિન્નાતુર કેમ બની જાય છે ? નૂરજહા ! અય નૂર ! તારે માટે મે શુ નથી કર્યુ ? એકવાર તુ જ કહે કે શુ મે તારે ખાતર મારા પૂજ્ય મરહૂમ બાદશાહ સામે બળવો નથી કર્યો ? શુ મે તારે માટે જ મોગલ સલ્તનતના જબરદસ્ત પાયારૂપ વજીરે-આઝમ શેખ અબ્દુલ ફજલને પોતાના વફાદાર મિત્ર રાજા વીરસિંહ દ્વારા બુદેલખડના ગીચ જગલમા કત્લ નથી કરાવ્યો ? અને અને નૂરજહા ! કસમ ખુદાની, તારે માટે-ફક્ત તારે ખાતર જ, હુ બાદશાહ હોના છતાયે મે તે કામ કર્યુ, જે મારે કદી પણ ન કરવુ જોઇતુ હતુ ! ઉફ ! તેનુ દર્દ હજી સુધી કલેજામા બાકી રહ્યુ છે બિચારો બેકસૂર શેખ "

નૂરજહા "બસ કરો, હુઝુર ! બસ કરો હવે, તે દિન દુભા વનારી વાતને પડતી મૂકો તો સારૂ "

જહાગીર "પણ સાચુ તો એ છે. નૂર ! મારી નૂર !! હુ તારા વિના જીવી શકતો નથી તુ તો દેવી છે, નૂરજહા, તને મેળવ્યા પછી હુ કાઇ બીજો જ બની ગયો છુ પહેલા હુ બગવા ખોર હતો, ખૂની હતો, પણ હવે તો શહેનશાહ છુ પણ નૂરજહા એ તો કહે કે તુ શુ સાચેસાચ મને તેજ દિલથી ચાહે છે, જે દિલથી હુ તને ચાહુ છુ ? સાચેસાચુ કહે, તને મારા કસમ !"

આ સાભળતા જ નૂરજહા ડરીને લીધે એનાગ થરથરી ઉઠી. તેણે કપિત હાથોનતી સમ્રાટ્ના હાથને પકડી ગખી ક્ષમાયાચનાનો ભાન પ્રદર્શિત કરતા, મકરૂણ દષ્ટિએ સમ્રાટ્ના મુખ સ્હામુ નિહાળ્યુ પછી નારીસુલભ લજ્જાનો સદળ અભિનય કરતીગ્તી વીણાનિનિન્દિત મધુર સ્વરે તે બોલી

" જહાપનાહ ! બીજાના દિલમા શુ થઇ રહ્યુ છે એ માઇ થોડુ કોઈ જાણી શકે છે ? મુહબ્બત કરનાર પોતાના દિલબરને ખુશ રાખવા વાસ્તે હમેશા પોતાના દિલ પર બગ નાખરે છે, અને પોતાના વિચારો તથા લાનસાઓનુ ખૂન કરી ખ્વેચ્છાને પોતાના દિલબરની ઇચ્છામા મેળવી દે છે પછી કોઈ કોઇની મરજી નથી પૂછતુ ! પ્રાણનાથ સાચુ તો એ છે કે નૂરજહા આપની હતી, આપની છે ને હમેશા આપની જ રહેશે. દિલને દિલથી કોણ જુદુ કરી શકે છે ? ખુદાવિદ મને એક એનુ સ્વપ્ન જોયુ હતુ જેમા સ્વર્ગીય સમ્રાટની આજ્ઞાથી મ્હારી શાદી કોઇ બીજા પુરૂષની માથે કરવામા આવી હતી મ્હને જાણે જબરદસ્તીથી ઉઠાવીને બીજાના ખોળામા મુકવામા આવી હતી સ્વર્ગીય સમ્રાટ્ની આજ્ઞા, અને ધર્મની પવિત્ર હદ જરૂરી સમજીને મ્હે પોતાના દિલપર જે બળ વાપર્યુ છે ત્હેને હુ જ જાણુ છુ એક તરફ દિલની મરજી હતી, દિલ હઠ પર જતુ હતુ, ને બીજી તરફ દુનિયામા શાન્તિ જાળવી રાખનાર કાનૂનો અને ધર્મોની પવિત્રતાનો ખ્યાલ હતો પ્રભો ! આપને હવે શુ કહુ કે મ્હારા પર કેવુ વીતી ચૂક્યુ હતુ ! "

જહાગીર " પરન્તુ તેં ત્હે તો એક વર્ષ સુધી મ્હારા તરફ જોયુ પણ ન્હોતુ તે વખતે, જ્યારે હુ પોતાની મુહબ્બતની ખાત્રી કરવા ત્હારી પાસે આવતો હતો ત્યારે તુ મ્હને જોતા જ મ્હોડુ કેમ ફેરવી લેતી હતી ? ત્હારા તે કૃત્યથી મ્હારા કાળજામા કેવુ દર્દ થતુ હતુ નૂર ! "

નૂરજહાં: " એથીયે વધુ દર્દ, મ્હારા પ્રાણ, મ્હારા કાળજામાં થતુ હતું. હૃદયમાં પ્રેમ અને કર્તવ્યનો જંગ સ્પર્શ કરી જતો હતો. હું, હું તે વખતે વિચારોના ભયાનક તરંગોમાં તરતી-ડૂબતી, ન જાણે કયાં વહી જતી હતી. બહુ આકુલતા થતી હતી મ્હને. તે સમયે મ્હારો ખ્યાલ ફરજની તરફ હતો; પણ આ દિલ તો મુહબ્બતની તરફ હતું. કલાકો, દિવસો, મહીનાઓ, ને વર્ષો સુધી આ લડાઇ થતી રહી. મ્હારી જિંદગીનું નાવ ઊંડા તોફાનમાં પડયું રહ્યું હતું; પરન્તુ આખરે તો મુહબ્બતનો જ વિજય થયો. દિલે અક્કલને નીચું જોવરાવ્યું. તે જ દિવસે હું આપને મેળવી શકી હતી. તે દિવસે મ્હેં જોયું હતું હતુ કે મ્હારાં ફેફસાંમાં આપ જ હતા. તે દિવસે મ્હેં સર્વસ્વ પ્રાપ્ત કરી લીધું હતું. પછી દિલમાં બીજી કોઇ તમન્ના બાકી ન્હોતી રહી. "

જહાંગીર: " ત્યારે તો નૂર તું મુજ પર ગુસ્સે ન્હોતી. "

નૂરજહાં: " કદીયે નહિ, સરકાર ! એ અસંભવિત છે. "

જહાંગીર: " પણ ત્હાગ મ્હોં ફેરવી બેસી જવાથી હું એમ જ સમજતો હતો કે તું મને નથી ચ્હાતી. "

નૂરજહાં: " કારણ કે આપની મુહબ્બત પર જોશમાં હતી. વળી આપ ઉતાવળા આશક હતા. આપની મુહબ્બતમાં ગર્મી ન્હોતી. ઇશ્કમાં ધીરજ અને તમન્નાની ગર્મી હોતી નથી. અગર જો આપે તે સમયે મારાં મ્હોંઢા તરફ ઊંડા ચિન્તનથી જોવાની તકલીફ લીધી હોત તો મારા દિલનાં તોફાનનો અડસટ્ટો આપ કાઢી શકયાં હોત; ને આપને આવો ખ્યાલ ન આવત. આપ તેજ વેળાએ તારવી શકત કે હું આપની સાથે મુહબ્બત કરતી હતી કે નહિ. "

જહાંગીર: " હવે જવાદે એ બધી ભાંજગડ. હું ત્હને ચાહું છું. તું મ્હને ચાહે છે. પછી બીજું કાંઇ ન જોઇએ. "

નૂરજહાં: " એ જ વાત તો થઇ રહી છે !"

આટલું કહીને નૂરજહાં જહાંગીર તરફ ઝૂકી. જહાંગીરે પોતાનો હાથ નૂરજહાંના ગળામાં નાખ્યો. આ જોઇને સભા ઉઠી. નાચરંગ બંધ થઇ ગયો. ધીમે ધીમે બધી દાસીઓ પણ ચાલી ગઇ. જહાંગીરે નૂરજહાંને હૃદય સાથે ચાંપતાં કહ્યું:

" પ્યારી નૂર ! "

ત્હેના ઉત્તરમાં જહાંગીરના ગળામાં મૃણાલ-મનોહર બાહુ નાખીને વિશ્વસુંદરી નૂરજહાંએ પૂછ્યું, "સરકાર ! કેમ શો હુકમ ?"

## ( ૩ )

સુખા ધોબીની ધરવાળી આખી રાત છાતી કૂટી જોર જોરથી રડી રહી હતી. તેના ઉચ્ચ સ્વરના વિલાપે, પાડોશીઓને રાત્રિભર જાગૃતાવસ્થામાં રાખ્યા હતા. ગઇકાલે સાયંકાળના સમયે, સૂર્યાસ્ત થયા પછી કોઇએ શાહી મહેલની અગાસી પરથી ગોળી છોડી હતી; જેથી ધાયલ થઇને ધોબણનો પતિ સુખો મૃત્યુ પામ્યો હતો.

સમ્રાટ્ જહાંગીરનાં સામ્રાજ્યમાં—નૂરજહાંની સલ્તનતમાં ન્યાય ધનને બદલે કાંઇ ન્હોતો ખરીદી લેવાતો. રાય રંક સર્વેને સરખોજ ન્યાય મળતો. શાહી મહેલથી સુવર્ણની એક મોટી સાંકળ લટકતી હતી, જેનો એક છેડો મહેલના એક ઘંટ સાથે બાંધેલો હતો, ને બીજો છેડો મહેલની દિવાલ પર થઇને નીચે જમીન પર પડ્યો રહેતો. કોઇ પણ વ્યક્તિ જેને સમ્રાટ પાસેથી ન્યાય મેળવવાના હેતુથી પ્રાર્થના કરવી પડતી હતી તે કોઇ પણ સમયે મહેલે જઇને એ સાંકળને ખેંચી શકતી હતી. સાંકળ ખેંચતાંની સાથે જ ઘંટ વાગતો હતો, જેથી સમ્રાટને વિદિત થઇ જતું હતું કે કોઇ ન્યાયની પ્રાર્થના કરવાવાળું આવ્યું છે. ને તેઓ તે આવનાર વ્યક્તિની પ્રાર્થના સાંભળીને તેનો યથાયોગ્ય ન્યાય આપી દેતા હતા. સુખાની ધરવાળી કાલે જ સાંકળ ખેંચી આવી હતી; અને તેને આજે

દરબારમાં ઉપસ્થિત થવાની આજ્ઞા પણ મળી ચૂકી હતી. પતિહત્યા કરનાર વ્યક્તિને દંડ અપાવવાના આવેશમાં, સુખાની દહનક્રિયા તરત જ કરી કરાવીને, તે શાહી દરબારમાં જઈ પહોંચી.

સમ્રાટ જહાંગીરના વૈભવશાળી વિશાળ દરબારમાં અનેક રક્ષિત રાજા મહારાજા, અમીર–ઉમરાવ, અને શૂરા સામંત તેમજ ગુણગાયકો વિગેરે સુશોભિત આસનો પર બિરાજ્યા હતા. નરરત્નોની કાન્તિની નિરાળી છટા જણાતી હતી. વડો પ્રધાન રત્નજડિત સુવર્ણ સિંહા-સન પર બેઠો બેઠો ભારતના મોગલ સમ્રાટ્ જહાંગીરને આવશ્યક મુકદમા સંભળાવીને તે સંબંધી હુકમ મેળવી રહ્યો હતો તેવામાં એક ચોબદારે ત્યાં આવી અતિ નમ્રતા સાથે સલામ ભરી, અને તે એક બાજુએ ઉભો રહ્યો. સમ્રાટે તેની તરફ નિહાળીને પૂછ્યું: " કેમ, શું છે ? "

ચોબદારે કહ્યું: " જહાંપનાહ ! એક ધોબણ હાજર થઈ છે, ને તે હાથ જોડી અરજ કરતી હુજુરની સમક્ષ ઇન્સાફ માટે ફરિયાદ કરવાને આવી છે, અને કહે છે કે કાલે સાંજે શાહી મહેલની સોનાની સાંકળ ખેંચવા ઉપરથી ત્હેને આજે દરબારમાં હાજર થવાનો હુકમ થયો હતો. "

જહાંગીર: " જા, ત્હેને અહીં તત્કાળ હાજર કર. "

" જેવો હુકમ, સરકાર ! " કહીને ચોબદાર ચાલ્યો ગયો.

શાહી તખ્તની પાછળ ઝરૂખામાં નૂરજહાં બેઠી હતી. સમ્રાટ્ રાજકાર્યમાં ત્હેની સલાહ લીધા કરતો હતો, ને જે કાંઇ તે સલાહ આપતી તેજ અનુસાર સમ્રાટ્ નિર્ણય કરતો હતો. બારી પર મૂલ્ય-વાન મોતીઓનો ચક લટકતો હતો. ચોબદારે તરત જ ધોબણને દરબારમાં હાજર કરી. ધોબણ ત્યાંનો વિશાળ વૈભવ જોઇ ક્ષણભરને માટે સ્તબ્ધ બની ગઇ. પછી ધીરજથી ત્હેણે મુજરો કરીને હસ્તદ્વય જોડયા, અને સમ્રાટ્ને દીર્ઘાયુનો આશીર્વાદ આપી, તે બોલી:

" અન્નદાતા ! કાલે સંધ્યાકાળે યમુનાજીનાં ઘાટે હું મ્હારા સ્વામી-ધોબી સાથે કપડાં ધોઇ રહી હતી, તે વખતે શાહી મહેલની અગાસી પરથી અચાનક કોઇએ બંદુક ચલાવી. ગોળી મ્હારા ધણીને લાગી; ને તેથી તે ગરીબનું મોત થઇ ગયું ! હું લુંટાઇ ગઇ, અન્નદાતા ! " કહેતાં કહેતાં ધોબણ ખૂબ જોરથી રડવા લાગી.

ધોબણની વાત સાંભળતાં જ નૂરજહાં થરથરી ઉઠી. તેનું કોમળ હૃદય ભયંકર બનાવની આશંકાથી કંપી ઉઠ્યું. એ જ સમયે સમ્રાટે પૂછ્યું: " મલ્કા ! તને ખબર છે કે ગોળી કયા મહેલમાંથી છોડવામાં આવી હતી ? "

કંપિત સ્વરે નૂરજહાંએ ઉત્તર આપ્યો: " મ્હારાજ...... "

જહાંગીર: " તારા ? "

એના સ્વરમાં શંકાનો ભાવ હતો.

નૂરજહાં: " જી હા, જહાંપનાહ, મ્હારા જ મહેલમાંથી ગોળી ચાલી ગઇ હતી. "

નૂરજહાંના સ્વરમાં દૃઢતા હતી.

જહાંગીર: " તો પછી શું થવું જોઇએ ? "

નૂરજહાં: " ખૂનીને તેના ગુન્હાની સજા મળવી જોઇએ. "

જહાંગીર: " શું સજા લઇશ ? "

નૂરજહાં: " મોતને બદલે મોત ! "

જહાંગીર: " આ તો બહુ સખ્ત સજા કહેવાય ! "

નૂરજાહં: " ગુન્હો પણ કંઇ જેવો તેવો થોડો છે, હુઝુર ? "

જહાંગીર: " જાણે છે, ખૂની કોણ છે ? "

નૂરજહાંએ દૃઢતાથી ઉત્તર આપ્યો: " હું. ",

" તું ? " કહેતાં કહેતાં સમ્રાટ્ જહાંગીર અત્યંત અસ્થિર થઇ ગયો. સ્વેદ-બિન્દુઓ કપાળ પર ચમકી ઉઠ્યાં. થોડીકવાર સુધી દિગ્મુઢ રહેવા પછી, ત્હેમણે મનોગત વિચાર્યું: ' ઇન્સાફ તો કરવો

જ પડશે. શાહી તખ્ત એ ખુદાની અદાલત છે. એનાં પર બેસીને ઇન્સાફ જ કરીશ. હું ભલે પીસાઇ જાઉં; પરંતુ ઇન્સાફનું ખૂન નહિ થવા દઉં. '

પુનઃ ધોબણની તરફ ફરીને સમ્રાટે કહ્યું: " ઉભી રહે. ત્હારો ઇન્સાફ થશે. ગભરાઇશ નહિ. "

સમ્રાજ્ઞી નૂરજહાંએ ચક પાછળથી પાછું કાંઇ કહ્યું. જહાંગીર ઉચ્ચ સ્વરે બોલ્યાઃ

" કાલે સાંજે જે ધોબી મરણ પામ્યો છે તે નૂરજહાં બેગમની ગોળીનો શિકાર બન્યો હતો. બેગમે એક પક્ષી પર ગોળી ચલાવી હતી, પરંતુ તે ઉછળીને ધોબીને લાગી; જેથી તે બિચારો મરણ પામ્યો. હું નૂરજહાં બેગમને ખૂનના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવું છું અને હુકમ આપું છું કે નૂરજહાં ગુન્હેગારની માફક ચહેરા પરથી બુરખો હઠાવીને, દરબારમાં આવી ઉભી રહે. "

સમ્રાટ્નો આદેશ સાંભળતાં જ વઝીર આસફુદૌલાએ કહ્યું: " જહાંપનાહ ! બેગમની સાથે હુઝુર......"

જહાંગીરે " હું કાંઇ સાંભળવા માંગતો નથી " કહી તેને બોલતો બંધ કર્યો.

મહોબતખાંઃ " શું બેગમને બિન પર્દે આવવું પડશે ? "

જહાંગીરઃ " હા, તે ગુન્હેગાર છે. "

મહોબતખાંઃ " પરન્તુ અદાલતનો હુકમ......

જહાંગીરઃ " અદાલત ઇન્સાફનું ખૂન કરવાનો હુકમ ન આપી શકે. "

મહોબતખાંઃ " છતાં પણ, હુઝુર ! તેઓ હિન્દુસ્તાનની સર્વોત્તમ સમ્રાજ્ઞી–મલ્કા છે. "

જહાંગીરઃ " ગમે તે કેમ ન હો; ખુદાની નજરમાં બધાં સમાન છે. ઇન્સાફ સર્વને માટે સરખો છે. હું ફરીથી હુકમ આપું

છું કે, બેગમ નૂરજહાં ગુન્હેગારના સ્વરૂપમાં દરબારમાં આવી ઉભી રહે."

રાજા વીરસિંહદેવઃ "ત્યારે શું, આજે ભારત–સમ્રાજ્ઞીને સમ્રાટ્‌ની સન્મુખ અપરાધિની બનીને દરબારમાં આવવું જ પડશે?"

જહાંગીરઃ "હા. આવવું જ પડશે. રાજા સાહેબ! હું બાદશાહ છું, ગમે તે થાવ. મારે ઇન્સાફ તો કરવો જ પડશે."

વીરસિંહદેવઃ "એ ન બની શકે, સમ્રાટ્‌!"

જહાંગીર "કેમ ન બની શકે?"

વીરસિંહદેવ. "ભારત–સમ્રાજ્ઞીનું અપમાન ભારત–સમ્રાટ્‌ના દરબારમાં આમ કદી ન કરી શકાય."

આ સાંભળતાં જ સમ્રાટ્‌ જહાંગીર આવેશમાં વિજળીની માફક ચમકીને એકદમ ઉઠયા, અને પલક માત્રમાં તો, ધોબણની પાસે આવીને બોલ્યાઃ "વારૂ, જ્યારે એ નથી થઇ શકતું ત્યારે આ તો થઇ શકે છે ના?" કહીને સમ્રાટ્‌ જહાંગીરે પોતાની કમરમાંથી કટાર ખેંચી કાઢી, ને તે ધોબણના હાથમાં જબરદસ્તીથી આપતાં આપતાં તેઓ તેને કહેવા લાગ્યાઃ

"ધોબણ! તું ઇન્સાફ માંગે છે? વારૂ, તને ઇન્સાફ જ મળશે. જેવી રીતે નૂરજહાંએ તારા ધણીને બેજાન કરીને તને વિધવા બનાવી નાખી છે તેવી જ રીતે તું પણ મને મારી નાંખી નૂરજહાંને વિધવા બનાવી મૂક, લે!"

આ કહેતાં કહેતાં સમ્રાટ્‌ જહાંગીરે ઘુંટણીએ પડી, પોતાની છાતી ખૂલ્લી કરી. દરબારમાં ઘોંઘાટ થવા લાગ્યો. ધોબણ દિગ્મુઢ બની ઉભી જ રહી!

"મને ન્યાય મળી ચૂકયો નામદાર!" તેના મુખમાંથી શબ્દો સરી પડયા.*

* વીસમી સદી–ઇદ અંક ૧૯૩૪.

# પ્રેમલોકને પંથે

Paradise is always where love dwells.)
—*Richier.*

" જો હું ભ્રમરની માફક તારી પાસેથી ઉડી જાઉં તો ? "
" તો શું ? "
" શું ત્યારે તને કાંઇ પણ પીડા નહિ થાય ? "
" પીડા ! પ્રેમની પીડા ? "
" હા, વ્હાલી હવે સમજી. "
" મારી બુદ્ધિ તમારી જેમ તીવ્ર નથી. "
" ઠીક રહેવા દે એ લપ, મારા પ્રશ્નનો જ ઉત્તર આપ. "
' પણ એક વાત કહેશો ? "
" હા, પૂછ ત્યારે. "
" જો કમળ ભ્રમરને પોતાના અંતરમાં બીડી લે તો ? "
" સવાર થતાં જ તે નીકળી જશે. "
" સાચું કહો છો ? "
' ત્યારે શું જૂઠું બોલું છું ? "
" શું ત્યારે પ્રેમનું પરિણામ આ જ હોય છે ? "
" આસ્તે આસ્તે તેં તો પ્રેમની વ્યાખ્યા યે કરી નાખી. "
" હું તો માનું છું કે બે પ્રેમી કદી છૂટાં નથી પડતાં. "
" એ તો અસંભવિત છે. "
" હું અક્ષરશઃ સત્ય કહું છું. "

" જાણે મોટી સત્યાનુરાગિણી ન હો ! જો હું કાલે જ મુંબઇ ચાલ્યો જાઉં, તો શું મારો તારાથી વિયોગ નહિ થાય ? "

" મને આપની બુદ્ધિમતા પર હસવું આવે છે. "

" એવું તે શું થયું ? "

" વાહ ! વાહ ! શારીરિક વિચ્છેદથી શુદ્ધ પ્રેમમાં કાંઈ આંતર નથી પડતું, ત્યાં તો આધ્યાત્મિક મિલન થયે પુનઃ વિયોગની સંભાવના જ રહેતી નથી, સમજ્યા ? "

" પણ એમ થવું તો બહુ કઠિન છે. "

" કઠિન કાંઇ પણ નથી. પ્રેમીઓમાં પ્રત્યેકને માટે જીવન-ઉત્સર્ગ કરવાની નિષ્ઠા હોવી જોઇએ. પ્રેમી પતંગ દીપકમાં ઝળકી રહેલા પ્રેમના અજબ રંગમાં બળી જઇને-સ્વબલિદાન આપીને—શુદ્ધ અને સાત્વિક પ્રેમમિલનની જ આકાંક્ષા કરે છે. ભ્રમર કેવળ મધુપાન ચાહે છે. તે કદીક ચંબેલીના મધ્ય સ્થળમાં પ્રેમાનુભવ કરવાનું બહાનું કરે છે, તો કદીક વેલ અને માલતી કુંજની સમીપ ભટકે છે. તે એકવ્રતી નથી. "

" એકવ્રતી થવું શું આવશ્યક છે ? "

" કેમ નહિ ? જ્યારે સમગ્ર શક્તિઓ એક જ બાજૂએ ઝુકી જશે, ત્યારેજ તો પૂર્ણતાની અવસ્થા આવશે; નહિતર પ્રેમનું મોતી કાચું રહી જશે. "

" પણ પ્રેમ કેવી રીતે થાય છે ? "

" હવે આપજ કહો ! આપ પણ પ્રેમી તો બનો છો ને ?"

" હું તારી સાથે એ હેતુથી પ્રેમ કરૂં છું કે, તું નવ પ્રસ્ફુરિત કમલનાં જેવી સુન્દર, રત્ન કુસુમ સમી કોમલ, અને શુભ્ર જ્યોત્સના જેવી ઇચ્છાવાળી છે. તું જ બતાવ કે દર્પણમાં પોતાનું પ્રતિબિમ્બ નિહાળીને શું તને આ જ્વલંત સત્યનો કદી અનુભવ નથી થયો ?"

" એ પ્રેમમાં તો સ્વાર્થ છે; એ દૂષિત છે. "

" એથી વિશેષ હું શું કહું ? ".

' મારૂં તો કહેવું છે કે, હું જો પ્રેમ કરૂં છું, તો તે એટલા ખાતર જ કે, પ્રેમ કરવો ઉચિત છે. "

" એ પણ કેવી રીતે? તું મને જ પોતાનો પ્રેમદેવ કેમ માને છે ? શું એથી તારા પ્રેમક્ષેત્રની સીમા સંકુચિત નથી થતી ?"

" પણ હું એ વાતનો અનુભવ નથી કરતી. "

" આ તે કાંઇ ઉત્તર છે ! મનુષ્ય તો પોતાની દુર્બળતાઓને સદા ભૂલ્યા જ કરે છે, જાણે કે તે તેમને જાણતો જ ન હોયની !"

" ત્યારે શું બંને પ્રકારે શુદ્ધ પ્રેમ કરી શકાય છે ? "

" આટઆટલી વાતચીત પછી યે આજ તાત્પર્ય નીકળે છે ?"

" પણ જરાક સબૂર ખમો. "

" કહે ત્યારે. "

" હું ભૂલી ગઈ હતી. "

" હજી વર્ણન સમાપ્ત નથી થયું ! તું વધુ કહી શકે છે. "

" આપણો પ્રેમ એવે સમયે ઓછો થઇ શકે છે, કે જ્યારે શારીરિક સૌંદર્ય–કિરણ લુપ્ત થઇ જાય. ને ત્યારે તો તેનું અસ્તિત્વ જ નહિ રહે. "

" તારો પ્રેમ પણ, જેને તું પ્રેમ કહે છે તે અદૃશ્ય થયે, નષ્ટ થઇ જશે. "

" મારા કહેવામાં પુનઃ કાંઇ ભૂલ જેવું પ્રતીત થાય છે. "

" વારે વારે આ બહાનું કેવું ? "

" હું આપની સાથે પ્રેમ કરું છું, તો એનો અર્થ એવો નથી થતો કે આ નશ્વર શરીરને વા આપની લાવણ્યમયી મૂર્તિને ચાહું છું; કિન્તુ મારો પ્રેમ તો આપના આત્માની સાથે જ છે."

" પણ એવી તે કઇ મુખ્ય વાત છે કે, તું મારાજ આત્મા સાથે પ્રેમ કરે ? "

" એ તો બહુ સાદી ને સરલ વાત છે. "

" મને સમજાવ ત્યારે. "

" સાંભળો ત્યારે ! આત્મા એ તો ઇશ્વરનો અંશ છે. ન તો તે મરે છે, ને ન તો તેનો વિનાશ થાય છે. આત્માની સાથે પ્રેમ કરવાનું તાત્પર્ય એ આવ્યું કે પરમાત્માની સાથે પ્રેમ કરાયો. એવીજ રીતે અન્ય માનવ અન્ય આત્માની સાથે પ્રેમ કરીને ઇશ્વરની ઉપાસના કરી શકે છે. આજ એક માર્ગ છે. "

" હવે તું તો બરાબર સમજાવી શકી છે, વ્હાલી ! "

" બહુ સારો વિનોદ કરો છો. પાણીનું એક ટીપું અને સાગર સમો સંબંધ આત્મા અને પરમાત્મા વચ્ચે છે. તે પાણીનાં બિંદુ વિના સાગરમાં થોડીક ન્યૂનતા કિંવા અભાવે, નથી રહેતો. અને તેનાં મળ્યે પણ કોઇ પ્રકારનું અંતર નથી પડતું. આત્મા અને પરમાત્માનું યે એમજ સમજવું. "

( ૨ )

નર્મદા નદીને કિનારે મોજાંની છોળો ઉછળી ઉછળીને વિલીન થઇ જતી હતી. ડૂબતા પ્રભાકરની રશ્મિઓ તેમની સાથે આંખમીંચામણાંના ખેલને બહાને અદશ્ય થઇ રહી હતી.

પ્રીતમ નાવિક બન્યો, અને પ્રમીલા નૌકામાં રમા શી શોભિત બની. કિનારેથી નૌકા હંકારવામાં આવી. વાતવાતમાં નૌકા તરતી તરતી નદીનાં બરાબર મધ્યમાં આવી પહોંચી. હિંડોળા સમાં તેનાં હલનથી નાવિકનાં દિલમાં અતિશય આનન્દ અને પ્રિયાના દિલમાં આલ્હાદિત ભયનો ભાસ થતો હતો.

પ્રેમી અને પ્રિયા જલવિહારનો મધુમિશ્રિત આનંદ લેવા લાગ્યાં; નૌકા પણ નર્મદાની સાથે લહેરો લઇને સુખ માણતી હતી. તેની ગતિ ઘડીમાં આ તરફ, તો ઘડીમાં તે તરફ થઇ જતી.

" જૂઓ તો ખરા જીવન-ધન ! પેલી તરફથી ચંદ્રદેવ ઉદય પામી રહ્યા છે. હવે તો અપાર પ્રકૃતિ-સૌંદર્ય દૃષ્ટિગોચર થશે. "

" વહાલી ! ચંદ્ર તો તારી પાસેજ છે. "

" અને મનમોહિની ચંદ્રિકા ? "

" એ તો તુંજ છે ! "-શબ્દે શબ્દે બંનેએ નિર્દોષ આનંદ અનુભવ્યો.

" અરે, આપણી નૌકા એટલામાં તો નર્મદાના સામા કિનારે આવી લાગી. માત્ર, પચીસ-ત્રીસ હાથનુંજ છેટું છે. હવે તો મને બરાબર હલેસાં મારવા દે. "

" આપ તો કુશળ નાવિક છો. એટલા માટે જ મેં પોતાની જીવનનૌકા પણ આપના હાથમાં જ સોંપી છે. તેને આપ જ ભવ-સાગરમાંથી પાર ઉતારી શકો છો. "

તેના મુખમાંથી સમયોચિત્ સંગીતની ધારા સરવા લાગી:

**" અમે સોંપ્યાં જીવનનાં નાવ**
**એ કાંઠડે ઉતારજો,**
**જેવાં તેવાં તોય આશરે તમારે,**
**ભવસાગરમાં નારી નૌકા,**
**કર્ણધાર કાન્ત બની તારજો-"**

અને તેણે પતિદેવ સાથેનો વાદવિવાદ આગળ ચલાવ્યો: " પ્રિયતમ ! પ્રાણાધાર ! આપ કેટલા ચતુર છો. કેટલી બધી સાવધાનીથી, જલ-ભ્રમરોને બચાવીને, આ નૌકા હંકારી રહ્યા છો ! હવે તો પેલા મોટા વમળમાંથી નીકળવું અતિ કઠણ છે. " મંત્ર મુગ્ધની જેમ તે બોલી.

" હવે તો આપણે પાછા ફરવું જોઇએ ને ? "

" કેટલા વાગ્યા હશે ? "

" સાતેકનો સુમાર હશે. "

" થોડું વધુ થોભીએ તો મઝા પડશે. પાણીમાં ઉછળતાં મોજાં કેવો આનંદ આપી રહ્યાં છે ! સાતમનાં હિમકરની

ઝીણી ઝીણી ચંદ્રિકાઓ સર્વત્ર વ્યાપી રહી છે. સૃષ્ટિ, લજ્જાની ચાદર ઓઢી નવવધૂ–શી કેવી શોભી રહી છે ! લીલાંછમ ખેતરોનો ઉલ્લાસિત સમીર યૌવન–આસવમાં વરાળ લાવીને, આપણાં તનમાં એક વિચિત્ર પ્રકારની કંપારીનો અનુભવ કરાવે છે. કેવું સુંદર લાગે છે, વ્હાલા ! જાણે કે અહીંથી ઉઠવાની ઇચ્છા જ નથી થતી. જો આવી જ રીતે આખું જીવન વ્યતીત થાય તો કેવું સારું ! ”

“ એ તો આપણે બંનેએ માછીમારના કુલમાં જન્મ લીધો હોત તો આજીવન નૌકા હંકારીને જ આપણી સંસારયાત્રા સમાપ્ત કરી હોત. ”

“ ત્યારે તો માછી લોકનું જીવન બહુ સુખદાયી હશે ! ”

“ મેં છેલ્લાં કાશ્મીર ભ્રમણમાં તો આવાજ સ્વર્ગીય જીવનનો આનન્દ લૂટયો હતો. આ વખતે તો ઇચ્છા છે કે, તને પણ સાથે લઇ જઇને પુનઃ તે સ્વર્ગ સમી પુણ્યભૂમિનાં દર્શન કરૂં. ”

‘ પ્રાણેશ ! જૂઓ તો ખરા, સ્હામે કિનારે સળગતા દીવા જેવું કશું જણાયા કરે છે. ત્યાં કોઇએ પોતાનું એકાન્ત નિવાસસ્થાન બનાવ્યું લાગે છે ! ”

“ પ્રિયે ! વાદળાંથી ઢંકાએલા ચંદ્ર–પ્રકાશમાં તે દીપકનું તેજ મંદ પડી ગયું છે, એટલે બનવાજોગ છે કે, તે હમણાં સળગાવવામાં આવ્યો છે. મેં પહેલાં જોયું હતું ત્યારે તે જોવામાં નહોતો આવ્યો. મારી ઇચ્છા છે કે હું તને એનું રહસ્ય સમજાવું. ચાલ, આવે છે ને તે પાર સુધી ? જેમ બને તેમ જલદી ત્યાંથી પાછા ફરીશું. કોઇ પ્રકારની બીક રાખવા જેવું નથી. ” પ્રમીલાના પ્રિયતમે કહ્યું.

પ્રીતમે હલેસું માર્યું. નૌકા પાણી કાપતી આગળ ચાલવા લાગી. ક્ષણભરમાં કિનારો આવી ગયો, અને લંગર નાંખીને નૌકાને રોકવામાં આવી. થોડેક દૂર ચાલીને પ્રીતમ અને પ્રમીલા બંને દીપકના તેજ સમક્ષ પહોંચી ગયાં.

## ( ૩ )

એકાન્ત જગ્યાએ એક સમાધી બનેલી હતી. તેનાં અંગપરથી કોઇ કોઇ જગ્યાએ ચૂનો ઉખડી ગયો હતો. એકાદ ઇંટ પણ આમ-તેમથી નીકળી ગઇ હતી. આ ઉપરથી જણાતું કે તે પુરાણા કાળની હતી. જોતાં એટલું પણ જણાતું હતું કે તે હજી દીર્ઘકાલ પર્યંત જીવિત રહી શકશે. તેમાં એક ગોખલો યે હતો. તેની જ અંદર એક સ્નેહદીપ મંદમંદ પ્રકાશ આપી રહ્યો હતો. પવનનો પ્રવાહ રોકાઇ ગયો હતો. ઊંચા સ્વચ્છ ગગને ચંદ્રમા હસી રહ્યો હતો. તારાઓનો પ્રકાશ મંદ હતો. સર્વત્ર નીરવતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું.

લગભગ સાઠેક વર્ષનો એક વૃદ્ધ પુરુષ, પોતાનાં નયનો પર મંદ જ્યોતિ લઇને, પોતાની પ્રિયાની સમાધિની નિકટ બેઠો હતો. શરીર પર એક જૂના જમાનાનો ઝભ્ભો ધારણ કરેલો હતો. શિરપર એક મેલી ટોપી હતી. દાઢીના વાળ પેટને ચૂમી રહ્યા હતા. કંપતા હાથમાં કાળા રંગની એક માળા, અને પગમાં ફાટેલાં ખાસડાં હતાં.

પગરવ સાંભળતાં તે વૃદ્ધ પુરૂષની આંખો ફરી, અને બે અજાણી વ્યક્તિઓનાં ભણી નિહાળીને તેણે શાંતિથી પ્રશ્ન કર્યો:

" કોણ છે ? " શબ્દોમાં શૂન્યતા હતી.

" એ તો અમે છીએ. જલવિહાર કરતાં કરતાં દીપકનું તેજ જણાતાં આ તરફ ચાલ્યાં આવ્યાં છીએ." પ્રીતમે પ્રત્યુત્તર વાળ્યો.

" બેટા ! આ ડોસાને શું જોઇ રહ્યા છો ? " તેની આંખોમાં આંસુની છોળ ઉછળી.

" મહારાજ ! અમે આપના વિષયમાં કાંઇક જાણવા ઇચ્છીએ છીએ. " સહાનુભૂતિભર્યા ભાવે પ્રીતમે વિનંતિ કરી.

" આ શક્તિહીન ડોસાનો પરિચય પૂછો છો ! જાણીને શું કરશો ? " તેણે પોતાના હાથમાંના રૂમાલ વતી આંખો લૂછી.

" નહિ મહારાજ ! અમને કહો; નહિ તો અહીંથી અમે નહિ જઇએ. " પ્રીતમે શિશુવત્ હઠ પકડી.

" વારુ, સાંભળો ત્યારે ! આ પ્રેમ–લોક છે. મારી પ્રિયાની આ પ્યારી સમાધિ છે. હું આ જગ્યાએ ત્રીસ વર્ષો થયાં આવું છું. મને યાદ છે કે, તારો ખરતાં જ મારી પ્રિયાનું દેહાવસાન થયું હતું. નક્ષત્ર–લોકની ન્યૂનતાને પૂર્ણ કરવાને માટે જ હું પ્રતિદિન આ સ્નેહદીપ સળગાવું છું. મને વિશ્વાસ છે કે મારો મંદમંદ પ્રકાશ આપતો દીપ તે તારાની પૂર્તિ કરશે, જેથી મારી પ્રિયાના આત્મા સાથે મારો વિયોગ નહિ થઇ શકે. "

આટલું કહીને ડોસાએ પોતાનાં હૃદય પર બંને હાથ મુકતાં મસ્તક નીચું ઝુકાવ્યું. ત્યાર પછી નક્ષત્ર–લોક ભણી નિહાળીને, તે પગડંડીના પથે કોણ જાણે કયાં ચાલ્યો ગયો–અદૃશ્ય થયો.

પ્રમીલાએ આ બધું જોયું. પ્રેમલોકની લીલાએ તેના હૃદયમાંથી ગર્વાંકુરને કાઢી નાખી ફેંકી દીધો. ' પુરુષ પણ પ્રેમનું રૂપ પિછાણે છે. આટલો બધો અનન્ય પ્રેમ, અવસ્થાએ પહોંચેલા એ વૃદ્ધમાં પણ છે ! '–સ્વગત્ વિચારતાં, યુવતીએ પોતાની ભૂલ મનમાં ને મનમાં જ સ્વીકારી લીધી.

પ્રીતમે પ્રમીલાના માનસના ભાવ વાંચ્યા. પ્રમીલાના મુખ પર અલબેલી સુન્દરતા હતી. બંનેએ પોતાની નૌકામાં બેસીને ઘર તરફ પ્રસ્થાન કર્યું.

" પ્રિયે ! આપણે કયા લોકની સહેલ કરીને પાછા ફરી રહ્યા છીએ ? " પ્રીતમે હલેસું મારતાં પ્રમીલાને પૂછ્યું.

" પ્રેમલોકની ! પ્રાણાધાર ! " પ્રમીલાએ લજ્જાભરી દૃષ્ટિએ પ્રેમનાયિકનાં સામું નિહાળ્યું અને પોતાનું મુખ ઘુંઘટમાં છૂપાવી દીધું.*

---

* શારદાના જાન્યુઆરી ૧૯૩૫ ના અંકમાં આ વાર્તા પ્રકટ થઇ હતી. ત્યારબાદ ગુજરાત સમાચારના તા. ૨૩-૧-૩૫ ના અંકમાં પૃ. ૫ ઉપર પણ તે છાપવામાં આવી હતી.

# એક પ્રયોગ

આવે ધરી ભ્રમર સ્નેહ અતિ ઉમંગે;
સત્કારતું કુસુમ કીટનું એ શું રંગે;
ભૂલે; ત્યજે, વળી રચે પર કો'ની પ્રીત,
કેવી હશે કુસુમના પ્રણયોની રીત?

"ત્હમારું નામ શું ?"

"મન્મથ."

ચિન્તને મન્મથને પૂછ્યું. ત્હેનો પ્રત્યુત્તર પણ મળ્યો. દોડાદોડ કરતો તે આવ્યો હતો તેવો જ પાછો ગયો.

જરા વારમાં તે પાછો આવ્યો.

"ત્હમે ક્યા ગામના છો ?"

"અમદાવાદના."

મન્મથને આશ્ચર્યમુગ્ધ સ્થિતિમાં રાખી તે પાછો ફર્યો. થોડી વારે વળી પાછો આવ્યો.

"ત્હમે કેટલું ભણ્યા છો ?"

"મેટ્રિક સુધી."

"ઠીક." કરતો પાછો તે દોડ્યો. મન્મથ આ ધક્કામિશ્રિત પ્રશ્નમાળાથી મુગ્ધ થઇ ચિન્તન તરફ જોતો ઉભો.

મન્મથ થોડાક દિવસો થયા, નૂતનને ત્યાં મહેમાન તરીકે મુંબાઇ આવ્યો હતો. એક દિવસ તે જરા બહાર ઊભો હતો ત્યાં પડોશીના એક આઠેક વર્ષના બાળકે આવી ઉપરના પ્રશ્નો પૂછ્યા.

મન્મથ આ પ્રશ્નોથી મુંઝાયો. એનું કારણ પ્રશ્નો જ ન્હોતા, પરંતુ તે પૂછવાની પદ્ધતિ હતી. બાળક એક પ્રશ્ન પૂછતો ને ઘરમાં દોડી જતો. ત્યાંથી આવી બીજો પ્રશ્ન પૂછતો, ને ફરી ઘરમાં દોડી

જતો. એ જ પદ્ધતિથી હેણે અભ્યાસ, જાત, ઉમ્મર, ધંધો ને બીજી કેટલીયે બાબતો પૂછી લીધી.

કૈંક વિશેષતાવાળા બનાવને આપણે અસામાન્યનું નામ આપીએ છીએ. મન્મથને આ અસામાન્ય લાગ્યું. જરૂર ઘરમાંથી કોઇ નામ પૂછાવતું હોવું જોઇએ. એ પૂછાવનાર કોણ હશે ? હેને નામ પૂછવાની જરૂર શી ?

હેણે આવતા જતા ચિન્તુના ઘર તરફ બે ડગલાં ભર્યાં. હેના ઘરના બારણા તરફ નજર નાંખી. બીજું કૈં ન્હોતું. બારણાંને ઓથે બે તારા ચમકતા હતા.

કાળા આકાશમાં પિત્તવર્ણા તારાઓ જોઇ હેને કોઇ દિવસેય ઝણઝણાટી ન્હોતી પેદા થઇ. બારણાંની ઓથે દેખાતા ધોળી કિનારવાળા બે શ્યામ તારાઓએ હેને જરાક નચાવ્યો.

એ નાચ હેના હૈયાએ અનુભવ્યો. હેનું સંગીત હેના રોમરોમે પ્રસરી ગયું. સરોવરના નીરપર ફરતી પવનલહરી પાણીને કંપાવી જાય તેવો જ શાન્ત, ગંભીર, ને સુખદ કંપ હેણે અનુભવ્યો.

હેના મગજમાં કૈંક ઘડતર ઘડાયું. તે ઘડતરમાંથી કૈંક આકૃતિ જન્મી. આકૃતિ સ્થૂળ કરતાં સૂક્ષ્મસ્વરૂપે પ્રસરી, ને હેના દબાણે તે આકર્ષણને વશ થયો.

મન્મથે જોયું કે તે એક બાળાની આંખો હતી. હેનો ચ્હેરો પણ તે તરત જ જોઇ શકયો. શરમથી તે લાલ થઇ ગયો હતો. સ્હામાસ્હામી નજરો મળી. તેજનાં કિરણો છૂટયાં, ને શમ્યાં.

" હમે નામ પૂછાવો છો ? " મન્મથે પૂછયું. હેના ગાલ પર જરા સ્મિતની છાયા આવી.

તે શરમાળ બાળા ન હાલી શકી, ન ઉત્તર દઇ શકી.

" આવી રીતે નામ પૂછવાની કંઇ જરૂર ? " મૃદુતાભર્યું વાકય મન્મથ બોલ્યો. તે ચળી, પણ બોલી ન શકી.

" ત્હમારે જે પૂછવું હોય તે મ્હને પૂછવામાં વાંધો છે ? મ્હને પૂછવામાં કૈં વાંધો હતો ? "

" ના કૈંયે નહિ. " તે ખચકાતી ખચકાતી બોલી. જરા સાડીનો છેડો સંકોરી શરીરને સંકોચવા યત્ન કર્યો. મન્મથ તે સ્હમજી શક્યો.

તે બાળા હતી. શરમાળ હતી. તે છતાં યે ત્હેનામાં એક ભાવના હતી. શરમાતી અચકાતી પણ તે પુરૂષ પતંગને જોવા માગતી હતી. ત્હેનો એક પ્રયોગ હતો. એ પ્રયોગ પર બીજાનાં હૈયાંનાં હવિ હોમવામાં ત્હેને આનન્દ હતો.

ત્હેની શરમાળ મુખાકૃતિ, ને સંકોચાતા શરીર તરફ ન જોતાં મન્મથ પાછો ફર્યો. એ જરા મૂછમાં હસ્યો.

' સુન્દર બાળા ! ' પાછો ફરી ખુરસીમાં બેસતાં બેસતાં તે ગણગણ્યો.

( ૨ )

વખત ગયો. ચિન્તુને મન્મથ વારંવાર બોલાવતો, રમાડતો, ને ખુશ કરતો. કોઇ વાર એને ફળફળાદિ વસ્તુઓ પણ આપતો. બાળક ચિન્તુ તે વસ્તુઓ ખુશીથી સ્વીકારતો, ને આનન્દથી વાપરતો.

ચિન્તુની બ્હેનનું નામ વાસન્તી હતું. તે એક કોલેજમાં ભણતી કુમારિકા હતી. વસન્તના પુષ્પો જેવું ત્હેનું સૌંદર્ય હતું. વસન્તના આકાશ જેવું ત્હેનું કૌમાર્ય હતું.

મન્મથને ત્હેનો પરિચય થઇ ગયો. હવે એ બન્ને વારંવાર મળતાં હતાં. ઘણીવાર વાસન્તી બીજાની ગેરહાજરીમાં નૂતનના ઘરમાં પણ આવી જતી. મન્મથ સાથે તે વખતે ગપ્પાં પણ ચાલતાં. સુંદર કૌમાર્યમૂર્તિ સાથેના વાર્તાલાપનો આનન્દ ચાખતો મન્મથ એ પળોને સોનાની ગણી ભોગવતો.

ઘણીવાર વાસન્તી મોડે સુધી નૂતનને ત્યાં બેસી મન્મથ સાથે ગપ્પાં મારતી. મન્મથને આથી અનેકાનેક વિચારો આવતા ને શમતા. પરન્તુ તે કંઈ નિશ્ચય બાંધી શકતો નહિ.

‘ વાસન્તી શા માટે સંબંધ બાંધતી હશે ? ’

‘ ના, પણ છે તો નિર્દોષ. ’

‘ એ મ્હને ચ્હાતી હશે ? ’

‘ તે મ્હારે શા માટે જાણવું ? ’

‘ ના, ના, જાણ્યા વિના ન ચાલે. ભવિષ્યમાં એની સાથે કેવું વર્તન રાખવું ? ”

આવા અનેક પ્રશ્નો ત્હેના માનસમન્દિરમાંથી પ્રકટતા, ને શમતા. ત્હેનો કંઈ અન્ત જ તે ન લાવી શક્યો. વ્યક્તિવાદના સિદ્ધાન્ત રૂપ સુંવાળો સહચાર ત્હેને ગમતો, ને તે તે ભોગવતો.

એનો મિત્ર આવે છે એમ ખબર મળે કે વાર્તાલાપનો અન્ત આવતો. વાસન્તી પોતાને ત્યાં ચાલી જતી. મન્મથ ઊભો થઇ ખંડમાં લટાર મારવા માંડતો.

( ૩ )

“ ત્યારે કાગળ પત્ર લખતા રહેજો. ” વાસન્તીએ મન્મથના જવાની વાત સાંભળતાં કહ્યું.

‘ હા, કેમ નહિ ? ત્હમે યે લખજો. ” જરા સ્મિત ફરકાવી મન્મથે જવાબ વાળ્યો.

“ લખીશ જ. ” પણ મ્હારો કાગળ મ્હારા ભાઇનાં સરનામે મોકલજો. ”

“ એમ કેમ ? ”

“ એમ જ. ”

" ઠીક. " મન્મથને એ રમતનો અર્થ જડ્યો. તે ખોળવા ત્હેણે વધારે મહેનત પણ ન લીધી.

છૂટા પડવાની ઘડી પાસે આવી ગઇ. વાસન્તી, ત્હેની બ્હેન, મા, ભાઇ વિગેરે સર્વ ભેગાં થઇ ઉભાં હતાં.

" આવજો ભાઇ !"

" હા ત્હમે યે આવજો !"

" ભાઇ, ખબરઅન્તર લખતા રહેજો. કાગળ લખજો."

કાગળ અને ખબરઅન્તર મોકલવાનાં વચનો લેવાતાં દેવાતાં હતાં, ત્યાં તો નીચેથી શૉફરે બૂમ પાડીઃ

સાહેબ ! કેટલી વાર ? મોટર ખોટી થાય છે.

મન્મથ તરત નીચે ઉતરવા માંડ્યો. શૉફરની બૂમનો તે શબ્દવાટે જવાબ આપત, પણ તે જવાબ શૉફરને સંભળાવવા યોગ્ય ન હતો. તે મનમાં જ બોલ્યોઃ ' ત્હારી તો મોટર ખોટી થઇ, પણ મ્હારી વાસન્તી જૂદી થઇ ત્હેનું શું ?'

( ૪ )

" મન્મથ, ત્હારો કાગળ છે. "

" આજે આવ્યો ? "

" હા !"

મન્મથે પરબિડિયા તરફ જોયું. સ્વચ્છ ને મોતીના દાણા જેવા સુન્દર અક્ષરો જોઈ તે આકર્ષાયો. કાગળ ત્હેણે ઉતાવળથી ફોડ્યો. જૂવે તો તે વાસન્તીનો જ હતો !

હર્ષમાં હૈયું થનગની ઊઠ્યું. પરન્તુ પત્ર વાંચતાં તે ઠંડું પડ્યું. વાસન્તીએ માત્ર ખબરઅન્તર જ પૂછાવી હતી.

ત્હેણે તરત જ ત્હેનો પ્રત્યુત્તર લખી દીધો. વાસન્તી તરફનું માન અને સ્નેહ બન્નેને ત્હેણે ત્હેમાં દર્શાવ્યાં.

થોડાક દિવસે ત્હેનો જવાબ આવ્યો. બીજો પત્ર ગયો. સમય વીત્યો. પોસ્ટ મારફતનો પરિચય બંધ થયો. કાળનાં પાણી આગળને આગળ વહી ગયાં. ન્હાનકડું પરિચય–ચિત્ર તેથી ઝાંખુ ને ઝાંખુ થઇ ગયું.

પરન્તુ મન્મથ વાસન્તીને ન્હોતો ભૂલ્યો.

( ૫ )

કેટલાક વખતે ફરી મન્મથ નૂતનનો મહેમાન બન્યો. ફરી વાસન્તીના પાડોશમાં આવ્યો. એણે ધાર્યું કે જૂની પ્રીત તાજી તો થશે જ.

પરન્તુ વાસન્તીની દૃષ્ટિ ત્હેની દૃષ્ટિ સ્હામે મળતી જ ન્હોતી. તે સાવ અજાણી જેવી જ લાગતી હતી. એના આવા વર્તન પર વિચાર કરતાં મન્મથ ભારે ગુંચવાડો અનુભવી રહ્યો હતો.

ત્હેણે વાસન્તીને નૂતનની સાથે હસીને વાત કરતી જોઇ. નૂતન સાથે છૂટથી મળતી જોઇ. પરન્તુ એ જ વાસન્તી એનાથી કેમ અતડી થઇ ગઇ ત્હેની એને ગમ ન પડી.

નૂતનને ત્યાં પોતાને આવ્યે બે ત્રણ દિવસ થઈ ગયા. મન્મથનો ગુંચવાડો વધતો ને વધતો જ ગયો.

એક સ્હાંજે ત્હેના પ્રશ્નનો ઉકેલ આવી ગયો. તે બહાર ફરવા ગયો હતો ત્યાંથી પાછો આવ્યો ત્યારે નૂતન ઘેર એકલો જ હતો. બારણું ખાલી વાસ્યું હતું.

બહારથી મન્મથે ધક્કો માર્યો. બારણું ખૂલી ગયું. ખુરસી પર બેઠેલો નૂતન ચમકયો. એણે પાછળ જોયું.

મન્મથે શું જોયું ? નૂતનની પાસે ટેબલ પર એક પત્રો

આમ તેમ પડયા હતા. ચિત્રવિચિત્ર- સુશોભિત પરબિડિયાં પણ આમતેમ પડયાં હતાં.

ને નૂતનના હાથમાં એક ફોટો હતો. એની આંખોમાં ઘેન હતું. હોઠપર વિલાસ હતો. ચુંબનની અભિલાષા હતી.

નૂતને ઝટઝટ ફોટો સંતાડી દીધો. ફોટો અદશ્ય થયો, પણ તે પરની પ્રતિકૃતિ છાની ન રહી. મન્મથ જાણી જ ગયો કે તે છબી કોઇની નહિ પણ વાસન્તીની જ હતી.

" આવ, આવ, મન્મથ !" કરતાં નૂતને કાગળોને ખોળામાં લઇ નીચેની ખુલ્લી પેટીમાં મૂકી દીધા. મન્મથે બેદરકારીથી હૅટ ખીંટી પર લટકાવી, ગળાની ટાઇ ઢીલી કરી, જરા કોટ પર હાથ ફેરવી આંગળાથી મ્હીસાને નીચું ખેંચ્યું.

છતાં ત્હેના મનમાં તો વાસન્તીનો આ પ્રયોગ જ રમ્યા કરતો હતો. પુરૂષોને આંગળીએ નચાવવાનો પ્રયોગ ત્હેને કોણે શીખવ્યો હશે ? એનો વિચાર કરતાં કરતાં તે આરામ ખુરસીમાં બેસી ગયો.

ત્યારે ખુરસી પર બેઠેલો નૂતન, પકડાઇ ગયેલા કોઇ ગુન્હેગારના જેવો દેખાતો હતો !"

# શંખધ્વનિ

દુર્યોધનના ષડ્યંત્રથી પાડવોના લાક્ષાગૃહમા બળી મરવાની વાત દ્રૌપદી—સ્વયંવર થયા પછી, અસત્ય થઇ ચૂકી હતી મહારાજ યુધિષ્ઠિર પોતાનુ અર્ધ રાજ્ય પ્રાપ્ત કરીને, પોતાના ચારે ય ભાઇઓ તથા ભગવાન શ્રીકૃષ્ણની સહાયતાથી રાજ્યકારોબાર ચનાવતા હતા તેમનુ રાજ્ય ધનધાન્યથી ભરપૂર હતુ સમસ્ત પ્રજા સુખી હતી વિદ્વાન લોકો સાચા અને ઉદાર ધર્મના સમર્થક હતા બળવાન લોકો નિર્બળ મનુષ્યોનુ રક્ષણ કરતા ચોમેર સુખ, શાન્તિ અને સૌજન્યતાનુ સામ્રાજ્ય પથરાયનુ હતુ

આવા અનુકૂલ સમયે, મહારાજ યુધિષ્ઠિરે રાજસૂયયજ્ઞનુ અનુષ્ઠાન કર્યુ હતુ સર્વ પ્રકારની સામગ્રીઓ એકત્રિત કરવામા આવી હતી દેવદુર્લભ સામગ્રીઓ પણ મહારાજ યુધિષ્ઠિર પ્રાપ્ત કરી ચૂકયા હતા દેશ દેશના નૃપતિગણ અને સામત—સરદાર સમૂહ પોતપોતાના કાર્યને પ્રસન્ન ચિત્ત કરી રહ્યો હતો ભગવાન શ્રીકૃષ્ણ સર્વ કાર્યોના નિરક્ષક, યજ્ઞ—સૂત્ર સચાલક હતા તેમની જ આજ્ઞાનુસાર સર્વ કર્મો થતા હતા

યજ્ઞનો આરભ થવાના સમયે ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો પચજન્ય શખ યજ્ઞમડપમા મૂકતા કહ્યુ "જ્યારે યજ્ઞ પૂર્ણ થશે ત્યારે આ શખ સ્વયજ વાગવા લાગશે"

યજ્ઞની સર્વ વિધિઓ થઇ, રાજસૂય યજ્ઞની તથા બીજી જે કાંઇ વિધિ વેદોમા તથા ધાર્મિક ગ્રથોમા અને જૈમિનીની મીમાસામા લખી હતી તે બધી યથાવત્ પૂરી કરવામા આવી ઋષિઓ મુનિઓ અને વિદ્વાનોનુ પૂજન કરવામા આવ્યુ દાન—દક્ષિણા તો એટલી બધી અપાઇ કે લેવાનાળાઓના હાથ લચી પડયા.

પરન્તુ જ્યારે પૂર્ણાહુતિ થઇ ગયા પછી પણ શંખ ન વાગ્યો ત્યારે સર્વ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા, અને અરસપરસ મુખ જોવા લાગ્યા શું કારણ છે? કયો વિધિ કરવો રહી ગયો હશે કે શંખ ન વાગ્યો? બધાના મન ચિન્તાગ્રસ્ત થયા. પાંડવો કિંકર્તવ્યવિમૂઢ બન્યા આવા પ્રતિકૂળ સમયે શ્રીકૃષ્ણ જ ત્હેમને આશ્વાસન આપનારા હતા યુધિષ્ઠિરે ત્હેમને કહ્યું "હે યાદવ! યજ્ઞ શાસ્ત્રાનુસાર બધી વિધિ પૂર્ણ થઇ ચૂકી છે, પણ અત્યારે શંખ ન વાગ્યો ત્હેનુ શું કારણ?" શ્રીકૃષ્ણે પ્રત્યુત્તર આપ્યો "શાસ્ત્રાનુસાર સર્વ વિધિ તો થઇ ચૂકી છે, પરન્તુ અહીં આપના નગરમાં એક એવા ભક્ત રહે છે કે જેમના પર હજારો ઋષિ-મુનિઓ ન્યોછાવર કરી શકાય તેમ છે ત્હેમને આપે નોતર્યા નહિ તેથી જ યજ્ઞ પૂર્ણ ન થઇ શક્યો."

"તો પછી આપ જ બતાવોને કે તે ભક્તરાજ કોણ છે? ત્હેમનુ નામ શુ છે? ક્યાં રહે છે? આપની વાત સાંભળીને મ્હને અતિ અચંબો થાય છે. આખી પૃથ્વીના ઋષિ-મુનિઓ, વેદજ્ઞો તથા ભગવદ્ભક્તોનો યથોચિત સત્કાર કરવામાં આવ્યો હતો અને આપ કહો છો કે આ નગરમાં એક ભક્ત એવા છે જેમના ન આવવાથી યજ્ઞ પૂર્ણ ન થયો! કૃપા કરીને અમારો સંદેહ શિઘ્ર ટાળો."

"ખરેખર, આપ તે ભક્તરાજને નથી ઓળખતા અને તેઓ પોતે પણ સ્વયંરૂપમાં પ્રકટ થવા નથી ઇચ્છતા નિરભિમાની ભક્ત લોકપ્રતિષ્ઠાથી સદા દૂર રહ્યા કરે છે"

"પણ હવે તો આપ ત્હેમનુ નામ કહી નાખો"

"સારૂં કહું છું ત્યારે પરન્તુ એટલું ધ્યાનમાં રાખજો કે ત્હેમને એ ખબર ન પડવી જોઇએ કે ત્હેમનુ નામ મ્હેં જાહેર પાડયુ છે, નહિ તો તેઓ મ્હારાથી નાખુશ થઇ જશે સમજ્યા?"

"આપ નિશ્ચિંત રહો આપનુ નામ નહિ કહીએ"

"ઠીક, તો કહુ છુ. રહનારે આપને ત્યા ઝાડુ લઇને વાળવા આવે છે ને, તે !"

"શુ કહો છો? ઝાડુ કાઢવા આવે છે તે?"

"હા, વાલ્મીકિ નામનો અત્યજ ભક્ત આપને ત્યા ઝાડુ કાઢના આવે છે, તહેમના જ સબધી કહી ગ્યો છુ તહેમના પધારવાથી જ આપનો યજ્ઞ પૂર્ણ થશે"

આ સાભળી સર્વ સ્તબ્ધ થઇ ગયા, ક્ષણભર કોઇ ન બોલ્યુ. પછી યુધિષ્ઠિરે કહ્યુ "આપની વ્યવસ્થા જ ધર્મ છે આપ જે કહો છો તે સઘુ વટિત છે આપનો અનતાર જ ધર્મની સ્થાપનાને માટે છે સહુ જ સારી વાત છે' આવી રીતે શ્રીકૃષ્ણની વાતને અનુમોદન આપતા યુધિષ્ઠિર બોલ્યા "અર્જૂન! કોઈ નરેન્દ્રને મોકલી આપો કે જે જઇને ભક્તરાજ વાલ્મીકિને બોનાવી લાવે"

શ્રીકૃષ્ણે કહ્યુ 'નહિ, તેમને બોનાવવા માટે સ્વય અર્જૂને જ જવુ પડશે અને તેમને માટે ભોજન પણ સ્વય દ્રૌપદીએ જ બનાવવુ પડશે"

'સહુ સારુ" કહીને યુધિષ્ઠિરે એ મહારાજને તેડી લાવવાની આજ્ઞા આપી, અને અતપુરમા કહી મોકલ્યુ કે, 'એક ભક્તરાજ આવનાના છે જેમને માટે સ્વય દ્રૌપદીએ રસોઇ બનાવવી પડશે'

(૨)

શ્રીકૃષ્ણે પણ અન્ત પુરમા જઈ દ્રૌપદીને કહ્યુ "જૂઓ, આજે ખૂબ મહેનત સાથે સારી રીતે બધી જાતના પક્વાન બનાવજો, કેમકે આજે જ તમારા હાથની કદર થવાની છે"

દ્રૌપદીની વિશેષ ઉત્સુકતા જોઇને શ્રીકૃષ્ણે બધો હેવાલ કહી સભળાવ્યો દ્રૌપદી અતિ પ્રેમ સાથે સર્વ પ્રકારના પાક-પકવાનાદિ તૈયાર કરવામા પ્રવૃત્ત થઇ ગયા

પેલી બાજુ, ભીમને સાથે લઈ અર્જૂન વાલ્મીકિને ત્યાં પહોંચ્યા. શહેરની બહાર એક વિસ્તૃત તરૂ-સમુહની વચ્ચે ઝુંપડું હતું. ઝુંપડાની બહાર થોડેક દૂર ઝાડુ અને ટોપલો સાફસૂફ કરેલાં પડયાં હતાં. ચારે તરફ કાંટાની વાડ કરી લેવામાં આવી હતી. દરવાજામાં ટાટીયું લગાડેલું હતું. તે ધીરેથી હટાવી લઇને અર્જૂન અને ભીમ અંદર ગયા. આંગણું સાફસૂફ અને લીપેલું જણાતું હતું. આંગણા વચ્ચે ઝૂંપડાની બરાબર સ્હામે, તુલસીનો છોડ શોભી રહ્યો હતો. અંદરથી એવી સુંદર ધૂપ-સામગ્રીની સૌરભ આવી રહી હતી કે જેણે ઉભયનાં હૃદયમાંથી રાજસ મનોવૃત્તિને હટાવી સાત્વિક કરી દીધી ! એથી અર્જૂનનું હૃદય ગદ્‌ગદ્ થઇ ગયું.

પગરવ સાંભળ્યો એટલે વાલ્મીકિ બહાર આવ્યા ને જોયું તો અર્જૂન અને ભીમ સ્હામે ઊભા હતા ! વાલ્મીકિના ભક્તિપૂર્ણ નિર્મળ હૃદયમાં સર્વ ઘટનાનો સંચાર થયો. પરન્તુ જ્યારે અર્જૂન અને ભીમ નિકટ આવ્યા, ત્યારે વાલ્મીકિ મનમાં જ શ્રીકૃષ્ણ પર બહુ જ નારાજ થયા. પૃથ્વી પર મસ્તક મૂકીને વાલ્મીકિએ પ્રણામ કરવા તૈયારી કરી; પરન્તુ અર્જૂને આગળ આવી તેમને વચ્ચે જ ઉઠાવી લીધા અને કહ્યું: " આપ આ શું કરી રહ્યા છો ? આજે તો આપની ચરણરજથી અમે તથા અમારા ગામના લોકો પવિત્ર થઇશું. "

વાલ્મીકિએ પ્રત્યુત્તર આપતાં કહ્યું " મહારાજ ! આપ આ શું બોલી રહ્યા છો ? હું તો આપનો ક્ષુદ્રમાં ક્ષુદ્ર સેવક છું. મ્હારે માટે આપ જેવા રાજપુરૂષે આમ કહેવું શોભતું નથી. શું હું સ્વપ્ન તો નથી નિહાળી રહ્યો ? કંઇ સમજાતું નથી ! "

અર્જૂનઃ " નહિ, હવે આ શિષ્ટાચાર રહેવા દો અને પધારીને પ્રાસાદ પવિત્ર કરો. "

વાલ્મીકિએ અતિ નમ્રતાપૂર્વક આનો પ્રતિવાદ કર્યો, પરન્તુ કોઇએ કઇ સાભળ્યુ નહિ અર્જૂન અને ભીમ, વાલ્મીકિને પોતાની વચ્ચે રાખી, ચાલતા ચાલતા રાજસભામા આવી પહોચ્યા તોપોની સલામીથી ત્હેમનુ સન્માન કરવામા આવ્યુ. યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણે ઉભા થઇને સ્વાગત કર્યું અન્ય સભાજનો પણ ઊભા થયા વાલ્મીકિએ ત્યા યુધિષ્ઠિરને પણ નમ્રતાપૂર્વક નિવેદન કર્યું કે આ બધુ અનુચિત થઇ રહ્યુ છે, પણ એથી તો ત્હેમની અધિકાધિક પ્રતિષ્ઠા વધતી ગઇ

( ૩ )

ભોજન માટે તેડુ આવ્યુ. વાલ્મીકિએ પુન કહ્યુ " મ્હને અહીં જ લાવી આપો હુ તો આપના ખાસડા પાસે બેસીને એઠુ-જૂઠુ ખાનારો છુ ' વાતને ઉડાવી દેતા શ્રી કૃષ્ણે કહ્યુ " આપે તો અદર ખાસ મહેલમા પધારીને ભોજન કરવુ પડશે રાણી દ્રૌપદી ભોજન તૈયાર કરી રહ્યા છે "

આખરે સર્વના આગ્રહથી તેઓ અદર ગયા ને ભોજન કરવા બેઠા દ્રૌપદીએ સ્વહસ્તે રસોઇ પીરસી સેકડો પ્રકારના પાક-પકવાન બન્યા હતા એનુ તો પૂછવુ જ શુ ? વાલ્મીકિએ ભગવાનનુ ધ્યાન ધરીને બધુ જ અર્પણ કર્યું ત્યાર પછી બધા પકવાનનુ મિશ્રણ કરીને ભોજન કરવા લાગ્યા પ્રથમ ગ્રાસ મુખમા ગયો અને પાચ જન્ય શખે મ્હોટે અવાજે ધ્વનિ કર્યો પણ એક ધ્વનિ કરીને પુન તે મૌન થઇ ગયો ! શ્રી કૃષ્ણને સદેહ થયો કે, એ વાગીને બધ કેમ થઇ ગયો ! દ્રૌપદીને પૂછ્યુ " ત્હમારા મનમા કઇ શકા તો નથી આવી ને ? " દ્રૌપદીએ સ્પષ્ટ કહી નાખ્યુ " મહારાજ મ્હારા બનાવેલા સેકડો પ્રકારના પાક-પકવાન જ્યારે મિશ્રણ કરીને તેઓ જમવા લાગ્યા ત્યારે મ્હારા મનમા એમ થયુ કે આખરે ભગી તે

ભંગી જ ને ! રાજાઓને યોગ્ય ભોજનની કદર આ નીચ–કુલોત્પન્ન શું જાણે ? પોતાની પ્રકૃતિ અનુસાર બધું જ એકઠું કરીને ખાવા મંડયો ! એમાં મ્હારા પરિશ્રમની શું કદર થઇ ? ”

શ્રી કૃષ્ણે ઉચ્ચાર્યું: “ દ્રૌપદી, ત્હમે ભક્તનો માનસિક અપરાધ કર્યો છે; એટલે ક્ષમા–યાચના કરો, અને આવા પ્રકારની ભાવના દૂર કરો; ત્યારે જ યજ્ઞ પૂર્ણ થશે. ”

દ્રૌપદીએ તેમ કર્યું, અને શંખ પુનઃ જોરથી વાગવા લાગ્યો, ને યજ્ઞ પૂર્ણ થયો. છૂત–અછૂતનો ભેદભાવ દૂર થયો, અને ‘ નાત-જાત પૂછે નવ કોય, હરિને ભજે સો હરિનો હોય ’નો સિદ્ધાન્ત પ્રતિપાદિત થઇ ગયો.*

* પ્રતાપ–દીપોત્સવી અંક સં. ૧૯૯૨

# તૂમ તાના....ના....

[ સંગીત સંસારની એક વાર્તા ]

( ૧ )

" અન્ની ! એ વાત જ ન કરતી. તારો અને મારો મેળ શી રીતે મળે ? "

" કેમ ન મળે ? જ્યાં હૃદયે હૃદય ખેંચાય ત્યાં પછી ભિન્નતા કેવી ? તાનસેન, હું સાચું જ કહું છું કે તારું સંગીત સાંભળીને હું ઘેલી બની છું, તારા પ્રત્યે મને અનુરાગ ઉત્પન્ન થયો છે. તારા ચરણે મારુ જીવનસર્વસ્વ અર્પણ કરી દેવા હું તત્પર છું. "

" હશે. "

તાનસેનના આ ટૂંકા અને ટાઢા ઉત્તરથી અન્ની આભી બની ગઈ. બીજો કોઇ હોત તો અન્ની તેને ન કહેવાનુ કહી બેસત, પરંતુ આ તો તાનસેન ! જેને પોતાનો હૃદયહાર બનાવવા તે માગતી હતી, તેને શું કહી શકાય ? કોઇ પણ રીતે તેને મનાવી લેવા સિવાય તેનો છૂટકો જ ન્હોતો !

" તાનસેન ! આમ નઠોર કાં બનો ? તમે નારી હૃદય વાચી શકતા હો–માના અંતરમાં અત્યારે કેવી અકળામણ થઇ રહી છે તે જાણી શકતા હો તો મારી માગણીને આપ કદી ન નકારો ! "

" અન્ની, ક્ષણિક આવેશમાં તને અશક્યતાનું પણ ભાન રહ્યું નથી. નથી જાણતી કે જ્ઞાતિરૂપી અભેદ્ય દિવાન આપણી વચ્ચે ઉભી છે ? " તાનસેને સ્પષ્ટીકરણ કરવા માંડ્યું.

" એ તો માત્ર લૂનો બચાવ છે. જ્યાં સત્ય પ્રેમ હોય ત્યાં જ્ઞાતિબંધનની શી પરવાહ ? "

" પરવાહ કદાચ તને ન હોય પણ મને તો છે અન્ની !

પ્રેમ પરસ્પર હોવો જોઇએ. એકપક્ષી પ્રેમ એવાં બંધનોને તોડી શકતો નથી."

"ત્યારે શું તું મ્હને ચ્હાતો નથી ?"

"નહીં જ."

"તાનસેન ! હું કોણ છું તે જાણે છે ?" અન્ની છેક્લે પાટલે બેઠી.

"ત્હને ન જાણું ? બાદશાહ–બેગમની બાંદીને ન ઓળખું ?"

વચનમાં નર્યો કટાક્ષ ભર્યો હતો. અન્નીનું અભિમાન ઘવાયું.

"બાંદી ખરી, પણ જેવી તેવી નહીં. તું જાણે છે કે હું મરિયમ બેગમની કેટલી માનીતી છું ?"

"ખૂબ સારી રીતે જાણું છું." જવાબમાં ભારોભાર બેદરકારી ભરી હતી.

"છતાંય તું મ્હારી અવગણના કરવાની હામ ભીડે છે ?"

"બીજું શું થઇ શકે ?" તાનસેન એ પીડા પતાવવા અધીરો બન્યો.

"જો જે હો ! પસ્તાવું પડશે, મ્હારા આ અપમાનનાં કડવાં ફળ ચાખવાં પડશે." કોઇ સત્તાભિમાની સમ્રાજ્ઞિ આજ્ઞા કરતી હોય તેમ અન્નીએ છેવટની ચેતવણી આપી.

"ગમે તેમ થાય, પરંતુ એમાં બીજો કંઇ ઉપાય જ નથી." તાનસેને છેવટનો ઉત્તર વાળ્યો. અન્ની પાસે વધુ વખત ઉભા રહેવાનું પણ ત્હેને યોગ્ય ન લાગ્યું.

અન્ની–આશાભંગ બનેલી અન્ની સ્વસ્થતાથી ચાલ્યા જતા તાનસેન તરફ ક્રોધભરી નજરે જોઇ રહી. છંછેડાયલી નાગણ ફુંફાડા મારતી હોય તેમ ત્હેના મુખમાંથી આવેશભર્યાં વચનો નીકળી પડ્યાં: "ઠીક છે, બચ્ચા ! વખત આવવા દે, ત્હને ખુવાર ન કરી નાખું તો મ્હારૂં નામ અન્ની નહીં !"

## ( ૨ )

દિલ્હીના દરબારમાં આજે અજબ ઉત્સાહ ફેલાયો હતો. તાનસેન લાંબા સમયની ગેરહાજરી પછી આજે દરબારમાં પોતાના સંગીતની લ્હાણ આપવાનો હતો. મોગલસમ્રાટ્ અકબર અને આખો દરબાર એનું કર્ણપ્રિય સંગીત સાંભળવા અધીરો બન્યો હતો. ચકની પાછળ બેઠેલી જનાનખાનાની રમણીઓનાં આતુર નયનો પણ તાલ-સૂર મેળવતાં તાનસેન ઉપર મીટ માંડી રહ્યાં હતાં !

તાનસેને સંગીત છેડયું. જાતજાતની રાગરાગણીઓથી દરબારનું વાતાવરણ સંગીતમય બન્યું. સૌના મુખમાંથી 'વાહ ! વાહ!' અને આફ્રીન 'ના પોકારો નીકળવા લાગ્યા.

એટલામાં અકબરના સિંહાસનની પાછળનો એક ચક ઉપડયો. એક બાંદી આવીને ઉતાવળમાં જ અકબરના કાનમાં કંઇક કહી ગઈ. વીજળી ઝબકે અને પાછી અલોપ થઇ જાય તેમ, તે દાસી બહાર આવી .અને પોતાનું કાર્ય બજાવીને પાછી અદશ્ય થઇ ગઇ.

ચાણાક્ય બુદ્ધિવાળા તાનસેનના લક્ષ બહાર આ વાત રહેવા પામી નહિ. સંદેશો આપવા આવેલી બાંદી તરફ ત્હેની નજર ગઇ. ચાર આંખો મળી. બાંદીની આંખોમાં વિજયનો મદ એણે નીરખ્યો, અને એ વસ્તુસ્થિતિ પામી ગયો.

એ બાંદી બીજી કોઇ નહિ પણ તાનસેનના પ્રેમથી વંચિત રહેલી આશાભંગ અત્રી હતી !

તરતજ શહેનશાહના મુખમાંથી આજ્ઞા નીકળી, " તાનસેન ! દીપકરાગ સંભળાવો ! "

" દીપકરાગ ! " તાનસેન વિચારમાં પડયો, " જરૂર આ અત્રીનાં કારસ્થાન છે ! "

વિનયપૂર્વક ત્હેણે અરજ ગુજારી " જહાંપનાહ, એ બાબતમાં

આપની માફી ચાહું છું. દીપકરાગમાં મ્હેં હજી પૂરી પ્રવીણતા મેળવી નથી."

પરંતુ બેગમની ઈચ્છા ! એને અવગણવાનું શી રીતે બને! અની હમણાંજ આવીને કહી ગઈ હતી કે મરિયમ બેગમ તાનસેનના મુખે દીપકરાગ ગવાતો સાંભળવાની ખાસ ખ્વાહેશ ધરાવે છે. મરિયમ બેગમ-પોતાની માનીતી બેગમને નારાજ કરવાનું અકબરને કેમ ગમે ? ત્હેણે ફરીથી આગ્રહ કર્યો.

" ગરીબ પરવર ! " તાનસેને ખુલાસો કરવા માંડ્યો; "દીપક રાગમાં હું પારંગત નથી બન્યો. ક્વચિત્ મ્હારા ગુરૂજી સમક્ષ જ એ રાગ હું ગાતો. ત્હેમની ગેરહાજરીમાં કદી નહિ. દીપકરાગ ગાનારાના શરીરમાં એ રાગ ગાવાથી ઉત્પન્ન થતા અગ્નિને શાંત કરવાનું જ્ઞાન મ્હેં હજી મેળવ્યું નથી."

પરંતુ રાજહઠ ! એને કોણ પહોંચી શકે ? બાદશાહે તો જીદ પકડી; બેગમોએ ફરીથી આગ્રહભર્યો સંદેશો કહાવ્યો; ઇર્ષાખોર દરબારીઓએ એ વાતને ઝીલી લીધી.

અન્નીની ઈચ્છા પાર પડી. તાનસેન માટે બીજો ઉપાય જ ન રહ્યો. ત્હેણે દીપકરાગ ગાવાનો પ્રારંભ કર્યો.

( ૩ )

આખો દરબાર દિગ્મૂઢ બન્યો. પોતે કદી ન સાંભળેલા એવા આ રાગમાં તાનસેનની આટલી બધી કુશળતા જોઇ સૌ મુગ્ધ બન્યા. સંગીત-પ્રવાહનો વેગ આગળ વધવા લાગ્યો.

અને એ વેગ જેવો પૂર્ણતાએ પહોંચ્યો તેવો જ એક ચમત્કાર થયો. દરબારમાં ઓલવી નાંખેલા દીવા પોતાની મેળે જ સળગી ઉઠ્યા. આખો દરબાર દીપકના પ્રકાશથી ઝળાંહળાં થઇ રહ્યો !

'વાહ વાહ! ખૂબ ખૂબ!' હજાર પ્રશસાના સૂરોથી ગાજી ઉઠયો

પરંતુ અફસોસ! આખો દરબાર જ્યારે હર્ષપ્રફુલ્લ બની રહ્યો હતો ત્યારે એ હર્ષ ઉપજાવનાર-દીપકરાગનો ચમત્કાર બતાવનાર તાનસેન નિર્બળ બની ગયો હતો દીપકરાગ પૂરો થતા જ તે મૂર્છાવશ બન્યો એ રાગથી ઉત્પન્ન થયેલા અગ્નિનો દાહ એ શમાવી ન શક્યો એનું રક્ત શોષાયું—શરીર સુકાવા લાગ્યું

*

તાનસેને બાદશાહને પોતાની દુર્દશાનું ભાન કરાવ્યું, હેમની હઠને લીધે પોતાને ભોગવવું પડેલું દુઃખ પણ નજરે બતાવ્યું, અને એ દુઃખનું નિવારણ કરવા માટે—ઔષધોપચાર કરવા માટે આગ્રા છોડી જવાની પરવાનગી માગી

"અહીં વૈદ હકીમોની શી ખોટ છે? તાનસેન, હમે કહો તે સગવડ અહીં જ કરાવી દઉં" બાદશાહે વિવેક કર્યો

"એમાં હકીમની હિકમત ચાલે એવું નથી, જહાંપનાહ, આ દર્દની દવા તો કોઈ વીરલો સંગીતાચાર્યજ જાણે!"

"તો શું એવી કોઈ વ્યક્તિ આટલામાં નથી?"

"જી, ના, અહીં તો નથી જ, તેમ જ તપાસ કરવાથી પણ કંઈ દહાડો વળે તેમ નથી એ તો ભાગ્યમાં હોય તો અનાયાસે ક્યાંક ભેટો થઈ જાય તેથી જ હું યાત્રાર્થે જવા ઇચ્છું છું"

દીપકરાગ ગવરાવવાની પોતાની હઠથી તાનસેનની આવી દુર્દશા થયેલી જોઈ અકબરના અન્તરમાં ખૂબ ક્ષોભ થયો હેણે તાનસેનને યાત્રાર્થે જવાની રજા આપી સાથે હેની સગવડ સાચવવા માટે ધન અને નોકર ચાકરોની જોગવાઈ પણ કરી આપી

( ૪ )

" તાના બ્હેન, જો, જો, આ પાલખીમાં બેઠેલો મહાપુરૂષ ' દીપકરાગ 'થી બળીઝળી રહેલો લાગે છે ! "

" તાનસેનના કાન ચમકયા. ત્હેણે એ અવાજ આવ્યો તે દિશામાં નજર કરી. બે યુવતીઓ વાત કરતી ત્હેના તરફ જોઇ રહી હતી !

" મ્હને પણ એમજ લાગે છે, બ્હેન તૂમ ! " તાના પોતાની સમ્મતિ દર્શાવતી તાનસેન તરફ તાકી રહી હતી.

તાનસેન આગ્રાથી નીકળી મથુરા અને જયપુર થઇ રાજપૂતાનામાં ઘૂમી ગુજરાતમાં આવ્યો. એ સમયે અમદાવાદ ગુજરાતનું પાટનગર ગણાતું અને મીર્ઝાવંશના નવાબની ત્યાં હકુમત હતી. અકબરના રાજ્યની સીમા એ સમયે કાલિંજરની આસપાસ હતી– અમદાવાદ એ વખતે એના રાજ્યમાં ભળ્યું હતું.

ગુજરાતમાં ફરતાં ફરતાં તાનસેન સોરઠમાં વંથળી આગળ આવી પહોંચ્યો. ત્હેણે સાંભળ્યું હતું કે પોતાના ગુરૂ દ્વારકામાં છે. દ્વારકા જઇને પોતાના ગુરૂનાં દર્શન કરી, ત્હેની સંગીતકળાની સિદ્ધિના પ્રતાપે પોતાની ક્ષીણ થઇ ગયેલી શક્તિને પુનઃ પ્રાપ્ત કરવા તે આતુર બન્યો હતો. દરમ્યાન માર્ગમાં કોઈ પણ સંગીતપ્રેમી સાધુ સંત મળી આવે તો તે, ત્હેના સત્સંગનો લાભ લેતો. વંથળીની નજીકમાં એવા એક સંત પુરૂષની જાણ થતાં તાનસેન ત્હેના દર્શને જઇ રહ્યો હતો.

તેવામાં માર્ગમાં ત્હેણે બે બ્હેનોને પોતાના રોગ સંબંધી ઇશારો કરતી જોઈ અને અંતે આશ્ચર્યચકિત બન્યો. ત્હેણે તરત જ પાલખી ઊભી રખાવી. ત્હેમાંથી ઝપાટાબંધ તે ઉતર્યો, અને દોડતો જઇને એ બ્હેનોના પગમાં પડ્યો.

" બ્હેન, કહો ન કહો પણ તમે જ મ્હારા રોગનું નિવારણ કરી શકશો. "

" કોણ અમે ? અમે બાઇ માણસ તે શું કરી શકીએ ? "

" હું આગ્રાથી ફરતો ફરતો–ગામ ગામ રખડતો અહીં સુધી આવ્યો, પરંતુ કોઇ મ્હારો રોગ કળી શક્યું નથી. આપે એ તરત પારખી લીધો છે. મ્હારી ખાત્રી છે કે, આપ મ્હારા સુકાતા દેહને પુનર્જીવન આપી શકશો. "

તૂમ અને તાના બન્ને રાજપૂત બ્હેનો હતી. ચન્દ્રગિરિસિંહ નામના રાજપૂત સરદાર સાથે એ બંને બ્હેનોનાં લગ્ન થયાં હતાં. અમદાવાદના મીર્ઝાએ ચન્દ્રગિરિસિંહને ગુજરાતની સેનાનો ઉપનાયક બનાવીને પોરબંદરની આસપાસના પ્રદેશની વસૂલાતનું કામ તેને સોંપ્યું હતું. પોતાની કામગિરિને અંગે ચંદ્રગિરિસિંહ વંથળી આવ્યો હતો. ત્યાં વગડામાં ફરતાં ફરતાં તૂમ અને તાનાની નજર તાનસેનની પાલખી ઉપર પડી અને તરત જ તેમની ખાત્રી થઇ કે દીપકરાગથી બળી રહેલી તેની કાયા કરમાઇ ગઇ છે !

તાનસેનની વિનંતિને સ્વીકારી, તૂમ અને તાનાએ તેનો યોગ્ય અતિથિસત્કાર કર્યો. તેની દુઃખદ સ્થિતિ જોઇ એ દયાળુ બ્હેનોનું હૃદય દ્રવ્યું. પરોપકારના સદ્‌ગુણથી વિભૂષિત થયેલી એ બ્હેનોએ ' મેઘમાળા ' અર્થાત્ મેઘરાગ ગાઇ સંભળાવ્યો.

તાનસેનની ક્ષીણ થયેલી શક્તિ ધીમે ધીમે પાછી આવવા લાગી. તેણે એ બ્હેનો પાસેથી ' મેઘમાળા 'નું પૂર્ણ જ્ઞાન મેળવી લીધું. એ જીવનદાતા બંને બ્હેનોનો અંતઃકરણપૂર્વક આભાર માની તેણે વિદાય માંગી.

" ભાઈ, એક વાત લક્ષમાં રાખજો. આ વાત કોઇને ન જણાવશો. " તૂમ અને તાનાએ તાનસેનને ચેતવણી આપી.

" આપની એ ઇચ્છા હું જરૂર લક્ષમાં રાખીશ, બ્હેનો ! " તાનસેને વચન આપ્યું.

( ૫ )

નવે અવતાર આવ્યો હોય તેમ સાજોતાજો થઈ ગયેલો તાનસેન પાછો આગ્રા આવી પહોંચ્યો.

બાદશાહ અને દરબારીઓ તો એનો નિરોગી દેહ અને એની દેદીપ્યમાન કાંતિ જોઇ દિગ્મૂઢ બની ગયા.

" તાનસેન ! ભલા કહો તો ખરા, તમે ગુમાવેલી શિક્ત શી રીતે પાછી મેળવી ? "

તાનસેને વિસ્તારપૂર્વક યાત્રાવર્ણન કરી બતાવ્યું. 'મેઘમાળા'ના પ્રતાપે પોતે સાજો થયો એ પણ જણાવ્યું; પરન્તુ 'મેઘમાળા'નો લાભ ક્યાંથી કોની પાસેથી મળ્યો એ વાત ઢાંકી રાખી.

અકબર જેવા વિચિક્ષણ બાદશાહના લક્ષ બહાર આ વાત રહેવા પામે ? તેહેણે ગંભીરતા પૂર્વક પ્રશ્ન પૂછયોઃ " હાં, પણ એ 'મેઘમાળા'નું જ્ઞાન આપનાર મહાપુરૂષ કોણ છે ? "

" છે કોઇ ખુદાનો બંદો, જહાંપનાહ, બહુ રત્ના વસુંધરા ! " તાનસેને વાત ઉપાડવા માંડી.

પરન્તુ અકબર હઠે ચડયો. જેમ જેમ તાનસેન લોચા વાળવા મંડયો, તેમ તેમ બાદશાહની જીદ્દ વધુ જોર પકડતી ગઇ.

" કૃપાનાથ ! એ વાત જવા દો, હું એ વ્યક્તિનાં નામ ઠામ નહિંજ જણાવી શકું. " તાનસેને પોતાની મુશ્કેલી જણાવી.

" મ્હારાં વચનોની અવગણના ? અરે કોણ છે હાજર ?"

જાઓ આ નાફરમાન ગવૈયાનો શિરચ્છેદ કરો !” અકબરની આંખ ફાટી મુખમાંથી જહાંગીરી ફરમાન નીકળી પડયું.

ગરીબ બિચારો તાનસેન ! કાયાની માયા કોને ન હોય ? જીવનના મોહમાં તૂમ અને તાનાને પોતે આપેલું વચન ફોક કર્યા વિના ત્હેને ન જ ચાલ્યું. ત્હેણે તૂમ અને તાનાનું નામ ઠામ આપ્યું અને સઘળી હકીકત જણાવી દીધી.

( ૬ )

સ્ત્રી જાત અને તે સંગીતમાં આટલી બધી પ્રવીણ ! અકબરને તૂમ અને તાના તરફ પૂજ્યભાવ પેદા થયો. એ ક્ષત્રિયાણીઓનાં દર્શન કરવાનો ત્હેણે નિરધાર કર્યો.

ઈ. સ. ૧૫૭૩ લગભગ અકબરે ગુજરાતના શાસનકર્તા મીર્ઝાઓનો પરાજય કરીને, ગુજરાતને પોતાના વિશાળ સામ્રાજ્યમાં ભેળવી દીધું. ખુદ બાદશાહ આ વિજય વરવા ગુજરાતમાં આવ્યો હતો. તૂમ અને તાનાનાં દર્શન કરવાની ઊંડી ઊંડી અભિલાષા પણ ત્હેના અંતરમાં હતી.

અને એ અભિલાષા પૂરી કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે ત્હેણે જોયું કે જેને મળવા પોતે આતુર છે એ બંને બ્હેનો તો ગુજરાતના સૂબાઓના પક્ષે લડતાં લડતાં વીરમૃત્યુ પામેલા પોતાના પતિની પાછળ સતી થવાની તૈયારી કરી રહી છે !

દર્શનાભિલાષી અકબર વેગપૂર્વક એ સ્થળે જઇ પહોંચ્યો. સોળે શણગાર ધરીને સતી થવા માટે તત્પર બનેલી એ રાજપૂત યુવતીઓને જોતાં જ અકબર એમના સૌંદર્યથી અંજાયો; એનો પૂજ્યભાવ મોહમાં પરિવર્તન પામ્યો. જે ક્ષણે જીવન અને મૃત્યુ વચ્ચેનું અંતર ઓછું થતું જતું હતું-જ્યારે મૃત્યુ માટે માત્ર

ચિતા પર ચઢવાની જ વાર હતી—ત્યારે અકબરના હૃદયમાં પિશાચી વૃત્તિ જાગી ! મોહની એ કેવી રાક્ષસી માયા !

અકબરે પ્રપંચપાસો ફેંકયો, એમના જેવી કોમલાંગીઓ અગ્નિમાં બળીને ભસ્મીભૂત થઇ જાય એ માનવહૃદયને કંપાવનારી ઘટના છે એમ જણાવી ત્હેણે ત્હેમને સતી થતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ આર્ય સન્નારી એવાં પ્રલોભનો કે ધમકીઓથી થોડી જ ડરી જાય કે પાછી પાની કરે ? જેને પોતાના પતિ પાછળ આત્મવિસર્જન કરવું હોય ત્હેને અગ્નિદાહ એ એક જ ઇલાજ છે એવું કાંઇ નથી. ત્હેમની જ્યારે ખાત્રી થઇ કે સૌંદર્યપિપાસુ અકબર પોતાને ચિતાપર ચડવા નહીં દે ત્યારે ત્હેમણે પોતાની કમરમાંથી કટાર કાઢી, અને રાજપૂતાણીની સદાની જીવનસંગાથી સમી એ કટારીને વીરનારીની નિડરતાથી પોતાની છાતીમાં હુલાવી દીધી.

અકબર આશ્ચર્યચકિત બન્યો. એની તો મનની મનમાં જ રહી ગઇ.

પરંતુ રાજપૂતાણીઓના એ શૌર્યે, એનો મોહરૂપી નીશો ઉતારી નાખ્યો. સંગીતકળામાં પારંગત બનેલી આવી રાજપૂત રમણીઓને ચિતા પ્રવેશ કરતાં અટકાવવાની પોતાની ધૃષ્ટતા માટે ત્હેને પારાવાર પસ્તાવો થયો. એ પશ્ચાત્તાપ રૂપી કીડો એનું અંતર કોરી નાખવા લાગ્યો.

અને તાનસેન ! વિશ્વાસઘાતનું કલંક કાયમને માટે પોતાના કપાળે ચોંટયાની બીના જ્યારે ત્હેના જાણવામાં આવી ત્યારે ત્હેના પશ્ચાત્તાપનો પણ પાર ન રહ્યો. પોતાને જીવનદાન આપનાર એ રાજપૂત રમણીઓનાં નામો અમર કરવાની ત્હેણે અકબરને પ્રાર્થના કરી, અને તાનસેનની સૂચનાને માન આપીને અકબરે એવો નિયમ

કરાવી દીધો કે, જ્યાં સુધી ' તૂમ તાના...ના...ના...' નો આલાપ ન થાય ત્યાં સુધી કોઇ સંગીતાચાર્ય કંઇ પણ સંગીત ન ગાય. આજ સુધી પણ એ નિયમનું પાલન થતું જોવામાં આવે છે, અને એ આલાપ તૂમ અને તાનાની સંગીતપ્રવીણતાનું સ્મરણ કરાવી તેમનાં નામો અમર બનાવે છે. *

[ નોંધઃ—પ્રકારાન્તરે આવી જ વાત તાના અને રિરિ નામની બે ભગિનીઓ સબંધમાં કહેવામાં આવે છે. વળી વડનગરના નાગરોમાં એવી દંતકથા પ્રચલીત છે કે તાનસેનને દીપકરાગથી દેહમાં બળતરા થતાં આ બે નાગરાણીઓએ વડનગરમાં મહલાર રાગ ગાઇ તેને ઠંડો કર્યો, અને તે પછી અકબરે વડનગર તોડયું. વડનગર તૂટવામાં એ કારણભૂત બની. કેટલાકો તાના અને રિરિને નરસિંહ મહેતાની સમકાલીન સખીઓ માને છે. કવિવર નરસિંહ મહેતા મેઘમલાર રાગ ગાવા માટે સુવિખ્યાત છે. ચૈત્ર માસમાં કુંવરબાઇને સાસરે ઉના ગામમાં વહેવાણે અત્યંત ઉષ્ણોદક માટે શીતળ જળ ન આપ્યું અને મેઘમલાર ગાવાનું કહ્યું ત્યારે ભકતરાજે મેઘમલાર ગાઇ નાગરોને ગભરાવ્યા હતા, એ કથા જાણીતી છે. " મેહલો ગાજે ને માધવ નાચે " આ પદ તેનું જાણીતું છે. એનાં હિંડોળાનાં મનોહર પદો ગુજરાતી ભાષામાં અજોડ છે.

સંપાદક—"ગુજરાતી" ]

---

* ગુજરાતીના તા. ૮-૧૧-૩૬ ના દીપોત્સવી અંકમાં આ વાર્તા પ્રગટ થઇ હતી. તે એટલી બધી લોકપ્રિય થઇ પડી કે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે વીવીધ ગ્રંથમાળામાં 'સામાજીક ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૬ ઠ્ઠો-ભાગ ૧૧ મો' એ પુસ્તકના પૃ. ૬૨૫ થી ૬૩૪ ઉપર આ વાર્તા છપાવી છે.

# ઉન્માદિની

છોને જગતના લોક ભૂઠા એહને પાગલ કહે,
એના અગમ્ય સ્વરૂપને પામર નરો ક્યાંથી લહે ?

આજે આખો દિવસ, કામનાં અતિશય દબાણને અંગે, વર્તમાનપત્ર વાંચવાનો મને બિલકુલ અવકાશ મળ્યો નહોતો; એટલે રાત્રિના જમી પરવાર્યા પછી દશેક વાગ્યાના સુમારે દૈનિક મુંબઈ સમાચાર મેં હાથમાં લીધું અને જોઇન્ટ સિલેક્ટ કમિટીની ચર્ચા વાંચવામાં તલ્લીન બન્યો. થોડુંક વાંચ્યું હશે, ત્યાં તો એકાએક બાજુ પરથી કોઈ વ્યક્તિનો ગણગણાટ મારા કર્ણ સાથે અથડાવા લાગ્યો. પેપરમાંથી દૃષ્ટિ હટાવીને, હું તે સાંભળવા તત્પર બન્યો. કાર્તિક માસની તે નીરવ રાત્રિમાં એ અપરિચિત વ્યક્તિના આ શબ્દો ચોખ્ખે ચોખ્ખા સંભળાવા લાગ્યાઃ

' મનુષ્ય પોતાને નથી જાણી શકતો, તો પછી પ્રભુને તે શું જાણી શકશે ? જો તે પ્રભુને જાણી શકત, તો તે શું જાનવરોની જેમ વર્તાવ કરત ? હાડ–માંસનાં શરીર પર આટલો બધો ગર્વ ! અરે રામ ! હા ! હા ! હા ! હા ! હા !...'

આ કોણ બોલતું હશે ? અવાજ તો કોઇ બાઇનો માલમ પડે છે, એમ વિચારીને હું પેપરને ટેબલ પર મૂકી, આરામ ખુરસી પરથી ઉઠી ઊભો થયો અને સામેની ખુલ્લી બારીની સમીપ જઇ ઝાંખીને જોયુંઃ લાંબા લાંબા ઘાસ અને ઝાડીઓનાં તે મેદાનમાં એક શ્વેત વસ્ત્રધારી સ્ત્રી સ્થિર ઊભી હતી. પ્રગાઢ અંધકારમાં યે એ દૃશ્ય નિહાળવું કઠિન નહોતું. મારી એકાગ્રતાનો ભંગ કરવાવાળા શબ્દો એ જ સ્ત્રીના મુખમાંથી નીકળી રહ્યા હતા. શબ્દોનો પ્રવાહ હજી રોકાયો નહોતો.

' તે ક્યા નથી ? આકાશમા, પૃથ્વી પર, સૂર્યમા, ચન્દ્રમા, તારાઓમા, ઝાડોમા, ફૂલોમા, નદીમા, તળાવમા, કૂવામા બધી જ જગ્યાએ તો તે છે ! પછી તે ગોધ કરવે મળતો કેમ નથી ? નહિ, મળશે નહિ મળે ? મળશે–મળશે ! મારા પ્રિયતમની હુ જોગણ બનીશ રે ! જોગણ બનીશ રે હા ! હા ! હા ! જોગણ બનીશ હા ! હા ! હા ! હા ! જોગણ બનીશ રે, જોગણ હા ! હા ! . '

' નીચે કોણ ઊભુ છે ? " મારો નોકર ભગૂ બોલ્યો.

તે એકાએક ચૂપ થઇ ગઇ

" સુડેન સુડેલ છે કે શુ ? "

" સુડેન શુ આવી હોય છે ? નાહ ! માણસે નથી ઓળખતા ? શી રીતે ઓળખશો, ભાઇ ! કોણ જાણી શકે છે કે તમે જ ઓળખાવશો ? "

" અહીંથી જતી કેમ નથી ? ઊભી ઊભી શાનો શોર કરી રહી છે ? '

" ઊભી છુ એમા તમારૂ શું જાય છે ? મને ફાવે ત્યા ઊભી રહીશ, ને મને ફાવે ત્યા ફરીશ. મારે હવે કોઇની સાથે કાઇ મતલબ નથી કોઇની દાગી પણ નથી, તેમ ગુનામે નથી ! "

' ઠ, નહિ તો પાણી રેડુ છું ' ! "

" પાણી રેડશો ? હા ! હા ! હા ! હા ! રેડો, પાચ–પચીસ ઘેડા રેડો ! ઘણા ય દિવસથી નાહી નથી તો નાહી લઇશ ! "

" ના– ઊભી રહે ત્યારે ! "

ભગૂ હવે ગીમા વટાવી ચૂક્યો હતો. મારા ઓરડામાથી નિકળીને હુ તરત જ ભગૂ હતો તે ઓરડામા જઇ પહોચ્યો મે કહ્યુ, " ભગૂ ! "

' ના જી, સાહેબ ? " '

ગ ! માણસને છેડવુ ઠીક નહિ "

" ત્હેના શોરથી આપનાં વાંચનમાં ખલેલ પડતી હતી તેથી જ મ્હેં......"

" એ તો જાણે ઠીક છે; પરન્તુ પાણી રેડવાની ધમકી આપવાથી શું તે હઠવાની હતી ? "

" સાહેબ, મેં તો...અમસ્તું જ કહ્યું હતું ! "

" ઠીક ચાલો, આપણે ત્યાં જઇને જોઇએ કે તે કોણ છે. "

" આપ અહીં જ ઊભા રહો. હું જઇને જોઇ આવું છું. ગાંડાની પાસે જવું તે......! "

" ચૂપચાપ ચાલ–બહુ લવારો ના કર. "

ઝટપટ દાદર ઉતરીને મેં બારણું ખોલ્યું. હાથમાં ફાનસ લઇ ભગૂ મારી પાછળ પાછળ ચાલતો હતો. દીપકના પ્રકાશમાં તે સ્ત્રીને જોઇ હું સ્તબ્ધ બન્યો. તેના ગૌરવર્ણીય શરીરમાં સૌંદર્ય છલકાતું હતું ! નખથી શીખ સુધીની રચનામાં અદ્વિતીય કલાકારે માનો કે પોતાનાં કલાકૌશલ્યનો અન્ત લાવી નાખ્યો હતો, અને તે સર્વાંગ સુન્દર શરીરમાં ભરી હતી જીવનની તે ધડકન, કે જેનાં સમુચિત સંચાલનની યોગ્યતા ત્હેનામાં નહતી ! તે ગાંડી અમરતી જ હતી. ચકિતદૃષ્ટિએ ત્હેના તરફ નિહાળતાં, હું મંત્રમુગ્ધની જેમ ઊભો જ રહી ગયો.

પ્રશ્નોની જે છોળો હૃદયમાં ઉછાળા મારી રહી હતી, તે એકાએક શાન્ત થઇ ગઇ. અમો બંને બણી એકવારકું જોઇ, સ્મિત કરી, તે ઘાસપર ચાલવા લાગી.

" એ તરફ ઘાસમાં ના જાઓ. સાપ-વિંછી અહીંયાં ઘણા છે. " સાવધાન થઇને મેં જોરથી કહ્યું.

" છોને કરડે ! કરડશે તો મરી જઇશ. આ જીંદગીમાંથી પિંડ તો છૂટી જશે ! ટ્રેનમાંથી કૂદી ત્યારે ના મરી, પહાડપરથી પડી ત્યારે ના મરી, નર્મદામાં ડૂબી ગઈ ત્યારે ના મરી, બીમાર

પડી ત્યારે ના મરી ! તો હમણાં શું મરવાની હતી ! જેટલું નિર્માણ હશે, તેટલું તો ભોગવવું જ પડશે ! પછી કોઇ મને મારી શકવાનું નથી ! કોણ મારશે ? અગ્નિ મારશે ? જલ મારશે ? હવા મારશે ? વારૂ, રહેવા દો, ભાઇ રહેવા દો...”

તે બહુ દૂર નિકળી ગઇ, એટલે હું વધુ કાંઇ સાંભળી ન શકયો; પરન્તુ જેટલું જોઇ–સાંભળી ચૂકયો હતો તેટલું શું ઓછું હતું ? ચેતનાની સાથે ઉન્માદનો તે વિકટ ખેલ ! એવું તો પહેલાં મેં કદી જોયું–સાંભળ્યું નહોતું. વિચારોના એ તોફાનમાં ઝોલાં ખાતો ખાતો બહુ સમય સુધી હું મૂર્તિવત્ ત્યાં જ ઊભો રહી ગયો. તેવામાં ભગૂએ ભયભિત અવાજે અર્જ કરીઃ “ સાહેબ, હવે તો અંદર પધારો. આમ ધુમ્મસમાં ઊભા રહેવું ઠીક નથી. ”

“ ઠીક તું જા, તારૂં કામ કર. ફાનસ અહીં રહેવા દે. હું હમણાં આવું છું. ”

ભગૂ ચાલ્યો ગયો. હું ત્યાં જ બારણાં પાસે મૂકેલા એક આંકડાપર બેઠો બેઠો, જે તરફ તે ગઇ હતી તે તરફ જોવા લાગ્યો.

“ શેઠ સાહેબ ! ”

ચોંકીને મેં જોયું. એક સ્વચ્છ વસ્ત્રધારી સજ્જન ગરમ સાલ ઓઢી મારી નિકટ જ ઊભો હતો !

“ આ તરફ કોઇ ગાંડી સ્ત્રી આવી છે, સાહેબ ? ”

“ હા, આવી તો હતી; પણ પેલી તરફ–સામે ચાલી ગઇ છે.”

“ કેટલી વાર થઇ ? ”

“ લગભગ અડધો કલાક થયો હશે. ”

“ ત્યારે તો હવે કોણ જાણે કયાં પહોંચી ગઈ હશે ! હાયરે ભાગ્ય ! આ સ્ત્રી મને પણ પાગલ બનાવીને જ છોડશે ! ”

આટલી વાર સુધી દબાએલ મારી કુતૂહલતાએ પુનઃ જોર પકડ્યું. મેં વિનીત સ્વરે કહ્યુંઃ “ જો આપને યોગ્ય લાગે તો તેનું

વૃત્તાન્ત મને પણ કહેવાની કૃપા કરશો. બહુ વખત થયાં હું વિચારી રહ્યો છું કે તે કોણ છે."

"જો કે મોડું તો થશે, ખેર, કાંઈ હરકત નહિ, આખી રાત તેને શોધવાનો ઈરાદો કરીને જ હું ઘેરથી નિકળ્યો છું.'

"તો પછી આપણા મકાનમાં જ પધારો."

મારા ઓરડામાં જઇને, એક આરામખુરસી ભણી સંકેત કરતાં, મેં તેમને બેસવા કહ્યું. એક દીર્ઘ નિશ્વાસ નાંખીને તેઓ બેઠા. મેં પૂછ્યું: "એ શું આપની કાંઇ સંબંધી થાય છે?"

"ના જી. સંબંધી તો નથી......" તે વ્યક્તિના ચહેરા પર સુરખી પ્રકટી નિકળી.

"ત્યારે તે છે કોણ?"

"તે એક બ્રાહ્મણની છોકરી છે. માતા સિવાય બીજું તેને કોઇ નહોતું. મા-દીકરી મારી પડોશમાં રહેતાં હતાં. માતા બીજાઓને ઘેર રાંધીને તથા દળીખાંડીને ગમે તેમ કરી પોતાનો નિર્વાહ ચલાવતી હતી. તેઓ બંને મારા ઘરમાં સારી રીતે આવ-જાવ કરતાં હતાં. રાધાની સાથે બચપણમાં હું બહુ રમતો. તે કેવી સુન્દર છે એ તો આપે જોયું હશે. જ્યારે તે જુવાન થઇ, ત્યારે મહોલ્લાના છેલ-છબીલા જુવાનો ઠુમરી અને ગઝલો આલાપતા, તેના ઘર પાસેથી આમ તેમ લટાર મારતા. આ બધું જોઇને મને ઘણું દુઃખ થતું. એચાર વાર મેં રાધા અને તેની માને સમજાવવાની કોશિશ કરી; પરન્તુ પરિણામ વિપરિત આવ્યું.: તેઓ બંને જણીઓ મારાથી નારાજ થઇ ગઈ; ત્યારે હાર માની મેં મૌન સેવ્યું.

"રજનીકાંત મારો એક સહાધ્યાયી અને મિત્ર હતો. એકવાર મારી સાથે તે રાધાને ઘેર આવ્યો હતો, ને ત્યારથી તે તેને ત્યાં સારી રીતે આવતો જતો. તેઓ બંનેમાં છાની રીતે પ્રેમ બંધાયો હતો. આ પ્રેમ-પુરાણની વાત જ્યારે રાધાની માએ સાંભ-

પડી જેની સાથે નાસીને હુ અહીંયા આવી હતી તે દગાબાજ નિકળ્યો ચાર દિવસ થયા પૈસાટકા બધુ લઇને પલાયન થઈ ગયો એક મિત્રને મળવાનુ બહાનુ કાઢીને ઘેરથી તે નીકળ્યો હતો, પણ હજી સુધી પાછો નથી ફર્યો કદાચ તે પાછો આવે તોય હુ હવે તેનુ મોઢુ પણ નહિ જોઉં અહિયા પડોશના એક ભલા માણસના ઘરમા પડી રહી છુ પરન્તુ આવી રીતે કેટલા દિવસ વ્યતીત કરી શકીશ ? હવે મારી લાજ આપના જ હાથમા છે મરજીમા આવે તો પાર ઉતારો, નહિતર અધવચ્ચે જ ડૂબી મરવા દો ગઇ ગુજરી ભૂલી જાઓ તમારા તરફનો મારો ભાવ કદી બદલાયો નથી શુ કરૂ ? હુ તો નિરૂપાય હતી બધો વાક મારી માતાનો જ છે તે કાળમુખીએ મારૂ સર્વસ્વ નષ્ટ કરી નાખ્યુ હુ કથાયનીય ન રહી હવે બતાવો, શુ કરૂ ? મારો ઉદ્ધાર કરશો યા નહિ? જો ઉગારના ચાહતા હો તો આ પત્ર જોતા જ અહીં આવીને મને લઇ જાઓ, નહિ તો સ સારમા મને પછી કયા યે મેળવી શકશો નહિ ! આપના આગમનની પળે પળે પ્રતીક્ષા કરી રહી છુ

આપની રાધા '

" પત્ર જોઇને મને અતિ ખેદ થયો રજનીકાન્તને મે સના. આપી કે તે તરત અમદાવાદ જઇ રાધાને લઇ આવે રજનીકાન્તની પાસે એક પાઇ પણ નહોતી ખર્ચ આપીને મે તેને અમદાવાદ રવાના કરી દીધો

" ચાર દિવસ પછી, રાધાને લઇ રજનીકાન્ત પરત આવ્યો. મારા એક ખાની મકાનમા રાધાને રાખવામા આવી, ને રાધાની માતાને ખબર આપવામા આવી દીકરીને છાતી સરસી ચાંપીને તે ખૂબ રડી હવે બીજી સમસ્યા ઉપસ્થિત થઇ કે જે રાધાના ધણીને ખબર પડશે, તો શું હાલ થશે ? બધા ફસાઇ પડીશુ. તે અમરસર કાપડૈસર પગના ભરશે ત્યારે શુ કરવુ ? રાધાના પરત આવ્યાની

તેણે બહુ ધમાલ મચાવી. રાધાને ઘેર રજનીકાન્તની અવરજવર બંધ થઇ ગઈ. હવે રજનીકાન્ત હમેશાં ઉદાસ રહેતો. આમ રાધાની માને, દીકરીનાં લગ્નની ચિન્તા ઘણી સાલતી. વાતચીત શરૂ થઇ, ને થોડા દિવસ પછી ભરૂચ જીલ્લાના એક ગામમાં રાધાનું લગ્ન નક્કી કરવામાં આવ્યું. સાંભળવામાં આવ્યું છે કે, વર આધેડ ઉમ્મરનો છે, અને તેણે રાધાની માને પૈસા ટકા આપીને પણ સહાય કરી છે. જ્યારે જાન ઘરને આંગણે આવી ત્યારે હું પણ જોવા ગયો. વરરાજાને જોઈ મને રડવું આવ્યું. તેના માથાના વાળ અને મૂછો કલપથી રંગેલા હતા, ચહેરો કરચલીથી ભરપૂર હતો. આ જોતા, તેની ઉમ્મર ૬૦ વર્ષથી ઓછી તો નહોતી. લગ્ન થઇ ગયું, ને રાધા સાસરે પણ ગઇ.

"લગ્ન થઇ ગયાને પાચેક માસ પછી મેં એક દિવસ સાંભળ્યું કે, રાધા તો કોઈ જાગીરદારના નાના ભાઇ સાથે નાસી ગઇ છે. તેની માએ રડી રડીને મને બધી બીના કહી સંભળાવી. એ બધું સાંભળી લઇને, મેં તેને ખૂબ સંભળાવ્યું અને પછી દિલાસો પણ આપ્યો. રજનીકાન્તે પણ આ હકીકત સાંભળી. તેનાં દુઃખનો પાર નહોતો.

"સાસરેથી નાસી ગયા બાદ બે મહિને એક દિવસ રજનીકાન્તને રાધાનો એક પત્ર મળ્યો. રજનીકાન્તે તે પત્ર મને પણ બતાવ્યો. પત્રમાં લખ્યું હતું:

'વ્હાલા,

'ઉલામાંથી ચુલામાં'નું ઉદાહરણ આપ મને ઘણીવાર સંભળાવતા હતા. હવે મારાં જીવને તે ઉદાહરણને સાબિત કરી બતાવ્યું છે. તે વૃદ્ધ ડોસાના ઘરમાંથી નિકળી જઇને હું સમજતી હતી કે મને સુખનું સામ્રાજ્ય પ્રાપ્ત થશે; 'પરન્તુ થયું તો બિલકુલ ઉલટું જ. એક આફતમાંથી ઉગરીને હું બીજી આફતમાં આવી

પડી. જેની સાથે નાસીને હું અહીંયાં આવી હતી તે દગાબાજ નિકળ્યો. ચાર દિવસ થયાં પૈસાટકા બધું લઇને પલાયન થઈ ગયો. એક મિત્રને મળવાનું બહાનું કાઢીને ઘેરથી તે નીકળ્યો હતો; પણ હજી સુધી પાછો નથી ફર્યો. કદાચ તે પાછો આવે તોય હું હવે તેનું મોઢું પણ નહિ જોઉં. અહિયાં પડોશના એક ભલા માણસના ઘરમાં પડી રહી છું. પરન્તુ આવી રીતે કેટલા દિવસ વ્યતીત કરી શકીશ ? હવે મારી લાજ આપના જ હાથમાં છે. મરજીમાં આવે તો પાર ઉતારો; નહિતર અધવચ્ચે જ ડૂબી મરવા દ્યો. ગઇ ગુજરી ભૂલી જાઓ. તમારા તરફનો મારો ભાવ કદી બદલાયો નથી. શું કરું ? હું તો નિરૂપાય હતી. બધો વાંક મારી માતાનો જ છે. તે કાળમુખીએ મારું સર્વસ્વ નષ્ટ કરી નાંખ્યું. હું ક્યાંયનીય ન રહી. હવે બતાવો, શું કરું ? મારો ઉદ્ધાર કરશો યા નહિ? જો ઉગારવા ચાહતા હો તો આ પત્ર જોતાં જ અહીં આવીને મને લઇ જાઓ; નહિ તો સંસારમાં મને પછી ક્યાં યે મેળવી શકશો નહિ ! આપનાં આગમનની પળે પળે પ્રતીક્ષા કરી રહી છું.

આપની રાધા. '

" પત્ર જોઇને મને અતિ ખેદ થયો. રજનીકાન્તને મેં સલાહ આપી કે તે તરત અમદાવાદ જઇ રાધાને લઇ આવે. રજનીકાન્તની પાસે એક પાઇ પણ નહોતી. ખર્ચ આપીને મેં તેને અમદાવાદ રવાના કરી દીધો.

" ચાર દિવસ પછી, રાધાને લઇ રજનીકાન્ત પરત આવ્યો. મારા એક ખાલી મકાનમાં રાધાને રાખવામાં આવી, ને રાધાની માતાને ખબર આપવામાં આવી. દીકરીને છાતી સરસી ચાંપીને તે ખૂબ રડી. હવે બીજી સમસ્યા ઉપસ્થિત થઇ કે જો રાધાના ધણીને ખબર પડશે, તો શું હાલ થશે ? બધાં ફસાઇ પડીશું. તે અવશ્ય કાયદેસર પગલાં ભરશે. ત્યારે શું કરવું ? રાધાના પરત આવ્યાની

ખબર ધીમે ધીમે મહોલ્લામાં પ્રસરવા લાગી ત્યારે ત્રણસો રૂપિયા આપીને, રાધા, તેની મા અને રજનીકાન્તને મેં બહાર ગામ મોકલી આપ્યાં.

" એક મહિના પછી મારાપર સૂરતથી રજનીકાન્તને એક પત્ર આવ્યો. તેમાં તેણે લખ્યું હતું કે, તે એક નાટક કંપનીમાં નોકર રહી ગયો છે. પગાર સો રૂપિયા માસિક મળે છે. અને તેઓના દિવસ હવે સુખમાં પસાર થઇ રહ્યા છે. રાધા બહુ આનન્દમાં રહે છે ને તેની માને પણ કોઇ પ્રકારની ફરિયાદ નથી. પત્ર વાંચીને મને અત્યન્ત સંતોષ થયો.

" પણ આપત્તિ કદી એકલી નથી આવતી. સુખ પણ કદાપિ સ્થાયી નથી રહેતું ! ચારેક મહિના પછી એક દિવસ સાંજના સમયે હું મારા ઓરડામાં, દિવસભર ઑફિસમાં કામ કરવાના કારણે તબિયત જરા સુસ્ત થઇ હતી એટલે, જરા પથારીમાં આડો પડી આરામ કરી રહ્યો હતો. અગમ્ય વિચારોએ મને બ્હાવરો બનાવી મૂકયો હતો. એકાએક રાધાની માતાએ ઓરડામાં પ્રવેશ કર્યો. હું સાશ્ચર્ય સ્તબ્ધ બન્યો. મારા પલંગ પાસે બેસીને તેણે મોટે અવાજે રુદન શરૂ કર્યું. ' કાકી રડો ના. કહો, શું થાય છે ? તમારૂં અહીં કેમ આવવું થયું છે ? ' ચિત્તને ઠેકાણે લાવી, આંસુ લૂછીને તેણે કહ્યું: ' બેટા, મને કાંઇ ન પૂછો. રજનીકાન્ત તો દગારો નિકળ્યો. તે તો એક રંડીની સાથે ફસાઇ પડયો છે. પહેલાં તો તે એ વાત અમારાથી છૂપાવતો રહ્યો; પણ આખરે એક દિવસ તે રાધા સાથે લડી પડયો, અને અમને ઘરમાંથી બહાર કાઢી મૂકયાં. હું ને રાધા બંને, એક ધર્મશાળામાં રહ્યા. રાધાની સ્થિતિ બગડવા લાગી. દિનપ્રતિદિન તે મન મારીને પડી રહેતી. તેને તાવ આવવા લાગ્યો. એક દિવસ રાત્રિના સમયે એકાએક પથારીમાંથી ઉઠીને તે આમ તેમ બકવા લાગી. બીજે દિવસે પણ તેની સ્થિતિ ન સુધરી. તેનું મગજ ખરાબ

થઇ ગયું. બેએક ભલા માણસોએ દયા લાવીને અમને ટિકિટ કઢાવી આપી ત્યારે તેને લઇને હું સીધી અહીં ચાલી આવી.' આશ્વાસન આપતાં મેં કહ્યુંઃ ' શું કરીએ, કાકી ? જે કાંઇ દુઃખ શિરે આવી પડે તેને સહન કર્યે જ છૂટકો ! રાધા ક્યાં છે ? '

' નીચે બેઠી છે. બેટા, જરા નીચે ચાલો, જૂઓ ' તેની સાથે નીચે જઇને મેં જોયુંઃ ભીંત ભણી એકી ટસે જોતી રાધા પત્થર પર બેઠી હતી. વાળ વિખરાએલા હતા, મોં ફિક્કું પડી ગએલું હતું. સાડી આમતેમથી ફાટી ગયેલી હતી. તેને જોઇને મારી આંખોમાં આંસુ ઉભરાયાં, ' રાધા ! ' તે પૂર્વવત્ બેસી રહી. તેની સ્મૃતિ નષ્ટ થઈ ચૂકી હતી. તે સંસારમાં જીવિત તો હતી; પણ માનસિક અસ્થિરતાએ તેનું જીવન એકલવાયું અને અકારૂં બનાવી મૂક્યું હતું. "

આટલું કહીને, એક નિશ્વાસ નાંખી શેઠ સાહેબ સ્તબ્ધ થઇ ગયા. મને એમના વિચારોમાં વિઘ્ન નાંખવું ઉચિત ન લાગ્યું. બેચાર મિનિટ મૌન રહીને તેઓ પુનઃ કહેવા લાગ્યાઃ " હવે આગળ વધુ કહેવાનું કાંઇ રહેતું નથી, પણ આપ બધું સાંભળી લ્યો. તેઓ બંનેને મેં મારાં એક ખાલી ઘરમાં રાખ્યાં. બધો ખર્ચ હું જ આપતો હતો. રાધાની મા, દીકરીની સુશ્રુષામાં રાતદિવસ મચી રહેતી હતી. ધીમે ધીમે તેની તબિયત પણ બગડવા લાગી. એક તો વૃદ્ધાવસ્થા, અને બીજું, ભયંકર આપત્તિ ! એક અઠવાડિયાંની માંદગી ભોગવ્યા બાદ તે પણ પરલોકગમન કરી ગઇ. મરતી વખતે, રાધાને તે મને સોંપી ગઇ. એક બ્રાહ્મણદ્વારા મેં તેની ઉત્તરક્રિયા વિગેરે કરાવી દીધું. રાધાની ચાકરી કરવા માટે એક દાસી રાખવામાં આવી. તે દાસી થોડી વાર માટે કાંઈ બહાર ગઇ હશે તે દરમ્યાન, લાગ જોઇને, રાધા ઘરમાંથી બહાર નિકળી પડી. જ્યારે હું ઑફિસેથી ઘેર પાછો ફર્યો, ત્યારે મને આ વાતની જાણ થઇ. ત્રણ કલાક થયાં,

તેની શોધમાં હું આમતેમ ભટકી રહ્યો છું. શું કરૂં ? જે કાંઈ ભાગ્યમાં લખ્યું છે, તે ચૂપચાપ સહન કરી રહ્યો છું."

રાધાની કરુણ–કથા સાંભળીને મારૂં હૃદય વેદનાથી ભરાઇ ગયું, કેવી વિટમ્બણા છે ! આવાં રૂપરંગ અને આ દશા ! થોડોક સમય મૌન બેસી રહીને, આગન્તુક શેઠજીનાં મુખ સામું નિહાળતાં, સાહસ કરીને હું બોલ્યો "ત્યારે સાહેબ, આપ એને કોઇ પાગલખાના ( Mad-House ,માં કેમ નથી મોકલી આપતા ?"

"નહિ, સાહેબ ! હું તેને પાગલખાનામાં મોકલી શકું તેમ નથી. ત્યાં તે જીવિત રહી શકશે નહિ! અને હું એમ નથી ઇચ્છતો કે તે મરી જાય !"

હું બરાબર બન્યો ! તે અનુચિત પ્રસ્તાવ કરવા માટે મને બહુ ખેદ થયો.

થોડીકવાર ચૂપ રહીને, મૌનનો ભંગ કરતાં, આગન્તુક મહાશયે કહ્યું: "આપને નવાઇ લાગતી હશે કે હું આટલી બધી જહેમત પોતાના શિરે શા કારણે ઉઠાવી રહ્યો છું ! આપને અજાયબી ઉપજે એ સ્વાભાવિક છે; પણ શેઠ સાહેબ, હું નિરુપાય છું. ન છૂટકે જ બધું કરવું પડે છે ! દિલબર દિલ છે ત્યાં તેનાં દર્દનું પેદા થવું આવશ્યક છે !"

તે વ્યક્તિના હૃદયનો ભેદ જાણી લઇને મારા દિલમાં તેના પ્રત્યે શ્રદ્ધા અને સહાનુભૂતિ ઉભરાવા લાગ્યાં.

આપના વિચાર ઉચ્ચ કોટિના છે ! આપની જેટલી પ્રશંસા કરવામાં આવે, તેટલી ઓછી છે ! આપનું શુભ નામ હું જાણી શકું ?"

"મારૂં નામ રમણલાલ છે. આપને મળતાં મને અત્યન્ત આનંદ થયો. હું અહીં નજદીકમાં જ રહું છું. એટલે આશા છે કે, આપની મુલાકાતનો લાભ કોઇ કોઇ વખતે અવસ્ય મળતો રહેશે. હવે મને રજા આપો. હજુ કોણ જાણે ક્યાં ક્યાં મારે ભટકવું

પડશે! ઠીક, જોઇ લેવાશે. હવે તો હું છું; રીધા છે, ને આ અંધારી રાત છે! ઠીક ત્યારે નમસ્કાર!"

"નમસ્કાર, ચાલો હું પણ થોડે દૂર સુધી આપની સાથે આવું છું."

"આપ નકામા શું કામ તસ્દી લો છો?"

"ના-ના, મને તો હમણાં ફુરસદ છે. એમાં તસ્દી શાની?"

"ઠીક, ચાલો ત્યારે."

ફાનસ લઇને હું રમણલાલ સાથે ચાલવા લાગ્યો.

ઘેરથી નિકળીને અમે બંને રાધા અદસ્ય થઇ હતી તે તરફ ચાલ્યા. ફાનસ લઇને હું આગળ ચાલતો હતો ને રમણલાલ મારી પાછળ, લાંબા લાંબા ઘાસથી ભરેલા મેદાનમાં એક પગદંડી પર અમે લોકો ચાલ્યા જતા હતા. ફાનસ આમ તેમ ફેરવીને અમે બંને તેને શોધવા લાગ્યા; કિન્તુ તેનો પત્તો નહતો.

"તે અહીં મળવી મુશ્કેલ છે. અત્યાર સુધીમાં તો ને બહુ દૂર નિકળી ગઇ હશે!" રમણલાલે માથું હલાવતાં કહ્યું.

"પાગલ સ્ત્રીનું શું ઠેકાણું? બનવા જોગ છે કે, તે કદાચ આટલા તેટલામાંયે હોય! એટલા ખાતર જ દરેક જગ્યા જોતાં જઇશું."

અમે આગળ વધ્યા. થોડુંક આગળ ગયા પછી એક ઝાડના સમીપ કોઇ સફેદ વસ્તુ જણાવા લાગી. તે તરફ પ્રકાશ પાડીને હું ધ્યાન પૂર્વક જોવા લાગ્યો.

"પેલી તરફ જુઓ એ જ રાધા છે શું?"

"દેખાય છે તો તે જ. ચાલો જોઇએ."

અમે પાછા તે તરફ ચાલ્યા. ઝાડની સમીપે પહોંચીને અમે જોયું. રાધા એક કદમ્બનાં વૃક્ષ સાથે ચોંટીને ઉભી હતી-તેનાં નયનોમાંથી અશ્રુ-ધારા વહી રહી હતી. સ્વપ્નમાં જે દિવ્ય-લોકમાં,

તે એ સમયે ભ્રમણ કરી રહી હતી ત્યાં સુધી પહોંચવાની ધીરજ અને અક્કલ-હોશિયારી અમો પુરુષોમાં નહતી !

"રાધા !"

ચેતનાની એક ક્ષીણ રેખા રાધાના અરુણસમા મુખમંડળપર ચમકવા લાગી ! ઝાડને છોડી, બાજુએ હટી જઇને, તે ઊભી રહી.

"અહીં શું કરી રહી છે, રાધા ?"

તે મૌન ઊભી રહી.

"તું ઘર છોડીને કેમ ચાલી આવી, રાધા ?"

"ઘર ? કોનુ ઘર ? કયાંનું ઘર ? મારૂં ઘર તો હરેક જગ્યા છે ! હવે હું ઠગાવાની નથી. કદી ઠગાવાની નથી. હા–હા–હા–હા !" તે નીરવ વાયુમંડલમાં તેનું વિકટ અટ્ટહાસ્ય ગુંજી ઊઠ્યું.

રાધાનો હાથ પકડતાં રમણલાલે પૂછ્યું: 'મારી સાથે નહિ આવે રાધા ?"

"તમારી સાથે ? હા, આવીશ, આવીશ, આવીશ ! જ્યાં કહેશો ત્યાં તમારી સાથે આવીશ; પણ જૂઓ, દગો ન દેશો ! તમે પણ દગલબાજ જણાઓ છો ! દગલબાજ, દગલબાજ, દગલબાજ ! હા–હા હા હા !"

અને ત્યારપછી રાધાને સાથે લઇ અમે પાછા ફર્યા. મારૂં ઘર આવતા રમણલાલની વિદાય લઇને, મારા ઓરડામાં જઇને, હું પલંગ પર પડયો તે સમયે મારા મસ્તિષ્કમાં અનેક વિચારોનું તોફાન જાગૃત થયું. *

---

* સૂચિત.

# તખ્તે તાઉસ

" દૂર હટો ! બાજૂએ ખસો ! નામદાર બાદશાહ સલામતની સ્વારી પધારે છે ! "

છડીદારોના આ ચેતવણીભર્યા સૂરથી લોકો ચમક્યા. ચેતનવંતા જુવાનોના પગ પણ જ્યાં હતા ત્યાં જ જકડાઇ ગયા. આગળ આવવાની કોઇની હિંમત ન ચાલી. એક બીજાના અંગ સાથે ભીંસાઇને પણ સૌ માર્ગમાંથી દૂર રહેવાનો પ્રયાસ કરવા લાગ્યા. રાજમાર્ગ સ્વારી માટે મોકળો બન્યો.

રંગમહેલમાંથી છડીસ્વારી નીકળી. બાદશાહ સલામત હાથી-દાંતજડિત સુન્દર પાલખીમાં બેઠા હતા. વીસેક તાતારી બાંદીઓ ખુલ્લી તલવાર સાથે આગળ ચાલતી હતી. આઠદસ બાંદીઓએ પાલખી ઉપાડી હતી. ચમ્મર ઢોળનાર, હુક્કો પાનાર, પાન આપનાર, થૂંકદાની ધરનાર, અને મદિરાની પ્યાલીનું પાન કરાવનાર પણ પાલખીની બન્ને બાજુ સાથે સાથે પગલાં ભરતાં હતાં. બાદશાહ મુલાયમ રેશમી વસ્ત્રો ધારણ કરીને પાલખીમાં આરામથી આડેપડખે પડયા હતા. કંઠમાં પહેરેલો પન્નાનો કંઠો ઝળાંઝળાં થઇ રહ્યો હતો. નીલમ જડેલો શિરપેચ બાદશાહના મસ્તકને શોભાવતો, અને એની સામે જોનારનાં મસ્તકને નમવાની ફરજ પાડતો હતો. લોકો લળી-લળીને કુર્નિશ બજાવવા લાગ્યા. બાદશાહ કેવળ સામે નજર મિલાવીને સલામ ઝીલવાની ઉદારતા બતાવતા હતા.

સ્વારી દરબારમાં આવી પહોંચી. બાદશાહ તખ્તે તાઉસ નામના જગતવિખ્યાત સિંહાસન ઉપર બિરાજ્યા. એક પછી એક સરદાર સામે આવ્યો, ત્રણ ત્રણ વખત જમીન સુધી લળીને તેણે કુર્નિશ બજાવી, અને પાછે પગલે તે પોતાની બેઠક પાસે આવવા લાગ્યો.

મુજરાનો વિધિ પૂરો થયો અને બાદશાહે પાનદાનમાંથી બીડું

ઉપાડી મોંમાં મૂકયું. હુક્કાની બે ચાર ઘૂંટ ખેંચીને તેણે ગળું ખંખાર્યું અને મનમાં કંઈ તરંગ આવતાં, એક શૈર લલકારી.

"આફ્રિન ! ખૂબ મઝાની !" દરબારીઓ વખાણના ચગડોળે ચઢયા.

એકાએક એક અમીરને તાન ચઢયું અને તેણે પણ ભરદરબારમાં એક શૈર લલકારી.

ફરી દરબાર ગાજી ઊઠયો "અફલાતૂન ! અતિ સુન્દર !" બાદશાહ ખીલ્યો. તેણે એક બાંદીને ઈશારો કર્યો.

બાંદીએ શરાબની સુરાહીનું મોં ખોલ્યું. એક પછી એક પ્યાલી ભરાવા લાગી. એ લાલ પ્રવાહીને જોતાં જ દરબારીઓનાં મોંમાં પાણી છૂટયું.

બાદશાહનું લક્ષ તો ઉપરાઉપર પ્યાલી ખાલી કરવામાં અને શૈર લલકારવામાં જ હતું. દરબારીઓ પણ દારૂના નશામાં ભાન ભૂલવા લાગ્યા. આમન્યા, વિવેકમર્યાદા બધું ય ભુલાવા લાગ્યું. આખો દરબાર દારૂડિયા ખુશામતખોરોના શંભુમેળા જેવો બની ગયો.

વઝીર કયારનો ઊંચોનીચો થઇ રહ્યો હતો. લાગ મળતાં તેણે અર્જ ગુજારી:

"જહાંપનાહ, ઇરાનના ભયંકર લુંટારા નાદિરશાહ તરફથી દૂત આવ્યો છે. આપની હુઝુરમાં આવવા ઇચ્છે છે."

રંગમાં ભંગ થતો જોઇ બાદશાહે મોં કટાણું કર્યું: "એ લુંટારાને નસાડી મૂકવા માટે સપેહસાલાર સાદત અને નિઝામને કેમ નથી મોકલતા ?"

"મોકલ્યા હતા, મારા માલિક ! પરન્તુ એ લુંટારાએ તો આપણા બન્ને સપેહસાલારને ભગાડી મૂકયા છે."

"શું કહ્યું ? ભગાડી મૂકયા ? એના મગજમાં એટલી બધી રાઇ ?"

" બાદશાહ સલામત, દૂત શુ કહે છે એ તો આપ સાભળો !"

" એની અરજી લાવો, ચનાઓ, એ સુરાગના નામ ઉપર એકેક પ્યાલી ઉડાવો ! "

દરબારીઓ ગર્જી ઉઠયા " અદ્દભુત ! અતિ અદ્દભુત ! "

દૂત આવ્યો ત્રણવાર કુર્નિશ બજાવી અને કસબી કપડામા વીંટાળેલો ખરીતો કાઢી તેણે બાદશાહના ચરણે ધર્યો

બાદશાહે ક્ષણભર એ ખરીતા તરફ જોયુ અને તે વઝીરને આપવા એક અમીર તરફ ઇશારો કર્યો

વઝીરે ખરીતો ઉકેલ્યો એ પત્ર ઉપર એની અધીરી નજર ફરી વળી.

શરાબની પ્યાલી બાદીના હાથમા મૂક્તા, બાદશાહે ફરમાવ્યુ " ખોલો અરજીમા શુ લખ્યુ છે ? "

વઝીરની જીભ લથડવા લાગી " આ અરજી નથી, જનાબ ! આ તો ધમકીનો પત્ર છે "

" જે હોય તે ! વાચો એમા શુ લખ્યુ છે ? "

વઝીરે આખો દરબાર સાભળે તેમ વાચના માડયુ

' દિલ્હીશ્વર, મારો સપાટો તમારા જાણવામા હશે જ. એ સપાટાથી તમારે જાતે બચવુ હોય-દિલ્હીને અને રૈયતને બચાવવી હોય તો બે કરોડ રૂપિયાનો નજરાણો તાબડતોબ મોકલી આપો સાવધાન ! જો એમા ગફલત થશે તો દિલ્હીના ગઢની-એની ભવ્ય મહેનાતોની એકે એક ઇંટના ફુર્ચા ઉડી જશે-નાદિરશાહ '

બાદશાહના મુખ ઉપર ક્રોધને બદલે આશ્ચર્યના ભાવો સ્પષ્ટ થવા લાગ્યા એક અમીર તરફ એના આતુર નયનો ઢળ્યા

" તમે જ કહો ભલા, શુ આ માણસ દિલ્હીની ઇંટઇંટના ફુર્ચા ઉડાડી દઇ શકે ? "

" બિલકુલ ગલત, જહાંપનાહ ! અસભવ !" ખુશામતિયાએ બાદશાહને રીઝવનારો જવાબ વાળ્યો.

શરાબના ઘેનમાં ઘેરાતી આંખો દરબારીઓ ઉપર ફેરવતાં બાદશાહ બોલી ઉઠયોઃ 'જહાન્નમમાં જાય આ અરજી ! એ અરજીને શરાબની આ શુરાહીમાં ડુબાડી દો અને એ મૂજીના નામ ઉપર એક એક પ્યાલી ગટગટાવો !"

દરબારીઓએ હર્ષનાદ કર્યો: " અદ્દભુત ! અતિ અદ્દભુત !" અને બાદશાહને રીઝવવા સૌ કુર્નિશ કરવા લાગ્યા.

નશાનો રંગ ચઢયો, બદશાહે લહેરમાં આવી જઇ કહ્યું: " જાઓ, આ દૂતને એક હજાર સોના મહોર અને પોશાક ભેટ આપો !."

દૂત હસ્યો. તેણે કુર્નિશ કરી અને ઝપાટાબંધ ત્યાંથી ચાલ્યો ગયો.

( ૨ )

આ બાદશાહ તે બીજો કોઇ નહિ, પરન્તુ દિલ્હીમાં 'તખ્તે તાઉસ'નો છેવટ છેવટ ઉપભોગ કરી લેનાર રંગીલો મહમદશાહ હતો. પ્રતાપી મોગલ સમ્રાટ આલમગીરના બેહસ્તનશીન થયા પછી મોગલ સામ્રાજ્યની પડતી દશા બેઠી. ચક્રવર્તીની માફક હિન્દના એક છેડેથી બીજા છેડા સુધી સત્તા જમાવનાર એ મહાન મોગલના મૃત્યુ પછીની પચીસીમાં તો દિલ્હી ડગુમગુ થઇ રહ્યું. સુબા સ્વતન્ત્ર બનવા લાગ્યા. ખજાનો ખાલી થઇ ગયો. લશ્કર છિન્નભિન્ન બન્યું. તખ્તે તાઉસ ઉપર એક પછી એક પાંચ બાદશાહ ગાદીએ આવી ગયા. તાજનું ઐશ્વર્ય ઝાંખું પડી ગયું. ઉદાસીનતા અને નિરાશાનું સામ્રાજ્ય સ્થપાયું.

દિલ્હીનું ભાગ્ય ફૂટયું. સૈયદ બન્ધુઓને મારી નાખવાના બદલામાં સાદતખાંને આઉધ અને આસફખાંને દક્ષિણ પ્રદેશ બક્ષિસ

કરવામાં આવ્યા હતા. બંગાળ, આઉધ, ઓરીસા અને રાજપૂતાનાના લોકો સ્વતન્ત્ર થતા જતા હતા. જ્યાં જુઓ ત્યાં અંધાધુંધી ફેલાતી હતી.

ખજાનો ખાલી થવા છતાં દરબારનો રંગરાગ ઓછો થયો નહોતો. મધ ઉપર માખીઓ બણબણે તેમ રંગીલા બાદશાહની આસપાસ ખુશામતખોરોનું ટોળું જામતું, અને દારૂની છોળો ઉડતી. ગૌરવ કે ભવ્યતા ભૂંસાઇ ગયાં હતાં. ખુશામત અને ટીખળ, અમનચમન અને અયશઆરામનું વાતાવરણ વધુ ને વધુ જામતું જતું હતું.

એવામાં નાદિરશાહની નજર ભારતની લક્ષ્મી તરફ ગઇ અને તેણે હિન્દભરમાં પોતાના લુટારૂ હાથ ફેલાવ્યા. દિલ્હીનું તખ્તે તાઉસ,દુનિયાની નવાઇ સમું ગણાતું હતું. એ વસ્તુ મેળવવા એના હાથ સળવળ્યા. એણે મહમદશાહને કહેણુ મોકલ્યું: 'કાં તો ખંડણી આપો, નહિ તો યુદ્ધ કરો !'

દારૂના નશામાં ચકચૂર બનેલા બાદશાહે એ કહેણની અવગણના કરી. એને શું ભાન કે દિલ્હી ઉપર–પોતાના ઉપર-દારૂણ દુઃખનો વંટોળિયો વાયુ વેગે ચઢયો આવે છે ?

(૩)

વાવંટોળ ચઢી આવતો હોય તેમ નાદિરશાહ દિલ્હી ઉપર ચઢી આવ્યો. બાદશાહ તો બસ શરાબ અને સુન્દરીમાં લટ્ટુ બની ગયો હતો. 'જેવા રાજા તેવી પ્રજા' એ ન્યાયે અયશઆરામની ટેવવાળી પ્રજામાં સામનો કરવાની શક્તિ રહી નહોતી. બાદશાહ અને સૈનિકો સૌ આભા બની ગયા. તોપના પ્રચંડ અવાજેથી તેમના કાન બહેર મારી ગયા. કિલ્લાનો દરવાજો તૂટયો. શત્રુસેના દિલ્હીમાં દાખલ થઇ. લૂંટફાટ ચાલી. આખું ગામ આગની પ્રચંડ જ્વાળાઓમાં સપડાવા લાગ્યું.

તોપની ગર્જનાથી રંગમહેલ પણ ગાજી ઊઠયો ત્યારે બાદશાહની આંખ ઊઘડી. હાથમાંથી શરાબની પ્યાલી પડી ગઇ. તેનો દેહ કંપવા લાગ્યો. તેણે રાજમહેલનાં બારણાં ખુલ્લાં મૂકયાં. પોતે નાદિરશાહને નમી પડયો. તેનું ભવ્ય સ્વાગત કરીને પોતાની પડખે જ—તખ્તે તાઉસ ઉપર-બેસાડીને તેણે તેનો મર્તબો વધાર્યો.

પરંતુ નાદિરશાહને કેવળ મર્તબો કે માન થોડાં જ જોઇતાં હતાં? એને તો 'તખ્તે તાઉસ'—એ અમૂલ્ય રત્નજડિત જગ-વિખ્યાત સિંહાસન—જોઇતું હતું, એને રાજભંડાર જોઇતો હતો, એને ધનની તૃષા છિપાવવી હતી.

બાદશાહે નાદિરશાહને ચરણે બે કરોડ રૂપિયાનો નજરાણો ધર્યો અને એની સાથે મિત્રતા બાંધી. એના સ્વાગતમાં દિલ્હીમાં ઉત્સવ ઊજવવાનું એણે ફરમાન કાઢ્યું.

પ્રજાજનો કકળી ઉઠયા. માલમિલકત લૂંટાઇ ગઇ, મકાનો આગમાં સપડાયાં, બધી રીતે બેહાલ બની ગયા, છતાં ઉત્સવ મનાવવો? કેવી વિષમ પરિસ્થિતિ!

પરંતુ બાદશાહી ફરમાન! એની અવગણના કેમ થાય? એક તરફ આંખમાં આંસુ અને બીજી તરફ નાચમુજરાના રંગરાગ-હૃદયમાં હોળી ભડભડ બળતી હતી ત્યારે બહાર ફરજિયાત પ્રકટાવેલી દીપમાળ ઝળહળતી હતી!

*

રાત્રિનો સમય હતો. રાજમહેલ હજારો દીપકોથી ઝગમગી રહ્યો હતો. નાચરંગ ખૂબ જામ્યો હતો. રંગીલો બાદશાહ શેર અને ગઝલો નાદિરશાહને સંભળાવી રહ્યો હતો. દુઃખની વાત ભૂલાઇ ગઇ હતી. શરાબની શુરાહીઓ ઉપરાઉપર ખાલી થઇ રહી હતી.

મધરાત થવા આવી અને બાદશાહ દારૂથી બેભાન બની ધરતી ઉપર ઢળી પડયો. નૃત્ય બંધ થયું. સૌની આંખો ઘેરાવા લાગી.

એજ વખતે નાદિરશાહે હુકમ છોડયો "જાઓ, મહેલમાની તમામ બેગમોને મારી પાસે હાજર કરો !"

જાણે વીજળી તૂટી પડી હોય તેમ બધા ચમકયા પરન્તુ નાદિરશાહના હુકમ સામે એક હરફ પણ ઉચ્ચારવાની કોઈની તાકાત નહોતી

બેગમો અને શાહજાદીઓ આવી જમીન તરફ મો ઢાળી આજ્ઞાની રાહ જોઈ રહી

નાદિરશાહે ત્રાસી આખે એ સૌન્દર્યમૂર્તિઓ નીરખી લીધી એકાએક તેણે મ્યાનામાથી તલવાર ખેચી કાઢી બેગમો અને શાહ-જાદીઓ કપી ઊઠી શુ આ શમશેરથી બધાયનો એકસામટો શિરચ્છેદ થશે ?

પરતુ આશ્ચર્ય ! નાદિરશાહે એ તલવાર તેમની સામે એક બાજઠ ઉપર મૂકી દીધી અને પોતે આખો વીંચીને તખ્તે તાઉસ ઉપર ઢળી પડયો આશ્ચર્યચકિત બેગમસમુદાય તો યત્રવત્ એમ ને એમ ઊભો જ રહ્યો

એકાએક નાદિરશાહે આખ ઉઘાડી–તે સિંહાસન પર ટટાર બેઠો. એકાએક બેગમ અને શાહજાદી તરફ તેણે ક્રોધપૂર્ણ નજર ફેરવી તાતા તીર સમા હૃદયવિદારક શબ્દો તેના મુખમાથી નીકળવા લાગ્યા:

"તમે છો તો શાહી જનાનાની સ્ત્રીઓ, પરન્તુ એટલી બીકણ, બેશરમ અને વિવેકશૂન્ય છો કે જરાય સંકોચ વિના નફ્ફટ બનીને આમ ઉઘાડે મોઢે મારી સામે આવીને ઊભી રહી છો ! તમારામાથી કોઈ એવી વીરાંગના નથી કે આબરૂને ખાતર–મારા જેવા ત્યાગી હુકમનો અનાદર કરવા–બામશેર લઈને સામી થઈ જાય ? તમારી પરીક્ષા લેવા માટે ને જાણી બૂઝીને ખુલ્લી તલવાર તમારી સામે ધરી દીધી હતી મારે જોવુ હતુ કે મારી બેદરકારીનો લાભ લઈને કોઈ નીડર ઓરત એ તલવાર મારી છાતીમા ભોકી દે છે કે કેમ ?

પરન્તુ અફસોસ ! તમારામાંથી કોઇ એવી બહાદુર સ્ત્રી ન નીકળી ! હિન્દુસ્તાન ઉપર એકચક્રવે રાજ્ય કરી શકે એવા વીરપુરુષ તમારી કૂખે પાકે એવી આશા શી રીતે રાખી શકાય ? જાઓ હટો, તમારાં મોં કાળાં કરો ! ”

બેગમોને ધરતી માર્ગ આપે તો સમાઇ જાઇએ એવું થયું, પોતાનાં વદન ધરતી તરફ ઢળેલાં રાખીને મંદ પગલે એ જનાનો ત્યાંથી ચાલ્યો ગયો.

( ૪ )

આખાય શહેરમાં ગપારો ઊડ્યો કે નાદિરશાહ મૃત્યુ પામ્યો, દુકાનો ફટોફટ બંધ થવા લાગી. એના સિપાહીઓ જ્યાં જ્યાં નજરે પડયા ત્યાં પ્રજાપ્રકોપનો ભોગ બનીને આ ફાની દુનિયામાંથી સદાને માટે વિદાય થવા લાગ્યા. નાદિરશાહે આ સાંભળ્યું. ક્ષણનો પણ વિલંબ કર્યા વગર એ ઘોડેસ્વાર થઇને ચાંદની ચોકમાં આવી પહોંચ્યો.

મસીદ આગળ આવતાં તેના ઉપર પથ્થરનો વરસાદ વરસવા લાગ્યો. નાદિરશાહનો મિજાજ ગયો. જરાપણ ગભરાયા વિના તે મસીદમાં ગયો; પરન્તુ ઉશ્કેરાયલા લોકોનાં ટોળાંએ તોફાન ચાલુ રાખ્યું.

ક્રોધાવેશમાં નાદિરશાહે પોતાની તલવાર ઊંચકી, અને તલવારથી મસ્તક જૂદું કરવાની સંજ્ઞા કરતો હોય તેમ એ તલવારને હવામાં વીંઝીને, તેણે ત્રાડ મારીઃ “ કત્લેઆમ ! ”

એનો એક જ શબ્દ એટલે શાહી ફરમાન ! લોહીતરસી તલવારોને તૃપ્ત કરવા સદાય તૈયાર રહેનારા બર્બર સિપાહીઓ બજારમાં ને ગલીમાં–મકાનમાં ને ઝૂપડામાં ઘૂસ્યા, અને બાળક કે સ્ત્રી–વૃદ્ધ કે યુવાન–બિમાર કે સશક્ત સૌ કોઇની ગરદન ઉપર તલવાર ફેરવવા લાગ્યા.

દિલ્હી ડગમગી ઊઠી. આખા શહેરમાં હાહાકાર મચી ગયો. ત્રાસ ત્રાસનું વાતાવરણ જામ્યું. મુડદાઓના ઢગના ઢગ સડીને

દુર્ગંધ ફેલાવવા લાગ્યા. દુઃખિયાનાં ચીસોથી અનેક ઘરો ગાજી ઊઠયાં. બળાત્કારનાં હૃદયદ્રાવક દૃશ્યો નજરે પડવા લાગ્યાં. લૂંટફાટ અને ખુનામરકીનું સામ્રાજ્ય વ્યાપ્યું.

આમ ચાર દિવસ વીત્યા. કત્લેઆમ ચાલૂ જ રહી. સમૃદ્ધિથી છલકાતું દિલ્હી ઉજ્જડ બની ગયું.

નાદિરશાહ ગંભીર વદને તખ્તે તાઉસ ઉપર બેઠો હતો. વૃદ્ધ અને હૃદયભંગ બાદશાહ લથડતે પગે ત્યાં આવ્યો અને પોતાની પાઘડી નાદિરશાહને ચરણે ધરી. વઝીર અને અમીર ઉમરાવો પણ જમીન ઉપર ઢળીને શરણુ માગવા લાગ્યા.

" દયા! દયા! " સૌના મુખમાં એ એક જ યાચના હતી.

બાદશાહની આવી દયાજનક સ્થિતિ જોઈ નાદિરશાહનું કઠોર હૈયું પણ પીગળ્યું. તેણે ' કત્લેઆમ ' બંધ કરવાનું ફરમાન કાઢ્યું.

એનો બદલો લેતો હોય તેમ તેણે ' તખ્તે તાઉસ ' ઉપાડી જવાની અને રાજભંડાર લૂંટી લેવાની પોતાના સેવકોને આજ્ઞા કરી.

દસ કરોડનો લૂંટનો માલ અને સાત કરોડની કિમ્મતનું તખ્તે તાઉસ લઈને નાદિરશાહ ચાલ્યો ગયો. રહ્યું માત્ર, બળીઝળી રહેલું, મડદાના ઢગથી ઊભરાતું, દુઃખિયાંના નિસાસાથી ભરેલું ઉજ્જડ દિલ્હી !

અને તખ્તે તાઉસ ? એના બનાવનારને કે એનો ઉપયોગ કરનારાઓને જગત ભૂલી જશે, પરન્તુ એને ખાતર દિલ્હીને ઉજ્જડ કરનાર નાદિરશાહનું નામ તો તખ્તે તાઉસ જ્યાં હશે ત્યાં તેની સાથે સંકળાયલું જ રહેશે !*

* કૌમુદી-જુન ૧૯૩૭

# મમતા

એની દુકાન જરીપુરાણી વસ્તુઓનું સંગ્રહસ્થાન બની રહેતી. પૂરાતન કારીગરી કે અનુપમ કળાના જરીપુરાણા અનેક નમૂનાઓ એને ત્યાં આવી ચડતા, અને કળાપૂજકો પોતાના શોખને સંતોષવા એ વસ્તુઓના ભંડારને તળેઉપર કરી નાખતા. ઘરમાં ઉભરાઇ જતો કચરો સાફ કરવાની વૃત્તિથી વડીલોએ ચાર પાંચ પેઢી પહેલાં વસાવેલી-પરન્તુ અત્યારે નિરૂપયોગી જણાતી વસ્તુઓ ઘરધણી પાણીને મૂલે વેચી નાખતો. દુકાનદાર પણ મામુલી નફો મેળવવાની આશાએ એ ' કચરો ' દુકાનરૂપી ઉકરડામાં ભરતો, અને કોઇ ' હરિનો લાલ ' આવીને પોતાને મનગમતી વસ્તુ ખોળી કાઢી એનો બોજો હળવો કરતો. ઘરધણી તો ' પીડા પતાવી ' એમ માની જે કંઇ મળે એથી સંતોષ પામતો. દુકાનદાર સવાયા-દોઢા થાય તો પોતાને કૃતકૃત્ય માનતો, પરન્તુ ચકોર ગ્રાહક તો પાણીના મૂલે કળા કારીગરીની કોઇ દુષ્પ્રાપ્ત વસ્તુ મેળવીને જીવન ધન્ય માનતો, અથવા એ વસ્તુને યોગ્ય સ્થળે વેચીને એકના એકવીસ પેદા કરી લેતો.

દુકાનદાર આતુર નયને કોઇના આગમનની રાહ જોઇ રહ્યો હતો, તેવામાં ત્હેના કાને કોઇનાં પગલાં પડયાં. એ દિશા તરફ ત્હેણે ઉત્સાહભરી આંખો ફેરવી,

" અરે, આ તો રતિલાલ શેઠ ! એક દિવસ વ્હેલા આવ્યા હોત તો રંગ રહેત !" તે મનમાં જ બબડયો અને શેઠનો સત્કાર કરવા આગળ આવ્યો.

" પધારો પધારો, શેઠ, ત્હમારે લાયકની એક અનોખી ચીજ આવી હતી. રોજ રાહ જોતો હતો કે, રતિલાલ શેઠ આવે તો આ જરૂર ખરીદે, પરન્તુ આપ તો નજરે જ ન પડયા. "

' એવી તે એ કઇ ચીજ છે ? " શેઠના આતુર નયનો દુકાનમાં ભરાયલા જરીપુરાણા સંગ્રહાલય ઉપર ફરી વળ્યાં.

" એક સુંદર ચિત્ર. અહોહો કેવું એ સુંદર મનોરમ ચિત્ર ! જાણે ઉડીને આંખે વળગે એવું ! "

દુકાનદારના ભાષણનો અન્ત નહિ આવે એ ભીતિથી રતિલાલ વચમાંજ બોલી ઉઠયો; " તમે તો હવે કવિ બનતા જાઓ છો; ભલા માણસ ચીજ બતાવો અને કિંમત નક્કી કરો એટલે સોદો પતી જાય ! "

" એજ વાંધો છે ને ! આપની રાહ જોઇને ગઇ કાલે જ મ્હેં એ ચિત્ર વેચી નાખ્યું. બાનાના અડધા પૈસા પણ મારી પાસે આવી ગયા છે. બાકીના આજે મળશે. હમણાં જ એ ગ્રાહક આવવો જોઇએ."

" ત્યારે તો ચિત્ર હજી તમારી દુકાનમાં જ હશે. "

" હારતો, એમ પૂરાં નાણાં મળ્યા વગર ચિત્ર આપી દઉં એવો ભોળો હું નથી. આ જમાનામાં કોઇના મનનો વિશ્વાસ નહિ. બાકી, કેવું સુંદર એ ચિત્ર છે ને ? જુઓ તો ખરા, રતિલાલ શેઠ, ચિત્રકારે પોતાની બધીએ કળા એમાં ખર્ચી નાખી લાગે છે "

ચિત્ર ઉપર પોતે ફીદા થઇ ગયો હોય કે પોતાની વસ્તુની કિંમતની વાસ્તવિકતા પુરવાર કરવા માગતો હોય તેમ એ ચિત્રકાર શેઠને દુકાનના એક ખુણામાં લઇ ગયો. દિવાલને અઢેલીને ઉંધું મુકેલું ચિત્ર સવળું કરી તેણે રતિલાલ સામે ધર્યું.

ઓહ ! કેવી અનુપમ એ કળાકૃતિ ! કોઇ ચિત્રકારે પોતાનો પ્રાણ એમાં નીચોવી નાખ્યો હોય તેમ, એ ચિત્રમાં ચિતરેલી મૂર્તિ ખરેખર સજીવ ચેતનવંતી જણાતી હતી. એવી સજીવ મૂર્તિ કોઇ ભાવનાશીલ કુશળ કારીગરજ ઘડી શકે !

" કેટલા રૂપિયામાં વેંચ્યું ? " તેનાથી સહજ જ પૂછાઇ ગયું.

" ફક્ત સો રૂપિયામાં ! "

" આવી સુંદર કારીગીરી અને કિંમત ત્યારે ફક્ત સો રૂપિયા ! એના તો હજાર રૂપિયા આપીએ તો પણ ઓછા." રતિલાલ મનમાં બબડયો. એની નજર તો ચિત્ર ઉપર ચોંટી ગઈ હતી.

" ભાઇ ! આ ચિત્ર મ્હને ખૂબ જ ગમી ગયું છે. મનમાની કિંમત લઇને તે મ્હને ન આપી શકો ? "

" શી રીતે બને, શેઠજી ! સોદો થઇ ગયા પછી ફરી શકાય ? મ્હારે પણ દુનિયામાં રહેવું છે ને ? "

રતિલાલના હૃદયમાંથી નિરાશાનો ઊંડો નિશ્વાસ નીકળી પડયો. દુકાનના પગથિયાં તરફ જતાં તે બબડયોઃ

" આ ચિત્ર માટે હું મ્હોંમાગી કિંમત આપત."

દુકાનદારે આ સાંભળ્યું. કોઇ વાતનું સ્મરણ થઇ આવ્યું હોય તેમ અચાનક તે બોલી ઉઠયોઃ " શેઠ સાહેબ, આ ચિત્ર માટે ત્હમને ખૂબ જ મમતા લાગી છે, તે હું જોઇ શકું છું. મ્હારૂં ચાલત તો હું આજ ચિત્ર ત્હમને આપત, પરન્તુ વેપારી તરીકે સોદો થઇ ગયા પછી ફરી શકાય નહિ એટલે લાચાર છું. પણ એક ઉપાય છે. "

" એ શો ઉપાય ! " રતિલાલના અન્તરમાં આશાનું કિરણ ચમકી ઉઠયું.

' બરાબર આ ચિત્રની આબાદ નકલ ! જાણે આજ ચિત્ર ! અદલબદલ કર્યું હોય તો ઓળખાય પણ નહિ ! "

" આની નકલ ? કયાં છે ? કહો એ શી રીતે મેળવી શકાય ?"

' વિનોદરાય વર્મા નામનો એક ગૃહસ્થ પેલી અલકાપુરીને નાકે રહે છે. " દુકાનદારે અલકાપુરી નામના લત્તા તરફ આંગળી ચીંધતાં માહિતી આપી.

' ત્યારે તમે એ બીજું ચિત્ર કાં ન ખરીદી લીધું ? "

" મ્હેં તો માગણી કરી હતી, પરન્તુ એ વખતે ચિત્રની એ બીજી નકલ વેચતાં એનું મન માનતું ન્હોતું. હવે તો એ બિચારો એવી તંગ હાલતમાં આવી પડયો છે કે, ચિત્ર વેચ્યા વિના એનો છૂટકો જ નથી. " દુકાનદારે ખુલાસો કર્યો અને પોતાના ચિત્રનું સાટું કરી જનાર ગ્રાહક આવે છે કે નહિ તે જોવા માટે આંખ ખેંચીને માર્ગ ઉપર નજર કરવા લાગ્યો.

" ઠીક છે, યત્ન કરી જોઉં. " રતિલાલ મનમાં નિશ્ચય કરી દુકાનનાં પગથિયાં ઉતરી ગયો.

( ૨ )

" ભાઇ વિનોદરાય વર્મા આટલામાં રહે છે ને ? " રતિલાલે પેલા દુકાનદારે બતાવેલા લત્તામાં આવી તપાસ આદરી.

" પેલી મોટી ખડકીવાળું મકાન–બારસાખ ઉપર ગણપતિની મૂર્તિ ચિતરેલી છે તેજ ઘર ! " પાડોશીઓએ માહિતી આપવા માંડીઃ " બિચારો આજકાલ બેહાલ બની ગયો છે !"

અધઉઘાડી ખડકીને હડસેલતાં, રતિલાલે જોયું કે કરૂણાની સાક્ષાત મૂર્તિસમી એક અબળા ત્હેના તરફ આશ્ચર્યભરી આંખે જોઇ રહી છે.

" વિનોદરાય વર્મા ઘરમાં છે ? "

" છે તો ખરા. " એ સ્ત્રીએ જવાબ આપ્યો અને ધીમા સાદે બબડીઃ ' આ પણ ચિત્ર માટેજ આવ્યા હશે. એમને ચિત્રથી અળગા થવું નથી અને લોકો તો જંપવા દેતા નથી ! '

રતિલાલે આ શબ્દ સાંભળ્યા. ત્હેને લાગ્યું કે એ ચિત્ર પાછળ જરૂર કોઈ કરૂણ કથની છે !

ત્હેણે જર્જરિત અને અંધારાથી ભરેલાં એ મકાનમાં પ્રવેશ કર્યો ખાટલાની પાટી ઠેકઠેકાણે તૂટી ગઇ હતી. ગાદલામાંથી પણ રૂના ડૂચા બહાર ડોકિયું કરી રહ્યા હતાં. અકાળે વૃદ્ધત્વ પામેલો પુરૂષ

ટૂંટિયું વાળીને ત્હેમાં પડયો હતો. એનાં ઓશીકાં આગળ જ પેલું ચિત્ર પડયું હતું.

"કોણ રતિલાલ શેઠ ?" પેલા વૃદ્ધે આવનાર સજ્જન તરફ મીટ માંડી.

" પોતાની આંખો અંધકારથી ટેવાઇ જતાં, રતિલાલે જોયું તો એ પોતાનો પૂર્વ-પરિચિત કળાકાર જણાયો.

"કોણ રસનિધિ! ત્હમારા જેવા ચિત્રકારની આ સ્થિતિ ?"

"એનું નામ તે કુદરતનો ખેલ, ભાઈ!" ડોસાએ એને ખાટલા ઉપર બેસવા ઇશારો કર્યો.

પરન્તુ રતિલાલનું લક્ષ તો પેલા ચિત્ર તરફ હતું !

"એ ચિત્ર તો મ્હારી પ્રાણપ્યારી પુત્રીનું છે. આંધળાની આંખ સમી એ અમારી એકની એક પુત્રી અકાળે અવસાન પામી. એના વિચારમાં અમે બન્ને ઝૂરવા લાગ્યાં. ચિત્રરૂપે એનાં દર્શનથી હૃદયને શાન્તિ થાય એ વિચારે મ્હેં મ્હારી પીંછી ઉપાડી, અને આ ચિત્રનું સર્જન થયું. અમારી એ પુત્રી પ્રત્યેની મમતા, આ ચિત્રનું નૈસર્ગિક વાતાવરણ અને વાસ્તવિકતા ખડી કરવામાં કારણભૂત બની છે. મ્હેં ઘણાંય ચિત્રો દોર્યાં છે, રતિલાલ શેઠ ! પરન્તુ આ ચિત્રની તોલે એકકે ન આવે !"

"હું પણ એ જ કહેવા જતો હતો. આમાં તો ત્હમે સજીવ-મૂર્તિ જ ઊભી કરી છે, અને તેથી જ એ ચિત્રમાં મ્હારૂં મન ભરાયું છે."

'ભાઇ એ ચિત્ર તો અમને પ્રાણથી પણ પ્યારૂં છે. મ્હેં એ નકલો એટલા માટે જ કરી હતી કે એક મ્હારા ખંડમાં, અને બીજી એની માતાના-ત્હમારી સ્હામે ઊભેલી મ્હારી પત્નીના ખંડમાં રહી શકે; અને અમારા દુઃખી હૃદયને શાન્ત્વન મળે. નિર્ધનતાના દારૂણ પંજામાં સપડાતાં મ્હેં કઠણ કાળજું કરીને એક

નકલ તો વેચી નાખી છે, પરન્તુ નાણાંની સખ્ત તંગી હોવા છતાં આ બીજી નકલ માટેની મમતા હું તજી શકતો નથી."

રતિલાલને આ ચિત્રકારનો ભૂતકાળ યાદ આવ્યો. એ સમયના ચિત્રકારોમાં 'રસનિધિ'નું નામ મોખરે રહેતું. એની કળા પ્રથમ પંક્તિની ગણાતી. એનાં ઘણાંય ચિત્રો પરીક્ષકોની પ્રશંસા પામેલાં, અને એમાંથી એણે નાણું પણ ઠીક પ્રાપ્ત કરેલું. આવા લોકપ્રિય ચિત્રકારને આમ ભૂખે મરવાનો પ્રસંગ કાં આવે ?

હેણે વાતવાતમાં જાણી લીધું કે 'રસનિધિ'ના તખલ્લુસથી ચિત્રકાર તરીકે પંકાયલો એજ આ વિનોદરાય વર્મા ! એની પુત્રી મરી ગઇ અને એની કળાને પણ મારતી ગઇ. એકની એક વ્હાલી પુત્રીના અવસાને પિતાની કેડ ભાંગી નાખી. એના હાથ હેઠા પડયા. કળામાંથી રસ ઉડી ગયો, ચિત્રમાંથી ચેતન ગયું, અને મુક્તકંઠે પ્રશંસા કરતા એના ગ્રાહકોએ એને તરછોડયો.

"પણ હવે શું ? આ દમ્પતીને આમ ભૂખે મરવા દેવાય ?" રતિલાલ શેઠનું કળાપ્રેમી અન્તર ખળભળી ઉઠયું.

"શું કરવું ? ચિત્રથી તો એ જૂદો પડવા માગતો નથી. ત્યારે ?"

હેણે નિશ્ચય કરી લીધો અને ગજવામાંથી એક નાનું શું બંડલ કાઢીને હેણે રસનિધિ સ્હામે ધર્યું.

"લ્યો, ભાઇ, હમારી તંગ સ્થિતિમાં હમને સહાય કરવી એ મ્હારો ધર્મ છે."

રસનિધિએ ખાટલામાં પડયા પડયા જ ડોકું ધુણાવ્યું.

"મહેનત વગરની એક કોડી પણ મ્હને ન ખપે, ભાઇ ! હા, પણ હમને આ ચિત્ર ગમે છે ને ? હમે હેની શી કિંમત આપશો ?"

"એક હજાર રૂપિયા." રતિલાલે ડાવકાઇથી જવાબ આપ્યો.

"હજાર રૂપિયા ! રસનિધિ ભડકી ઊઠયો. મ્હારા મહેરબાન, હમે મ્હારી મશ્કરી કરો છો કે શું ? હજાર રૂપિયા ! અરે ભાઇ

સાંબ ! પેલા વેપારીએ તો મ્હને ફક્ત પચીસ રૂપિયા આપ્યા છે. મ્હારી હાલત ઉપર દયા ખાઇને કહો છો, કે ખરેખર ચિત્રની કિંમત એટલી આંકો છો ? "

" ચિત્રની કિંમત. ભાઇ રસનિધિ, હું એ ચિત્રની કિંમતના હજાર રૂપિયા લઇને જ ઘેરથી નીકળ્યો છું અને એ કિંમતે ચિત્ર ખરીદવાનો મારો નિર્ધાર હતો, પરન્તુ ચિત્ર આપવાથી ત્હમને વેદના થાય એ હું નથી ઇચ્છતો. ચિત્ર ભલે ત્હમારી પાસે જ રહ્યું. આ રૂપિયા મ્હારા તરફની અદના ભેટ તરીકે સ્વીકારો."

રસનિધિને વિચાર કરવાની જરૂર ન્હોતી. તરત જ ત્હેણે ઉત્તર આપ્યો: " શેઠજી ! આપની ભલી લાગણી માટે ઉપકાર; પરન્તુ વગર મહેનતે મળેલી એક પાઇ પણ મ્હારે હરામ છે. ત્હમે સાચે જ એ ચિત્ર ખરીદવા માગતા હો તો ખુશીથી લઇ જાઓ. ત્હમે આંકેલું એનું મૂલ્ય એ જ ત્હમારી ખરી કદરદાની છે."

મ્હેં હજાર રૂપિયાની નોટોનું એ બંડલ રસનિધિના હાથમાં મૂક્યું.

એની પત્નીએ ધ્રુજતા હાથે એ ચિત્ર ઉપાડયું. પતિપત્ની બન્ને એ ચિત્રમાંની મૂર્તિને ધરાઈ ધરાઇને જોઇ રહ્યાં.

મ્હેં જોયું કે, બન્નેનાં નયનો સજળ બન્યાં છે !

એ કરૂણ દશ્ય મારાથી વધુ વખત જોઇ શકાય તેમ નહોતું. હું ઉઠયો ને પેલી સ્ત્રીએ ભારે હૈયે-કંપતા હાથે, એ ચિત્ર મારા હાથમાં મુકયું.

આંખો મીંચીને ત્યાંથી ન્હાસી છૂટવા માગતો હોઉં તેમ એ ચિત્ર સાથે હું એ મકાનમાંથી સરકી ગયો.

( ૩ )

આજે મ્હારો હર્ષ માતો ન્હોતો. કેવું સુંદર આ ચિત્ર ! યૂરોપ કે અમેરિકાના પ્રદર્શનમાં આ ચિત્ર મૂકયું હોય તો ચિત્ર-

કરોતું જગત ખળભળી ઊઠે એટલું જ નહિ, પરન્તુ એક હજારના સીધા પાંચ–દસ હજાર રૂપિયા મને મળી જાય, એમાં જરાય શંકા જેવું ન્હોતું. કેવળ રંગ કે પીંછીનો અથવા કળાકારની પ્રવીણતાનો એમાં ચમત્કાર ન્હોતો—એ તો હતું માબાપની અતુલ મમતાની સાક્ષી આપતું સજીવ સર્જન! આવી સુંદર કળાકૃતિ મેળવવા માટે હું પોતાને અહોભાગી માનવા લાગ્યો.

પરન્તુ કોણ જાણે કેમ, ત્રીજા દિવસની રાત્રે હું શાન્ત નિદ્રા ભોગવી ન શકયો. અર્ધનિદ્રિત અવસ્થામાં મ્હને ભયંકર સ્વપ્ન લાધ્યું. રસનિધિ–એ જર્જરિત કાયાવાળો વૃદ્ધ વિનોદરાય વર્મા, જાણે સનેપાત થયો હોય તેમ, વારેઘડીએ પથારીમાં ઉછળતોઃ 'મ્હારી પુત્રીનું ચિત્ર! મ્હારી મમતાને સંતોષવાનું એ એકજ સાધન–લાવો મ્હારૂં ચિત્ર લાવો! જૂઓ એ પ્યારૂં ચિત્ર મ્હારી પાસેથી કોઈ ઝૂંટાવી જાય છે' એવો લવારો કરતો પથારીમાં પડયો પડયો, એ વ્યથિત બની રહ્યો હોય–અને કરૂણાની મૂર્તિસમી એની પત્ની પણ એ ચિત્રને માટે વલોપાત કરી રહી હોય તેવું હૃદય વિદારક ચિત્ર મ્હારી દષ્ટિ સમક્ષ ખડું થયું.

મ્હને અજંપો થવા લાગ્યો. ક્યારે સ્હવાર પડે અને ક્યારે એ ચિત્ર મમતાભર્યાં હૃદયવાળાં એ દુઃખી દમ્પતીને પાછું આપી દઉં, એવી તાલાવેલી મ્હારા અન્તરમાં જાગી.

સ્હવારે ઊઠીને, પહેલું એ જ કામ મ્હેં હાથમાં લીધું. ચિત્ર લઇને હું અલકાપુરી લત્તામાં જઈ પહોંચ્યો.

પરન્તુ આ શું? રસનિધિના મકાનને તો બહારથી તાળું લગાડયું હતું! પાડોશીને પૂછતાં, જાણ્યું કે હતાશ બનેલા બિચારા રસનિધિનું પ્રાણપંખેરૂં પોતાની પ્રિય પુત્રીના સ્મારક રૂપ એ ચિત્ર માટે વલખાં નાખતાં નાંખતાં જ–હું ચિત્ર લઈ ગયો તે

જ રાતે ઉડી ગયું હતું, અને તેની પત્ની પણ કોઈ ન જાણે એવી રીતે ત્યાંથી અલોપ થઈ ગઈ હતી !

મારા મગજમાં પશ્ચાતાપના હથોડા લાગવા માંડયા. મને આ શું સૂઝયું કે હું એકનાં મૃત્યુનો અને બીજાના ગૃહત્યાગનો નિમિત્ત બન્યો ! મને હવે સમજાયું કે, દુનિયામાં પૈસા કરતાં પણ કંઇક વધુ વહાલી વસ્તુ છે, અને તે પોતાનાં સ્વજન પ્રત્યેની મમતા !

અને એ મમતાને ખાતર ગરીબી સત્કારી, ત્યાગ અને તપશ્ચર્યા કરનાર એ દમ્પતી તરફ સદ્ભાવ બતાવતાં, મ્હેં પશ્ચાતાપનાં અશ્રુબિંદુઓરૂપી અંજલિ અર્પી.*

---

*'શારદા' માર્ચ ૧૯૩

# સંસ્મરણો

## સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા વિષે



આલેખક

સ્વ. ના પરિચયમાં આવનાર
સ્નેહીજનો અને શુભેચ્છકો

---

સ્વ. ના સ્નેહીજનો તથા શુભેચ્છકો તરફથી વિસ્તૃત સંસ્મરણો આવ્યા છે. તે પૂરેપૂરાં લેવાથી, પુસ્તકનું કદ હદબહાર વધી જાય તેમ હોવાથી તેમાંથી માત્ર મહત્વના ભાગો જ અત્રે પ્રગટ કરવાની આવશ્યકતા જણાઇ છે. સંસ્મરણો મોકલનારાઓ તે માટે ક્ષમા કરે.



**છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સા**
મહીડાનિવાસમા મ્હેમાન થવા માટે ચાણોદ
સ્ટેશને 'સીલ્વર ઘોસ્ટ'માંથી ઉતરતા–



**મહીડાનિવાસમાં મ્હેમાનો સાથે**
જમણી બાજુથી ૧ વડોદરાના નાયબ દિવાન રાજરત્ન શ્રી સત્યવ્રત મુકરજી,







૧. સ્વ. શ્રી મોતીસિંહજીએ કાશ્મીરમાં કેમેરેમાં ઝડપી લીધેલા છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબ. પાછળ શ્રી. નાના મહારાજ સા. ખીણમાં પથ્થર ગબડાવતા નજરે પડે છે.

૨. કાશ્મીરમાં સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા તથા છોટાઉદેપુરના પ્રાઇવેટ સેક્રેટરી શ્રી. પ્રભુદાસ–મુક્ત હાસ્ય કરતા.

૩. કાશ્મીરના ઝરણા પાસે સ્વ. શ્રી. મોતીસિંહજી.

## હાસ્યની રેલ ઉછાળનાર મોતીસિંહજી

માંડવાના મહીડા શ્રી. મોતીસિંહજીના ખેદજનક અવસાનના સમાચાર મળવાથી અમને ઘણી દિલગીરી પેદા થઇ છે. સદ્‌ગત છોટા ઉદેપુરના રાજ્યકુટુંબ સાથે ઘણો ગાઢો સંબંધ ધરાવતા હોવાથી ઉદેપુર તેમનું બીજું ઘર ગણાતું. શરૂઆતથી જ તેમને સાહિત્ય પ્રત્યે ઘણો પ્રેમ હતો. તેમની યથાયોગ્યશક્તિ તે દિશામાં જ ખર્ચતા. તેમનાં રચેલાં કાવ્યો છુટક છુટક માસિકો તથા વાર્ષિકોમાં પ્રગટ થતાં. આપ્તમંડળમાં તથા સ્નેહીવૃંદમાં તેઓ હાસ્યની રેલ ઉછાળતા. હજુયે તેનાં સ્મરણો તાજાં જ છે ને રહેશે.

માંડ ત્રીસ બત્રીસ વર્ષની કાચી વયમાં તેઓ અવસાન પામવાથી તેમની પાછળ મૂકી ગયેલાં તેમનાં અંગત સગાંઓ પ્રત્યે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ દર્શાવીએ છીએ. પરમાત્મા સદ્‌ગતના આત્માને શાંતિ આપો.

શ્રીમંત નેકનામદાર મહારાજા સા.
શ્રી. નટવરસિંહજી મહારાજા સા.,
છોટાઉદેપુર

... ... ...

**So jovial and kind**

It was indeed with a great shock that I heard the news of my very dear friend K. S Motisinhji's passing away. Though he was related to me, I always looked upon him as my most intimate and dearest friend. He was so jovial, kind and selfishless. He had always a soft corner in his heart for the poor. His ideas were very high, and he was ready to do anything for the uplift of Rajputs. Though young, he was well read in literature. Many of his poems were so striking that one could hardly forget them, if once read. He will always be

remembered by his friends and men who have already come in contact with him His memories will ever remain cherished in our heart

*Major Maharaj Naharsinhji*
*Chhota-Udepur*

**Soul exalted with high idealism**

The passing away of a dear friend is a wrench with the past This is a time to gather sweet memories of friendliness and companionship My own relations with the late Kumar Motisinhji began through my friendship with his brother They were cemented afterwards by many a meeting and exchange of hospitality. Our friendship grew with time and was founded on our common love for Gujarati literature and particularly for its modern poetry headed by the great name of Nahnalal I found Motisinhji at first in a delicious haze of modesty, but through that haze, I laboured to get at his soul and I found it exalted with high idealism and a true feeling for poetry and song

His literary output may not be considered large as compared to the volubility and lack of reticence of modern day, but it was so filled with a tenderness and a desire for beauty, that I am sure his contemporaries will not willingly let it die

*Satya Vrata Mukerjea, Rajya Ratna,*
*B A.( Oxon ),*
*F S S (London), F R S A (London)*

...

## Choice and exquisite spirit

Motisinhji was a choice and exquisite spirit, full of delicate courtesies and an indefinable charm that was the result of a long line of cultured ancestry. I was never much of a student of Gujarati literature, but from what little I know, I can gather sufficiently to judge of his high poetic worth and the loss that the literature of your province must have suffered from his untimely end. His passing away was to me a grievous personal loss, because apart from his literary activities, he was great in his gifts of friendship and his warm chivalry for my sex.

I shall never forget the very great kindness which the two Mahida brothers showed us during our stay at Mandwa.

*Baroda* *Arunadevi Mukerjea*

## એ સહૃદયી બંધુ !

મારા તો એ સહોદર બંધુ. બાલ્યાવસ્થાથી જ તેમનો અને [illegible] પરિચય. એમનો વિચાર કરૂં છું અને મને એમ લાગે છે કે આવા ભાઈ ભાગ્યશાળી બ્હેનને જ સાંપડે.

પિતાશ્રી અમને બાલ્યાવસ્થામાં જ છોડી સ્વર્ગે સંચરેલા એટલે શ્રી મોતીસિંહજી ઉપર વડીલ તરીકેની બધી જવાબદારી આવી પડેલી, અને તે તેમણે કર્તવ્યપરાયણતાપૂર્વક [illegible] એટલું જ નહિ, પરંતુ પિતાશ્રીની ખોટ અમને જણાવા દીધી નથી.

મારા માટે એમને અંતર [illegible] તબિયત [illegible] જાણે તો પણ [illegible] ચિંતા કરે, પોતાના આરામ અને [illegible]

ગ્યની પરવા ન કરતાં યોગ્ય ઇલાજો લેવા તત્પર રહે, અને જ્યારે સુખાકારીના સમાચાર સાંભળે ત્યારે જ જંપે.

સાહિત્યના તો એ જબરા શોખીન. એમને બીજું કોઇ જાતનું વ્યસન નહિં-વ્યસન માત્ર સાહિત્ય સેવાનું, જ્યારે જુઓ ત્યારે સારા પુસ્તકો વાંચતા હોય, લેખો લખતા હોય, કે સાહિત્યકારો સાથે ચર્ચા કરતા હોય.

એમણે પોતાના સદ્વર્તનથી સગાવ્હાલામાં તેમજ ઓળખીતા પારખીતામાં સારી છાપ પાડેલી. આતિથ્ય અને આદર સત્કારમાં તો એ એકકા ! પિતાજીની કીર્તિ એમણે જાળવી રાખી, એટલું જ નહિં, પરંતુ એ કીર્તિમાં વધારો કર્યો.

આવા ભાઇ સૌ બ્હેનોને મળો. પરમકૃપાળુ પરમાત્મા એમના આત્માને ચીર શાંતિ અર્પો એજ પ્રાર્થના.

કનકકુંવરબા
અં. સ્વ. રાણી સાહેબ, માળિયા

... ... ...

## ચંપાનો છોડ

એ હતો ઉગતો છોડ.

કુમારશ્રી મોતીસિંહજી મહીડા ફૂલેલા ફળેલા વૃક્ષરાજ ન હતા. જીવનમાં ને સાહિત્ય સેવામાં, મૈત્રીમાં ને સગપણ સંબંધોમાં એ હતા ઉગતા ફૂલછોડ.

પણ એની સુવાસ દિશાદિશામાં ફોરમતી. નર્મદાપાર રાજપીપળામાં ને વનપાર છોટા ઉદેપુરમાં, ડુંગરાઓ પાછળ દેવગઢ બારિયામાં ને આઘે આઘે કચ્છસૌરાષ્ટ્રને રણકાંઠે મિયાણાઓના માળિયામાં મોતીસિંહજીનાં સુવાસસુજનતાને રાજકુટુંબો આજ સંભારે છે.

સૂરત માંડવીના પ્રાચીન મહીડાવંશના એ રાજવંશી નબીરામાં સાચા રાજગુણો હતા; અને એ રાજગુણોને રાજકુટુંબો આજ સ્મરે-સ્મરે છે.

એ હતો તેજસ્વી ક્ષત્રિયજાયો. એનાં તેજ ક્ષાત્રતેજ હતાં, બ્રહ્મતેજ ન્હોતાં. પોતે એ પ્રીછતા હોય કે શું ? પણ એ ક્ષાત્રતેજને બ્રહ્મતેજના સત્સંગસમાગમો બહુ રૂચતા.

એનો બહુમૂલો રાજગુણ એ એની મહેમાની. કોઇ રાજમહેલમાં એકઠા થતા નહિ હોય એટએટલા ગુર્જર સાક્ષરો અને વિદ્વજ્જનો એના ઓરભેખડના બંગલામાં ટોળે મળતા. એની સુવાસ સહુને આકર્ષી લાવતી.

એની મહેમાની સાંપ્રદાયિક ન્હોતી કે એકદેશીયે ન્હોતી. એને ત્હાં રાજપીપળાના યુવરાજશ્રી યે હોય ને માળિયાના ઠાકોર સાહેબે હોય; આર્યસમાજી પ્રચારક શ્રી પરધૂભાઇ શર્મા યે હોય ને સનાતનતાના સ્તંભ સ્વ. છોટુ મહારાજે હોય; ઉગતા પ્રોફેસર ધીરૂભાઇ પરીખ હોય, સ્વ૦ અંબાલાલ જાની હોય, સર્વસુગન્ધગ્રાહી સદ્ગત ચન્દ્રશંકર પંડ્યા પણ હોય. બેત્રણેક વાર અમે એમની મહેમાની અઠવાડિયું પખવાડિયું માણી છે.

એના અતિથિઓ પણ ઉદારભાવી નીવડતા. કન્યાળી તીર્થમાંના શ્રી વિદ્યાનન્દજી મહારાજના ગીતામન્દિરમાં પરધૂભાઇના પ્રમુખપદે છોટુ મહારાજનું વ્યાખ્યાન થાય અને ચાંદોદતીર્થમાં પરધૂભાઇ છોટુ મહારાજને પ્રમુખપદે વ્યાખ્યાન આપે; અને હું ઓળખાવું ત્હારે એ તીર્થક્ષેત્રનો સનાતની બ્રાહ્મણવર્ગ ઓળખે કે વ્યાખ્યાતા આર્ય-સમાજી છે. કોઇની યે સાંપ્રદાયિક સંકડાશ કોઇને ખૂંચતી નહિ. મુંબઇની આર્યસમાજના વાર્ષિકોત્સવમાં એક તિથિએ ઉત્સવપતિ થવાનું આમન્ત્રણ પરધૂભાઇએ છોટુ મહારાજને આપ્યું હતું અને મહારાજશ્રીએ તે સ્વીકાર્યું હતું, પણ પછી દૈવ આડે ઉતર્યાં ને છોટુ મહારાજ બ્રહ્મનિષ્ઠ થયા.

ત્રણેક વાર એનું (મહીડાનું) આતિથ્ય અમે મનભર માણ્યું છે. ઓરસંગમના વ્હેણમાં બે બે કલાક હું બેસતો; નર્મદાજળ

આવી આવીને થાકેના હૃદયની માતૃવત્ હૈયાચપી કરતા ને આરોગ્ય બક્ષતા જમનામા સાક્ષરોની પગત પડતી અક્ષરબ્રહ્મની કઇક ને કઇક ઉપાસના ચાલતી જ હોય આજે ચન્દ્રપુરીનુ ધનપાડીમડળ આવીને પડતી રાતને વેદઘોષણાએ ગજવી જાય, તો કાલે દયારામ પુરીની સેનાસમાજ કાઇક નોકમેનાની વાસળી વગાડે 'રાજકુમાર કૉલેજ'નો પૂર્વાશ્રમ સભારીને એક રહાજે માન્નાના ઠાકોર સાહેબ કવિ સાહેબનુ જાહેરસ્વાગત કરે, તો બીજી રહાજે મોતીસિંહજીના મહીજાનિનામમા અતિથિસન્માનનો મેળાવડો ભરાય, છબિઓ લેવાય, મિજ્યાનીઓ જામે ગણુવાસમા માણેલા ઙડેવાણુપ ને માણતા હોય સૌને આનન્દાવવા એ મોતીસિંહજીનો આનન્દ હતો

ક્ષત્રિય એટલ જ તેજસ્વી એની ક્ષાત્રમડળી તેજસ્વી હતી એના બન્નેવી મોટરમાર્ગે અમદાવાદથી વડોદરે મે કવાન્મા આવતા. અમારા મણિમહોત્સવના પગરણુ ચાદોદમાડવેથી થયા હતા પણુ ૬૦ મુ વર્ષ તરી ઉતર્યે નહિ ૬૦ મુ વર્ષ બેસતા ત્યદા મણિ મહોત્સવ ઉજવાયો એ એના ભાનની ઉત્કટતા હતી એ અવસરનુ માનપત્ર છપાવવાને એ સુકુમાર રાજકુમાર વડોદરાના ખરા મધ્યાહ્નની ચૈત્રી સૂર્યચન્દનીમા ભમ્યો હતો

વાઘાઓમા મોટરની અને નર્મદાજળમા પનાહની સરેનગાડો તો રેવાજીના ઘાટમા હોવ જ ને! પનહારીઓ જળડેન લઇ ચ્હડતી એ સાતસાળ ઉંચી નર્મદાભેખડ અમે શ્રમજીવીની પેરે ચ્હડતા ભેખડમાથે એનુ વાહન તેડવાને ઉભેલુ જ હોય

મોતીસિંહજી ને નરેન્દ્રસિંહજી બે વીરની હતી નનડાની બેનડી કુમારશ્રી નરેન્દ્રસિંહજી ગુજરાતસૌરાષ્ટ્રની વિમાનકપનીમા ડાયરેક્ટર છે આજે તો એ લવકુશની બેલડી દૈવે વિખેરી નાખી છે, નરેન્દ્ર-સિંહજી વીર એકલવાયા પડી ગયા છે, ને ભાઇનુ શ્રાદ્ધ ભાઇ સરાવે છે.

વેલ્સનો જગતઇતિહાસનો ગ્રન્થ નરેન્દ્રસિંહજીના ગ્રન્થભંડારમાંથી માંડવે મ્હેં વાંચ્યો હતો.

ગોતીસિંહજી છોટું મોતી હતા, મ્હોટા હીરા ન હતા. પણ એ મોતીનાં પાણી નિર્મળાં હતાં, હૈયાઉજળાં હતાં.

એની મીઠી મજાકો પણ વિસરાતી નથી. નિત્ય વ્હેવાઇવેલ સંગાથેનો અમ ધરવટસંબંધ જાણ્યો એટલે કહે 'ત્હારે તો ત્હમને ગીતાં ગવરાવિયે—અર્થાત્ ફટાણાં સંભળાવિયે.' પછી એણે ફટાણાં નહિ, સ્તુતિઓ સંભળાવી. માળિયેથી એમના બ્હેનેવી મહેમાનીએ આવ્યા. જનમાતૃદેવ પધાર્યે માંડવાના રાજપૂત રાવણાને કસુંબો મીઠો કરવાને ન્હોતર્યું. પ્રધાન ગાદીએ ત્હારે યજમાને ન બેઠા, મહેમાને ન બેઠા; કસુંબલા ઘોળતા રાવણામાં ગાદીતકિયે મ્હને પધરાવ્યો! સનાતનીઓના સિંહ શ્રી છોટુ મહારાજનું ચન્દ્રપુરીમાં જાહેરપ્રવચન હતું. નગરચોકો ગજાવનાર પરધૂભાઇ પણ હતા; પ્રો. ધીરૂભાઇ પરીખ પણ હતા; હું પણ હતો. ચાંદોદની વિદ્યાભૂમિને વિદ્વાનોનાં પ્રવચનો. ગોતીસિંહજી ઉઠયા અને સૌ. માણેકબાને અધ્યક્ષપદે સ્થાપી દીધાં. જાણે માહીષ્મતી નગરીમાં મંડનમિશ્ર ને શંકરાચાર્યના શાસ્ત્રવાદમાં ભારતીને મધ્યસ્થપદે સ્થાપ્યાં. અલ્પ ભણેલાં પણ કલપનકુલસંસ્કારી માણેકબાએ પણ પછી કમાલ કીધી. એકજ વાકયમાં પ્રમુખ—શ્રીમતિએ ઉપસંહાર કીધો કે એટલા બધા વિદ્વાનો આજે બોલ્યા છે કે કાંઇ વધુ બોલવાપણું મ્હારે રહેતું નથી. એટલો મિતાક્ષરી, છતાં એટલો મુદ્દાસર અર્થગંભીર ને હાસ્યના પ્રતિહાસ્ય સમો, પ્રમુખપદેથી થયેલો ઉપસંહાર મ્હેં તો મ્હારાં ૬૫ વર્ષોમાં બીજો સાંભળ્યો નથી.

એવી હતી ગોતીસિંહજીની મીઠી સ્હોરમો. ત્હારે માણતાં; આજે સંભારિયે છીએ. એ પણ દિવસો હતા. અને 'હતા' એટલે જ આજે નથી.

અમ ચાંદોદનિવાસનો ચિરંજીવ અને ચિરસ્મરણીય પ્રસંગ તો એક સ્મરણે ચ્હડે છે. કવિવર દયારામભાઈ ચાંદોદ માંડવાની જે ઉજાત ભેખડે રહેતા ત્ય્હાં અમે કાવ્યતીર્થની યાત્રાએ ગયાં. એ વાસનું નામ ત્ય્હારે કંગાલપુરી હતું. કવિઓનો બાદશાહ જ્ય્હાં વસતો એ કંગાલપુરી ! કંગાલપુરી બોલતાં યે અમને કંગાલિયત લાગતી. મોતીસિંહજીને કહ્યું ને વાત ઉપાડી લીધી. મેવા સમાજે લોકમત જગાડયો. માંડવા ઠાકોર સાહેબ કને વાત મૂકાઈ. મહાદેવના દેવાલયની પિપ્પલછાયામાં મ્હારે પ્રમુખપદે રાજવી રાજકુમારો ને નગરજનોની લોકસભા મળી. શાંકરમતવાદી છોટુ મહારાજે આશીર્વાદ ઉચ્ચાર્યો; બ્રહ્મવિદ્ બ્રાહ્મણો શ્લોકો ભણ્યા; આર્યસમાજી પરધૂભાઈએ દયાનન્દી સિંહગર્જના કીધી; અને સ્વામીનારાયણીય સનારી માણેકબાએ કંગાલપુરીનું પાટિયું ઉતારીને દયારામપુરીનું પાટિયું ચ્હડાવ્યું અને કુંકુમે અક્ષતે ફૂલડે વધાવ્યું. એમ વલ્લભીય કવિવરનો મહોત્સવ કંગાલપુરી મટીને દયારામપુરી થયો. સહુએ ત્ય્હારે સાક્ષી પૂરી કે દયારામભાઈ માત્ર સંપ્રદાયપૂરાયેલા કવિવર નથી, સમસ્ત ગુર્જરમંડળના કાવ્યતીર્થ છે. ચાંદોદ માંડવાને અમથી વિસરાય એમ નથી; પણ ચાંદોદમાંડવાયે આ ઇતિહાસ કથા ગ્હેશે ત્ય્હાં સુધી અમને વિસારશે નહિ. સાહિત્યના મેળાવા એવા સદ્ભાવનાના હોય.

એક એનું બહુમૂલું સાહિત્ય સંભારણું આજે યે મ્હારી કને છે અને તે સોએક વર્ષો પૂર્વે એના કો પ્રેમાનન્દરસિયા પૂર્વજે ઉતરાવી લીધેલો, ભાગવત દશમ સ્કન્ધના એ મહાકવિના રસછલકાતા ભાષાન્તરનો, હસ્તગ્રન્થ. એ હસ્તગ્રન્થ બોલે છે કે મહીડાઓ ભાગવતરસિયા ને પ્રેમાનન્દરસિયા હતા. મોતીસિંહજીની સાહિત્ય રસિકતા એમનો વડિલોપાર્જીત કુટુંબવારસો હતો નર્મદાનાં નીર સમોવડો.



જ્યારે ચાણોદ માંડવાની કંગાલપુરીને દયારામપુરીનું શુભ નામ સાંપડયું ત્યારે—
આગળની હારમાં : ( ડાબી બાજુથી ) ૧ સ્વ શ્રી મોતીસિંહજી મહીડા; ૨. કવિશ્રી ન્હાનાલાલ, ૩ માંડવા ઠાકોર સા શ્રી. ખુશાલસિંહજી સાહેબ, ૪ (મધ્યભાગે) અ સૌ



મહીડાનિવાસના માનીતા મહેમાનો સાથે

( દયારામપુરીના ઉદ્ઘાટન પ્રસંગે મહીડાનિવાસમા લેવાયેલી છબી )

પાતળિયો, સુકુમાર, કોડીલો, રૂપેરંગે રસીલો, દૂર દૂર સુવાસ નાંખતો મોતીસિંહજી મહીડા હતો ચાંપલિયાનો છોડ. એની સુવાસ મીઠી ને આકર્ષતી મહેમાનીની હતી. કહે છે કે ભમરા ચંપે નથી જતા. મોતીસિંહજીના ચંપે તો સાહિત્યના મધુકરો અનેકાનેક આવતા.

મ્હોર્યો—ન મ્હોર્યો ત્ય્હાં એ છોડ કરમાઈ પડયો. કવિ કુલગુરુ કાલિદાસ કહે છે કે શરીરધારીઓને મરણ એ પ્રકૃતિ છે, જીવન એ વિકૃતિ છે. અને છતાં ફૂલ જાય ને સુવાસ પાછળ રહે તેમ આયુષ્ય આથમે ત્હોયે સંભારણાં રહે છે.

સ્વ. મોતીસિંહજી મહીડા હતો ઉગતો ચંપાનો છોડ.

ન્હાનાલાલ દલપતરામ કવિ

... ... ...

## સાહિત્યના ઉત્કર્ષ માટે અંતઃકરણનો ઉત્સાહ

જ્યારે વડોદરામાં All India Oriental Conference ભરાઇ હતી ત્યારે સ્વર્ગસ્થ મહીડા મોતીસિંહજી જોડે મારે પહેલ-વહેલો પરિચય થયો હતો. શેઠ સામળ બેચરના મકાનમાં હું ઉતર્યો હતો. પોતે પડોશમાં સામેજ ઉતર્યા હતા. એમને હું નજદીકમાં જ છું એ ખબર પડતાં જ પોતાના માણસને મોકલી તરત જ અનુકૂળ સમયની તપાસ કરાવી પોતે જાતે મળવા આવ્યા હતા, અને અડધોએક કલાક વાતચીત કરી છૂટા પડયા હતા. એ ટૂંક સમયમાં પણ એમનાં સૌજન્ય, એમની નમ્રતા, તથા સાહિત્ય સંબંધે એમનો ઉત્સાહ જોઇ મારા મન પર ઉંડી અસર થઇ હતી, અને એમ લાગ્યું હતું કે પોતે થોડે ઘણે દરજ્જે પણ ગજ્જવંશી 'કલાપી'ની જગા લેશે ને સાચવશે.

બીજી વખતે પોતે નડીઆદના સાહિત્ય પરિષદ્ સંમેલન પ્રસંગે આવ્યા હતા ત્યારે પણ એમને મળવાનો લાભ મળ્યો હતો. આપણા ગુજરાતી સાહિત્યને ઉત્તેજવા તથા તેનો ઉત્કર્ષ કરવા માટે કોઇ

પણ તકે પ્રસંગ જવા દેતા નહિ; એવો એમના અંતઃકરણનો ઉત્સાહ તે વખતે પણ મૂર્તિમાન થતો હતો. ત્યાર બાદ એમનું સૌજન્ય મને વખતોવખત ચાંદોદ માડવા આમંત્રતુ હતું. પણ મારે કમનસીબે બીજી અનેક પ્રવૃત્તિઓને લીધે તેનો લાભ લઇ શકાયો નહિ એ હું મારૂં કમનસીબ સમજું છું.

એમની સાહિત્યની પ્રવૃત્તિઓની કદર ગુજરાતે કરી છે અને હવે પછી પણ કરશે જ એવી મારી ખાત્રી છે.

ગીરગામ, મુંબઇ. **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

... ... ...

## સૌજન્યપૂર્ણ સ્વભાવ અને રસિકતા

કુમારશ્રી મોતીસિંહજીના મને મીઠાં સ્મરણો છે. એમનો સૌજન્યપૂર્ણ સ્વભાવ ને રસિક્તાને લીધે હું એમના તરફ આકર્ષાયો હતો. એમણે સાહિત્યની સેવા પણ સારી કરી હતી. એમના અકાળ મૃત્યુથી ગુજરાતને ઘણી ખોટ ગઇ છે.

મુંબઇ **કનૈયાલાલ મુનશી**

... ... ...

## સુજનતાની સુંદર છાપ

મને બે ચાર વાર જ્યારે જ્યારે એ મળ્યા ત્યારે ત્યારે એમની સુજનતાની સુંદર છાપ મારા પર પડી હતી.

મુંબઇ **લીલાવતી મુનશી**

... ... ...

## શ્રી અને સરસ્વતીનો સુંદર મેળ !

'આપશ્રી મારા પ્રત્યે જે સદ્‌ભાવ રાખો છો, તે હું કેટલાક વખતથી જોતો ને અનુભવતો આવ્યો છું." આપશ્રી કવિઓ અને કોવિદોની કદર કરી જાણો છો એ તો આપશ્રીએ અમારા ઉજ્વલ

કવિબંધુ શ્રી નાનાલાલભાઇને સત્કારીને બતાવી આપ્યું છે. શ્રી અને સરસ્વતીનો મેળ સુંદર અને અદ્ભુત છે, અને જગતને તે ઉપકારક છે. આ પવિત્ર આર્યદેશમાં આપશ્રી જેવા રાજવંશીઓ અનેક પાકો અને સુયશવંતા થાઓ એ મારી આશિષ છે ! '

[ અરદેશર ફરામજી ખબરદારના એક પત્રમાંથી ]

... ... ...

## ઉત્કટ સાહિત્યપ્રેમ

સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડાની પવિત્ર યાદમાં ' શ્રી. મોતીસિંહજી મહીડા સ્મારકગ્રંથ 'ની યોજના સાચેજ આવકાર યોગ્ય છે.

મારી અને સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાની પ્રથમ મુલાકાત અમદાવાદ ખાતે પૂ. ગાંધીજીના પ્રમુખપદે સાહિત્યસંમેલન ભરાયું ત્યારે થયેલી. તેમના એ ટૂંકા પરિચયમાં પણ તેમનો ઉત્કટ સાહિત્યપ્રેમ અને કાવ્ય-નિબંધ-નવલિકાની ત્રિવેણીથી ગુર્જરભાષાની યત્કિંચિત સેવા કરવાની તેમની ધગશ-જે તેમના પરિચયમાં આવનાર કોઇથીયે અજાણી રહી ન શકે તે-મને સ્પષ્ટ જણાઇ આવી હતી.

વસંતકુંજ, શાહીબાગ-અમદાવાદ. ચરણદાસ હરીદાસ

... ... ...

## સર્વના પ્રેમ અને આદરને પાત્ર ગુણસમૃદ્ધિ

સ્વ. શ્રી. મોતીસિંહજીનો મને પ્રથમ પરિચય આજથી સાતઆઠ વર્ષ પર્વે થયો હતો. શરદુત્સવને અંગે ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યકારો ને સાહિત્યરસિકોને એમણે પોતાને આંગણે નહોતર્યા હતા.

કુમાર મોતીસિંહજી એવું નામ વાંચીને મેં ધાર્યું હતું કે એ કોઇ અતડા સ્વભાવના, ઠાઠમાઠના શોખીન, વૈભવનું દર્શન કરાવવાના ઉત્સાહવાળા હશે, અને સાહિત્યકારોને પોતાને ત્યાં નોતરી લક્ષ્મી સરસ્વતી તરફ કૃપાકટાક્ષ ફેંકે એ રીતનો કંઇક ગર્વાનંદ માણવા માંગતા હશે.

પરંતુ સ્ટેશન પર એ સૌને તેડવા આવ્યા હતા ત્યાં એમને જોયા, એમની સાથે થોડીક વાતચીત કરી, ને મારા એમના વિષેના ખ્યાલો કેટલા ખોટા હતા એ તરત જ સમજાઇ ગયું. દુનિયામાં ધારીએ છીએ તેના કરતાં સારાં માણસો ઘણા વધારે છે એનું મને ભાન કરાવવા માટેજ જાણે એ પ્રસંગયોજના કુદરતે કરી હોય એમ મને લાગે છે.

બધાનું આતિથ્ય કરી બધાંને સંપૂર્ણ રીતે સંતોષ આપવો એ કાર્ય કોઇ મોતીસિંહજી જેવા જ કરી શકે. પ્રત્યેકની શી શી ખાસિયત છે તે સમજી લઇ તેને અનુકૂળ થઇ તે પ્રમાણે વર્તન કરવું એ કેટલું મુશ્કેલ કામ છે એ તો જેને અનુભવ થયો હોય તે જ જાણે. અને એ કપરૂં કામ મોતીસિંહજીએ, એમના જમણા હાથસમા એમના બંધુ શ્રી નરેન્દ્રસિંહજીની કાળજીભરી સહાય લઇ એવી સિફતથી ને સહેલાઇથી સિદ્ધ કર્યું કે એમાં એમને જાણે સહેજ પણ શ્રમ પડતો હોય એમ કોઇને ન લાગે! સમર્થ કવિની શૈલીની પેઠે એમની આતિથ્યરીતિમાં પણ નિષ્પ્રયત્ન માધુર્ય વિલસી રહેતું. अतिथिदेवो भव એ પ્રાચીન સૂત્રનો એમણે સાક્ષાત્કાર કરી લીધો હોય એમ લાગ્યું હતું. આજે આપણી પુરાતન આતિથ્યની ભાવના અનેક કારણોને લીધે ઓસરતી જાય છે ત્યારે એમના જેવા યજમાનો કેટલા વિરલ છે એ સહેજે કલ્પી શકાય એમ છે. એમની મહેમાનગિરીનો આસ્વાદ અનેકે માણ્યો છે ને ભાગ્યે જ કોઇને પણ એ સ્વાદ ફીકો, નીરસ કે કંઇ પણ ઊણપવાળો લાગ્યો હશે.

અલ્પ પરિચયમાં પણ ગાઢ નિકટતા સાધી લેવાની કુશળતા એમણે મેળવી હતી. એમની જોડે વાત કરનારને, એમનું ઓળખાણ બહુ જ ઓછા વખતનું હોય તોયે, જાણે એ કેટલા જૂના સ્નેહી હોય એમ લાગતું. ખોટી દીનતા નહિ, પરંતુ અહંભાવનો કેવળ અભાવ; સ્વભાવસિદ્ધ રસિકતા, પણ વિવેકની મર્યાદાનું ઉલ્લંઘન

નહિ; સૌની સાથે મળી જવાની ઇચ્છા, પણ કોઇની અંગત બાબતમાં માથું મારવાની ખોટી કુતૂહલવૃત્તિ નહિઃ ઇત્યાદિ ગુણસમૃદ્ધિને લીધે એ જેના જેના સમાગમમાં આવતા તે સર્વનો પ્રેમ તથા આદર પ્રાપ્ત કરી શકતા.

સાહિત્ય તરફ એમને અત્યંત અભિરુચિ હતી. લક્ષ્મીની પ્રીતિ સંપાદન કરી હોય એવાઓ સરસ્વતીની ભક્તિ કરવા ભાગ્યેજ પ્રેરાય છે. અને સરસ્વતીના ભક્ત હોય એવા લક્ષ્મીવાનો સરસ્વતીના સેવકો પ્રત્યે પ્રીતિ ક્વચિત જ દર્શાવે છે. શ્રી. મોતીસિંહજી જેટલી સાહિત્ય પ્રત્યે પ્રીતિ રાખતા તેટલો જ ભાવ અને આદર સાહિત્યકારો માટે પણ રાખતા. આપણા અનેક સાહિત્યકારોના સમાગમમાં એ આવ્યા હતા અને વારંવાર પોતાને આંગણે એ સૌને બોલાવવા એ ઉત્સુકતા દર્શાવતા. આપણા સામયિકોમાં એ અવારનવાર લેખો પણ લખતા હતા. આમ એમની સાહિત્યભક્તિ કેવળ સાહિત્યસર્જન કે સાહિત્યના વાંચનમાં જ પર્યાપ્ત નહોતી થઇ.

એમનું વ્યક્તિત્વ પારદર્શક હતું. મીઠાશ અને મુલાયમપણું એ એના પ્રધાન રંગો હતા. સાદા સીધા, ભલા, ને પ્રસન્ન મુખાકૃતિવાળા, ઉદાર હૃદયના ને સ્નેહાળ સ્વભાવના એવા શ્રી. મોતીસિંહજીનું મિત્રમંડળ કેવું વિશાળ ને કેટકેટલી વિવિધ સ્વભાવ ને ધર્મવાળી વ્યક્તિઓનું બનેલું હતું તેનો વિચાર આવે છે ત્યારે આશ્ચર્ય થાય છે. એમ લાગે છે કે જેમ કેટલાકને શત્રુ બનાવવાની કુદરતી બક્ષીસ જ મળી હોય છે તેમ કેટલાકને મિત્ર બનાવવાની પણ ઇશ્વરદત્ત શક્તિ મળી હોય છે.

યુધિષ્ઠિર અજાતશત્રુ ગણાતા. પરંતુ એને યે શત્રુ તો હતા. દરેક મનુષ્યને નિષ્કારણ વૈરીઓ, સકારણ વૈરી કરતાં પણ વધારે સંખ્યામાં મળી આવે છે.* એટલે એમના કોઇ શત્રુ હતા જ નહિ એવું વિધાન કરવું એ જરા મુશ્કેલ છે, પરંતુ એટલું તો કહી

શકાય કે એનો દ્વેષ કરનાર, હશે તો યે, બહુ જ ઓછા હશે. અને દ્વેષ કરવાનું કારણ તો ક્વચિત જ એમણે કોઇને આપ્યું હશે.

પ્રો. અતિસુખશંકર ત્રિવેદીએ એક સ્થળે લખ્યું છે 'યુવાનનું મૃત્યુ એટલે આશાનું મૃત્યુ' આનાનું મૃત્યુ કરુણ હોય છે અને અનેકના ઉલ્લાસ અને આનંદના નિમિત્તરૂપ બનેલા શ્રી. મોતીસિંહજીનું ભરયુવાન વયે થએલુ અવસાન એ કારણે અનેકના વિષાદનુ કારણ બને છે. એમનો આત્મા 'એકાદ અશ્રુ તુજ મેં કદી હોય લોયું, એકાદ અશ્રુતણુ દાન જ યાચુ તો હું' એમ કહેવાનો સર્વથા અધિકારી છે.

પોતાના બહોળા મિત્રમંડળને માટે ટૂંકા આવરદામાં લાંબી સ્મૃતિ મૂકી જનાર એમનો સ્નેહાળ, આતિથ્યપરાયણ આત્મા પરમ ધામના આતિથ્ય પામવા ઊપડી ગયો છે. ત્યાં એમને શાંતિ મળો એટલું જ હવે તો ઇચ્છવું રહ્યું.

મુંબઇ —જ્યોતીન્દ્ર હ. દવે

. . ...

## સુજનતા અને વિનયની સુવાસ

એક બે સાહિત્ય પરિષદ્‌માં તેઓ બહુ ભાવપૂર્વક મને મળેલા અને માંડવા આવવાને તેમનાં નિમંત્રણો હરેક શુભ પ્રસંગે મળતાં. એમની સુજનતા અને વિનયની સુવાસ હું ભૂલી શકું એમ નથી. એમનો કલાસાહિત્યનો પ્રેમ જાણીતો હતો, અને તેઓ વધુ વર્ષો જીવી શકયા હોત તો ગુજરાતને કંઇ ઓરજ લાભ મળી શકત.

ભાઇશ્રી તારાચંદભાઇને સ્મારક ગ્રંથનું કાર્ય સોંપાયું તે સુયોગ્ય થયું છે.

અમદાવાદ • રવિશંકર રાવળ

... ... ...

# સાહિત્યવીર મોતીસિંહજી

લાઠી સાહિત્ય પરિષદ્ પ્રસંગે કવિતાની પાદપૂર્તિ માટે સ્વર્ગસ્થે પોતાના તરફથી ઇનામ જાહેર કરી પોતાની કાવ્ય પ્રીતિ પરિષદ્ સમક્ષ જાહેર કરી હતી. બીજે વર્ષે એમણે ગુજરાતના સાહિત્યકારોને માંડવા મુકામે ભાવભર્યું આમંત્રણ આપ્યું.

હું તથા રા. જ્યોતીન્દ્ર દવે માંડવા ચાંદોદ પહોંચ્યા અને ગુજરાતના બીજા આગળ પડતા થોડાક સાહિત્યકારોનો પણ અમને કાં તો સ્ટેશનેથી જ અથવા છેવટે મહિડા-નિવાસમાં મેળાપ થયો. સ્વ. મોતીસિંહજીએ બધાં માટે ઘણી સરસ વ્યવસ્થા કરી હતી. અમે બધાં મળીને કંઇ નહિ તો પચાસ-સાઠ સાહિત્ય-રસિક મહેમાનો હોઇશું, પરંતુ એક તો એમનો નિવાસ મહેલ જેવો વિશાળ અને ભવ્ય હોવાથી તેમજ એમની ગોઠવણ સુયોગ્ય હોવાથી અમે આટલાં માણસો એમના નિવાસમાં ક્યાં સમાઇ ગયાં તે જણાતું પણ નહોતું. સ્વ. મોતીસિંહજી દરેક મહેમાનની અંગત કાળજી તથા દેખરેખ રાખતા.

સાહિત્યકારોના શરીરો તેમજ તેમના મગજ માટે ભોજનના તથા સાહિત્યના ભરચક કાર્યક્રમો મોતીસિંહજીએ એ ત્રણ દિવસ દરમ્યાન ગોઠવ્યા હતા. રોજ મહિડા મહેલમાં સાહિત્યની ચર્ચા ચાલતી, તેમજ ચાંદોદના જાહેર હોલમાં પણ જુદા જુદા સાહિત્યકારોના પ્રવચનોનો તથા કાવ્ય વાંચન વગેરેનો કાર્યક્રમ સ્વર્ગસ્થે સંભાળ પૂર્વક ગોઠવ્યો હતો. મહિડા મહેલ પાસેના વિશાળ ચોગાનમાં આમજનતા પણ આ બધા સાહિત્યકારોનો લાભ લઇ શકે તે માટે એક સાંજે ઘટિત વ્યવસ્થા રાખવામાં આવી હતી.

મને યાદ છે ત્યાંસુધી આટલા સાહિત્યરસિક લેખકો ત્યાં એ ત્રણ દિવસ દરમ્યાન આવી ગયા હતા'—રા. રામનારાયણ પાઠક,

રા. રમણલાલ વસંતલાલ દેસાઈ, કવિ લલિત, રા. નવલરામ ત્રિવેદી, રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા, તથા બીજા વધુ નાની ઉંમરના આશાસ્પદ લેખકો પણ ઠીક ઠીક સંખ્યામાં હતા. સાત-આઠ વર્ષ એ સંમેલનને થઇ ગયાં એટલે ઘણા નામ મારાં સ્મરણમાંથી ખસી પણ ગયાં હશે. રા. જ્યોતીન્દ્ર દવે તો મારી સાથે સુરતથી જ જોડે હતા એ ઉપર જણાવી ગયો છું.

એક ખાસ પ્રસંગ મને એ બેત્રણ દિવસમાં બનેલો યાદ છે. એક દિવસ દયારામના કાવ્યો જૂની ઢબે ગાનાર એક ગૃહસ્થ આવ્યા હતા જેમણે કહ્યું કે દયારામના મકાનની બાજુમાં એમનું પોતાનું મકાન છે. એ વૃદ્ધ માણસે પોતાની જૂની રીતિએ દયારામનાં કાવ્યો ગાવા માંડયાં તે વખતે શ્રોતાઓમાંથી કેટલાકે તેના તરફ ઉપેક્ષાવૃત્તિ દાખવી ત્યારે સ્વ. મોતીસિંહજીએ તેમજ રા. તારાચંદ્ર અડાલજાએ આસપાસ બેઠેલા શ્રોતાઓને ધીમેથી સૂચવ્યું હતું કે ' ભાઇઓ, આ જૂની પદ્ધતિનો માણસ છે અને એ જે કંઇ દયારામ વિષે પોતાની રીતે રજુ કરે તે આપણે સાંભળી લેવું ઘટે છેઃ એ કંઇ અંગ્રેજી ભણેલો આજનો સફાઇબંધ સાક્ષર નથી. ઈત્યાદિ ' એવે પ્રસંગે સ્વ. મોતીસિંહજીની સામાન્ય દરજ્જાના માણસો પ્રત્યેની સહાનુભૂતિ દેખાઇ આવતી હતી.

એ દિવસો દરમ્યાન ડભોઈમાં કવિ દયારામની જયન્તી હતી ને ડભોઇથી કેટલાક કાર્યકરો અમને કેટલાએકને એ પ્રસંગનું આમંત્રણ આપવા ચાંદોદ આવ્યા હતા.

સંમેલન જયન્તી પહેલાં પુરૂં થઇ ગયું હતું એટલે અમે– રા. જ્યોતીન્દ્રે તથા મેં અન્ય લેખકો ચાલ્યા ગયા તેમ જવાની રજા માગી ત્યારે અમને સ્વ. મોતીસિંહજી તથા રા. નરેન્દ્રસિંહજી એ બંનેએ વધુ રહેવાની આગ્રહભરી સૂચના કરી. અમને બંનેને દિવાળીની રજા હતી, તેમજ બીજું કંઇ ખાસ કામ નહોતું, પણ ચાંદોદથી ડભોઈ

ગયા પછી પાછા ચાંદોદ આવવું એ અમને અયોગ્ય લાગ્યું. પરંતુ એ બે સ્નેહાળ બંધુઓના વિવેકભર્યા આગ્રહને વશ થઈ અમે કબૂલ કર્યું કે અમે ડભોઇમાં દયારામ જયંતી પ્રસંગે હાજરી આપી પાછા ચાંદોદ આવીશું અને અમે તેમ કર્યું. એથી સ્વર્ગસ્થ તેમજ કુમારશ્રી નરેન્દ્રસિંહ બંને ખૂબ પ્રસન્ન થયા હતા.

પાછા આવ્યા બાદ સ્વર્ગસ્થે અમને નર્મદા નદીમાં જે હોડીની સહેલ કરાવી અને કીનારે આવેલાં જુદાં જુદાં રમણીય સ્થળોની જે મુલાકાત અમે સૌએ લીધી તે તો કોઇ દિવસ ભૂલાશે નહિ. સ્વ. મોતીસિંહજીએ—અને બેત્રણ દિવસ રહ્યા તેથી હવે તો એમના બંધુ કુમારશ્રી નરેન્દ્રસિંહજી સાથે પણ અમને ઠીકઠીક પરિચય થઇ ગયો હતો એટલે એમણે પણ અમારી સાથે હોડીમાં આવી અમને ખૂબ આનંદ આપ્યો. સંમેલન પ્રસંગે તેમજ હોડીની મુસાફરી પ્રસંગે ખાવા પીવાની વ્યવસ્થા તો સ્વ. મોતીસિંહજી તરફથી એટલી સરસ થઈ હતી કે એમાં તો કહેવાનું જ શું હોય? જેમણે લેખકોને મરજીયાત રીતે ફક્ત સાહિત્ય અને - સાહિત્યકારો તરફના પ્રેમને વશ થઇ પોતાને ત્યાં આમંત્રેલા અને જેમને સર્વ રીતની અનુકુળતાઓ હતી તેમની મ્હેમાની માટે પૂછવાનું જ શું રહે ?

અમે તો ચાંદોદ આવી ગયલા બીજા ઘણા લેખકો કરતાં આ વિશેષ લાભ ઉઠાવ્યો—ગુજરાત કાઠિયાવાડની ભવ્ય અને આકર્ષક પુરાણપ્રસિદ્ધ અને સદીઓ સુધી ઉત્તરાપથ અને દક્ષિણાપથ વચ્ચેનું સીમાચિહ્ન બનેલી મહાન નર્મદાના વિશાળ પટમાં સર્વ સગવડો સાથે, રમકડાં જેવી નાની સરખી હોડીમાં સ્વ. મોતીસિંહજી સાથે કરેલી આ સુંદર સહેલગાહ રા. જ્યોતીન્દ્રે તથા મેં વખતો-વખત પંછીથી સંભારી છે. મને યાદ છે ત્યાંસુધી કવિ લલિત પણ અમારી સાથે હોડીમાં હતા, અને મેરૂભા ગઢવી પણ સાથે જ હતા.

લલિતજી પાસે એમના કાવ્યો ગવડાવ્યા હતા, મેરૂભાએ કાઠીયાવાડી દુહાઓ લલકાર્યા હતા, અને ગ જ્યોતીન્દ્રે તથા મે હાસ્યરસિક ટૂકા ટૂકા ભાષણો કર્યા હતા આમ આ હોડીને અમે સૌએ ' તરતો જાહેર હૉલ ' બનાવી દીધો ! સ્વર્ગસ્થે અને રા નરેન્દ્રસિંહજીએ બહુ જ આનદથી અમને આખી સહેલગાહમા સક્રિય સાથ આપ્યો હતો ' કકર એટલા શકર ' એવી નર્મદા નદીની આસપાસ રમ્ય તટે આવેલા કઇક મદિરોમા અમે એ દિવસે ફરી આ યા હતા

ટૂકમા આ આખુ સમેલન એટલુ સુદર, સુયોગ્ય ને સફળ રીતે પાર પાડવામા આવ્યુ હતુ અને સ્વ મોતીસિંહજી એટના ઉત્સાહમા તે દિવસો દરમ્યાન દેખાતા હતા કે મને તો ત્યારથી એમ લાગવા માડ્યુ હતુ કે ભલે નર્મદા તીરે આવેલુ અને જાણીતા સાક્ષરોનુ જન્મસ્થાન એવુ મોટુ ભરૂચ શહેર સાહિત્ય પરિષદ્ કોઇક વખત ઓવાનાગે પણ તેના કરતા પહેલા, નર્મદાનાજ તીરે આવેલુ આ નાનુ સરખુ ચાણોદ મોતીસિંહજીની પ્રેરણાભરી આગેવાનીથી દોરાઇ પરિષદ્‌ને પહેલી પોતાને આગણે નોતરશે ! ગુજરાત કાઠિયાવાડની બીજી નાની મોટી નદીઓની ગોદમા પરિષદ્ રમી છે પરતુ પોતાની મહાનમા મહાન નદીનુ પાણી સાહિત્ય પરિષદે પરિષદ્ તરીકે હજુ પીધુ નથી તે અભિલાષા કુમારશ્રી મોતીસિંહજી પૂરી પાડશે કે શુ એમ લાગતુ હતુ ત્યા આમ એમનો અતિ શોકજનક સ્વર્ગવાસ થયો ! આ થાત કે ન થાત,* પરતુ આ ચાંદોદ સાહિત્યકાર સમેલન તો સ્વર્ગસ્થની કીર્તિ પર સોનેરી કળશ નાખનારૂ થઇ ગયુ અને એ પછી બીજો કોઇ પ્રસગ એમનાથી ન

* એમ થાતજ, કારણ સ્વર્ગસ્થ શ્રી મોતીસિંહજીનો એવો સકલ્પ હતો કે છોટાઉદેપુર કે નર્મદા તટના યોગ્ય સ્થળે એક વખત સાહિત્યસભાને જરૂર નોતરવી એ માટે તેમના પ્રયાસો પણ ચાલુ હતા

ગોઠવી શકાયો એટલે ચાણોદમાં તે વખતે ભેગા થયલા સર્વ લેખકો એ સંમેલનને અને એના ઉત્પાદક સ્વ. મોતીસિંહજીને લાંબો વખત સંભારશે !

હમણાં થોડા દિવસ પર એમના સ્વર્ગવાસ વિષે વાંચી એકદમ અત્યંત આઘાત થયો ! હજુ તો એમની પાસેથી કેટલાંએ પ્રકાશનોની ગુજરાત આશા રાખતું હતું ! એમના જેવા સાહિત્યરસિક શ્રીમંત પાસેથી કંઇ કેટલાએ સાહિત્યકારોને આર્થિક સહાય મેળવવાની આકાંક્ષા હશે તેમની મનની મનમાં રહી ગઇ હશે ! બીજી અનેક વખત સાહિત્યકારોને એઓ નર્મદા તીરે મહિડા નિવાસમાં સાહિત્યચર્ચા માટે બોલાવત. પરંતુ ઇશ્વરે જુદું નિર્માણ કર્યું હતું !

એમના બંધુ કુમારશ્રી નરેન્દ્રસિંહજીએ સ્વર્ગસ્થનાં લેખો તેમજ એમના વિષેના સંસ્મરણો આટલી ઝડપથી છપાવવાનું કાર્ય પ્રેમભર્યા ઉત્સાહથી ઉભું કર્યું છે એટલે મને એમ ખાતરી રહે છે કે એઓ પણ મોતીસિંહજીને પગલે પગલે ચાલી સાહિત્યસેવા કરશે, અને એમના વડિલ બંધુની ખોટ ગુજરાતને નહિ જણાવા દે.

' વીરની વાતો 'ના લેખક રા. તારાચંદ્ર અડાલજાએ સ્મારક-ગ્રંથનું સંયોજન માથે લીધું છે. તેમ કરી તેઓ પણ એક વધુ ' વીરની વાત ' ગુજરાત સમક્ષ ધરી રહ્યા છે ! અસલના બહાદૂર રજપુતો તરવારથી સમરાંગણ પર પોતાની વીરતા બતાવતા; ચાલુ જમાનામાં સ્વ. મોતીસિંહજી જેવા ખાનદાન રજપુતો કલમથી જુદા જુદા સામયિકોમાં પોતાની સાહિત્યવીરતા દાખવે છે !

ગુજરાતના એ અકાળે ગત થયલા સાહિત્યવીર મોતીસિંહજીના આત્માને પ્રભુ શાંતિ અર્પો એવી મારી હાર્દિક પ્રાર્થના છે.

પ્રોફેસર એમ. જે. પાઠકજી
એમ. એ. એલએલ. બી.
બહાઉદ્દીન કૉલેજ, જૂનાગઢ

... ... ...

## રાજપુત મોતી

માંડવા ચાંદોદના મહિડા નિવાસમાં બેસવાનો અને કુમારશ્રી સાથે વાતચીત કરવાનો મને પ્રસંગ મળેલો તે હું કદિ વિસરીશ નહીં.

કુમારનો સાહિત્ય ઉપરનો પ્રેમ જાણીતો છે. તેઓ સાહિત્યપ્રિય ગૂજરાતી સમાજને ઘરઆંગણે હરવખત નોતરતા હતા એ પણ જાણીતું છે. એ નિમંત્રણ શુદ્ધ પ્રેમનું નિમંત્રણ હતું. તેમનાં સાહિત્યકારોના સંમેલનો નાની સાહિત્ય પરિષદો જેવાં હતાં.

મહીડા નિવાસમા મેં બીજું એક અનેરૂં કામ જોયું છે, જે કામ મેં બીજા રાજમહેલોમાં કે રાજપુત નિવાસોમાં ભાગ્યેજ જોયું હશે, અને જે જોઇ મને મારી આંતર અભિલાષાની થોડીએક સિદ્ધિ શક્ય઼ેલી હોય નહીં એવો આનંદ મેં અનુભવેલો. આ નિવાસના મિલનખંડમાં મેં નાના બે ત્રણ કબાટો જોયા, જે કબાટોમાં આપણા દેશના ઇતિહાસના સિક્કાઓનો નાનો સરખો સંગ્રહ કરેલો છે. એ સંગ્રહ માત્ર સંગ્રહ નથી—તે સંગ્રહને સમજાવવાનો સુન્દર પ્રયત્ન પણ કરેલો છે. સિક્કાઓ ઉપરની મુદ્રાઓને કૅમેરાથી મોટાં રૂપો આપવાનો વિચાર કર્યો છે; એ સિક્કાઓને અને તે ઉપરની મુદ્રાઓને તારીખવાર, સ્થળવાર, સંસ્કૃતિવાર વ્યવસ્થિત રાખવાનો પ્રયત્ન કર્યો છે, આપણાં મોટાં મોટાં મ્યુઝિઅમોમાં પણ આવો પ્રયત્ન થએલો મેં અનુભવ્યો નથી. આપણા ઇતિહાસની આ સામગ્રીઓની આવી સંસ્કારિત સમજુતી આપવાનો આગ્રહ મેં આપણાં સંગ્રહસ્થાનોના વ્યવસ્થાપકોને અને આપણા સિક્કા શાસ્ત્રીઓને ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના ચૌદમા અધિવેશન વખતે ઇતિહાસ વિભાગના પ્રમુખપદે કરાએલા ભાષણમાં ગયે વરસેજ કરેલો હતો.

કુમાર મોતીસિંહજીના જીવનથી આપણા રાજપુત સમુદાયને ઘણું શીખવાનું છે. રાજપુતાઈ જ્યારે નષ્ટ થતી જાય છે, તેનાં ઘણાંખરાં શુદ્ધ લક્ષણો જ્યારે સાર્વજનિક થતાં જાય છે અને

ઐતિહાસિક રાજપુતસમાજ જ્યારે છિન્નભિન્ન થઈ કર્તવ્યભ્રષ્ટ થતો જાય છે ત્યારે સદ્દગત કુમાર મોતીસિંહ મહીડાનું જીવન ચોક્કસ આપણે માટે દષ્ટાંતરૂપ હતું. યુવાવસ્થામાં તેમણે સાહિત્ય પ્રેમ કેળવ્યો, શુદ્ધ રાજપુતને છાજે તેવું સજ્જનપણું કેળવ્યું, અને ઇતિહાસ જેવા અજાણ્યા વિષયને તેમણે જીવંત દેહવાળો બનાવ્યો તે બધું ખરેખર તેમને માટે, તેમના કુટુંબ માટે અને તેમના બાળજીવનને પોષણ આપનાર સંસ્કારી શિક્ષકવર્ગ માટે પ્રશંસાપાત્ર, અભિનન્દનપાત્ર અને અનુકરણપાત્ર છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

કૉલેજ, વડોદરા. કામદાર કેશવલાલ હિંમતરામ

... ... ...

## કાવ્યભક્ત રાજકુમાર

કુ. શ્રી મોતીસિંહજી મહિડા એટલે ગુજરાતના એક કાવ્યભક્ત રાજકુમાર. કવિતાવાડીનું એ ખીલતું પુષ્પ અકાળે કરમાઈ ગયું, નહિં તો 'મહિડાભવન' એ ખરેખર "કાવ્યભવન" બનત. એ તેજસ્વી રાણીજાયાના દિલમાં કવિતા ઉછળતી હતી. એને અંગેઅંગ કાવ્યનાં ઓજસ ઓપતાં, એને શબ્દેશબ્દ કાવ્યભક્તિના રણકાર સંભળાતા. આજે એ કાવ્યભક્ત કુમાર નથી. એ કાવ્યભક્ત રાજકુમારના સ્મારકમાં એમની સંવત્સરીને દિને દર વર્ષે મહાગુજરાત કવિ સંમેલન ભરવાની યોજના થાય તો એ કાવ્યભક્ત રાજકુમારના આત્માને પરમ શાંતિ મળશે. એમના સાહિત્યપ્રિય બંધુવર્ય કુ. શ્રી નરેન્દ્રસિંહજી પોતાના સ્વર્ગસ્થ બંધુની કાવ્યભક્તિની જ્યોત સદાય જલતી રાખે એવી પ્રાર્થના છે.

વડોદરા • ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા
તંત્રી-શારદા

... ... ...

## સદ્ભાવ અને સાહિત્યપ્રેમ

' તમારો સદ્ભાવ અને સાહિત્યપ્રેમ એ શાન્તિમાં વિશેષ ઉત્તેજક અને પ્રેરક બનતો હતો. તમને વિશેષ નિકટતાથી જાણવાનો પ્રસંગ પણ આ સમયે જ મળ્યો અને એ સૌજન્યની છાપ ન ભૂંસાય એવી છે. '

[ ભાનુશંકર વ્યાસનાં એક પત્રમાંથી ]

... ... ...

## માટીની માયા

એમનો સદ્ભાવ દિવસે દિવસે હવે વધારે ને વધારે તાજો થતો જાય છે. કવિતા, લેખન, વાંચન, ચર્ચા એમના પ્રિય વ્યવસાય હતા ખરું, પણ એ સૌ એમના કવિસ્વભાવને આભારી હતું. હું એમના સ્વભાવને કવિસ્વભાવ કહું છું. કવિ જેવો ભોળો, નિખાલસ, નિસ્પૃહી, આનંદી; સાધારણ રીતે કવિઓને પણ એવા સ્વભાવ સાંપડતા નથી. કવિત્વ વરે છે, પણ સાથે હોવો જોઇએ એવો સ્વભાવ નહી. સદગત કુ. શ્રી મોતીસિંહજી વિરલ એવો કવિસ્વભાવ મેળવવામાં ખરેખર ભાગ્યશાળી જ હતા.

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કરવાની હોંસ તો સૌ કોઇને હોય છે. પણ એ માટે સંચાદોરી ખેંચી પોતાથી જે કંઇ થઇ શકે એ કરવા માટે સદ્ગતની તમન્ના દાખલારૂપ જ હતી. હમણાં જ, એક વખત માંડવામાં સાહિત્ય પરિષદનો માંડવો બાંધવા માટે એમણે યોજના ઘડી હતી. ખૂબ એ ઉપર ચર્ચા કરી એ પ્રસંગ કંઈ નવી જ રીતે ઉજવવો એવો એમનો અભિલાષ હતો. એ માટે સૌ કોઇને પૂછતા, સઘળી સલાહમાંથી ઘટિત બધું ટપકાવી દેતા, અને એ ઉપર નિરાડંબરપણે બીજા પાસે સૂચના માંગતા. સાહિત્ય પ્રત્યેની અનન્ય ભક્તિ સિવાય આવું બની જ કેમ શકે વારુ ?

દક્ષ્ખણ ગુજરાતમાં નર્મદાનો કાંઠો એક અદ્દભૂત હૃદય છે. એમાં કરનાળીનું ક્ષેત્ર, અને ત્યાંનો સંગમ, અને કાંઠે ચાંણોદનું ગામ–કવિ દયારામનું ગામ. કેટલી ધન્ય ધરતી. એ ધરતીની માટી-માંથી ઘડાવું, અને એ જ માટી ભેળા થઇ જવું એ કંઇ સાધારણ પુણ્યની વાત નથી. સદ્દગત મોતીસિંહજીએ એ કાંઠાના સૃષ્ટિસૌન્દર્ય પીધાં હતાં. એ સૌન્દર્ય પીવા અનેક સાહિત્યરસિકોને પોતાને આંગણે નોતર્યાં હતા. આટલી કુમળી વયમાં એ જળથળમાં લય થઇ જવાની ઉતાવળ ન કરી હોત તો હજી કંઇક સાહિત્યરસિકોને રેવાકાંઠાની મોહની એમણે લગાડી હોત. પણ એ ન થોભ્યા. જરા ઉતાવળા થયા–ના, ઘણા ઉતાવળા થયા. અને વિશાળ મિત્રમંડળને, રસિક સાહિત્યકારોને, ભાવિક આપ્તજનોને, અને સ્નેહબદ્ધ સહોદરને છોડી ગયા.

ખરેખર, એ ધરતીનો સાદ એટલો બધો આકર્ષક હશે કે એમને આટલી બધી ઉતાવળ કરવી પડી ? જો એમ જ હોય તો એમ કરી એમણે ગુજરાતની એ માટીને, અને પોતાની જાતને જરૂર જ અમરત્વ આપ્યું છે.

મુંબઇ **ચન્દ્રવદન મહેતા**

... ... ...

## ગુર્જર ગીરાનો બીજો કલાપી

સાહિત્ય, કલા અને પ્રેમને વરી ચૂકેલા એ આત્માના વિયોગથી કયા ગુજરાતીએ દુઃખની લાગણી નહિ અનુભવી હોય ? ગુર્જરી માતાને ચરણે ઘણા વર્ષે રાજપુત સમાજે એક બીજો કલાપી ધર્યો હતો અને તે પણ ભરજુવાનીમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગની લાડીઓ ગજવવાં ચાલ્યો ગયો !

દુનિયામાં ઘણા પુરૂષો જન્મે છે; અને મરણ પામે છે. પરંતુ

તેઓમાંથી આદર્શ અને સફળ જીવન જીવી જનાર હજારમાં એકાદ હોય છે. જીવ્યું તો તેનુંજ સફળ છે કે જે અન્યના સુખદુઃખમાં સહભાગી થઇ જાણે છે. માનવતાની પરમ લાગણીથી પ્રેરાઇ જે યત્કિંચિત અંશે પણ પોતાનું જીવન બીજાના હિતમાં ખર્ચી શકે છે તેનું નામ લોકોના હૃદયમાં કાયમનો વાસ કરી રહે છે.

સ્વ. મોતીસિંહજી મહીડા એક આદર્શવાદી ક્ષત્રિય યુવક હતા અને પોતાના આદર્શને કર્તવ્યદ્વારા મૂર્તિમંત કરવાને અખંડ પ્રયત્નશીલ રહેતા હતા. એટલેજ એમના મૃત્યુને આદર્શ અને આશાનું મૃત્યુ કહીએ તો કાંઇ ખોટું નથી. એમના અવસાનથી રાજપુત સમાજને એક આદર્શયુવક સુધારકની ખોટ પડી છે, એટલુંજ નહિ, પરંતુ બ્રહદ ગુજરાતે પોતાનો એક લાડીલો સાહિત્ય અને કલાનો ઉપાસક ગુમાવ્યો છે. બ્રહદ ગુજરાતનાં જ્ઞાતિ માસીકો, સામયીકો અને દૈનિક પત્રોએ એમના અવસાનની દુઃખદ નોંધ લેતાં સ્વર્ગસ્થના આત્માને જે ભવ્ય અંજલી અર્પી છે તેજ સ્વર્ગસ્થના જીવનની સફળતાનો અને તેમના અકાળ અવસાનથી ગયેલી ભારે ખોટનો દેખીતો પુરાવો છે. એવા નરની યાદગીરીમાં સ્મારકગ્રંથ કાઢીને સ્વર્ગસ્થના ઉન્નત આત્માને જે નિવાપાંજલી આપવામાં આવી છે તે દરેક રીતે યોગ્યજ છે. પરંતુ સ્વર્ગસ્થના પુનિત આત્માને ખરી અંજલી અર્પી તો ત્યારેજ કહેવાશે કે જ્યારે આપણા યુવકો સ્વર્ગસ્થના આદર્શોને જીવનમાં ઉતારી તેમના જીવનકાર્યનો પ્રવાહ સતત ચાલુ રાખશે.

સ્વર્ગસ્થનાં પરિચયમાં આવનાર દરેકને સ્વર્ગસ્થની બુદ્ધિ, વાક્ચાતુર્ય, સાહિત્ય અને કળા તરફનો તેમનો પ્રબળ અનુરાગ જોઇ તેમના તરફ માન અને મમતાની લાગણી ઉત્પન્ન થયા વગર રહે નહિ. સ્વર્ગસ્થનો સમાજનાં તરફનો પ્રેમ, નિરાભિમાનીપણું, સાદાઇ અને સરળતા આદરપાત્ર અને અનુકરણીય

હતાં. તેમના મિત્રો સાથેનો ગાઢ સ્નેહ, કુટુંબપ્રીતી અને કવિતાભક્તિ જોઇ આપણને સ્વ. કલાપીની યાદ આવતી.

સ્વર્ગસ્થનું નિવાસસ્થાન એ સાહિત્યકારો, કવિઓ, અને કલાકારોનું જાણે યાત્રાધામ ન હોય !

સ્વર્ગસ્થ સાથે મારો નિકટનો અને ગાઢ સંબંધ હતો. સ્વ. ની મીઠી યાદ તેમના વિયોગમાં જેમ અન્ય આપ્તજનોને તેમ મને પણ દુઃખનું કારણ બની રહે એ સ્વભાવિક છે. સ્વજ્ઞાતિની દુર્દશા જોઇ સ્વર્ગસ્થ ઘણા દુઃખી થતા. ગજપુત કોમને નષ્ટ ભ્રષ્ટ કરનાર સામાજીક કુરિવાજો સત્વરે દુર થાય અને કોમ પ્રગતિના પંથે વળે એમ તેઓ અંતઃકરણપૂર્વક ઇચ્છતા અને સ્વજ્ઞાતિ સુધારાના કાર્યમાં દરેક પ્રસંગે તન, મન અને ધનથી સહાય કરતા. આજે રાજપુત સમાજને એક સાચા સમાજ સેવકની ન પૂરી શકાય એવી ખોટ પડી છે. રાજપુત યુવકો સ્વજ્ઞાતિ સુધારાનો યજ્ઞ આરંભીનેજ સ્વર્ગસ્થના આત્માને સાચી શ્રદ્ધાન્જલી અર્પી શકે છે.

સ્વર્ગસ્થના બારણેથી કોઇ પણ યાચક કદિ પણ નિરાશ થયાનું સાંભળ્યું નથી મારે ફરી ફરીને કહેવું જોઇએ કે સ્વર્ગસ્થનું જીવન, નિરાભિમાન, દયા, ઉદારતા, પ્રેમ અને સહિષ્ણુતાના એક નિર્મળ ઝરણાસમું હતું. તે ખરેખર અનુકરણીય અને આદરપાત્ર હતું.

સ્વ. નું સ્થાન તેમના સ્નેહિઓના હૃદયમાં સદાને માટે અમર રહેશે. તેઓ પોતાની પાછળ ઉત્તમ ચારિત્ર્યની અમર યાદ મૂકી જવાને ભાગ્યશાળી થયા છે. પરમાત્મા તેમના આત્માને પરમ શાન્તિ આપે એજ અંતિમ પ્રાર્થના.

**ઠાકોર સાહેબ ઉમંગસિંહજી દોલતસિંહજી મહીડા**
રાજપીપળા

... ... ...

## અનુકરણિય દ્રષ્ટાંતરૂપ

સંસ્કારી ગણાતાં કુટુંબો પૈકી, માંડવાના જાણીતા મહીડા કુટુંબના શ્રી મોતીસિંહજી સુપુત્ર હતા. સૌરાષ્ટ્રમાં લાઠીનું–'કલાપી'નું રાજ્યકુટુંબ જે સંસ્કારિતા અને સાહિત્યપ્રેમ માટે મશહૂર છે તેવુંજ સ્થાન ગુજરાતના રાજ્યકુટુંબો, જાગીરદારો અને સરદારોમાં મહીડા કુટુંબ માટે પ્રાપ્ત કરવાના તેમના મનોરથો હતા. મહીડા નિવાસનું તેમનું પુસ્તકાલય તેમની અભિરૂચિનું પ્રતિબિંબ છે. રાજપૂત સમાજના ઉપલા થર માટે ગણાતા, જાગીરદારો, સરદારો તેમજ જેમને કમાણીની ચિંતા નથી એવા આર્થિક સદ્ધરતા ધરાવતા રાજપૂતો માટે શ્રી મોતીસિંહજી અનુકરણીય દ્દષ્ટાંતરૂપ છે એમ કહી શકાય અને તેઓ તેમની ફુરસદનો સદુપયોગ, કેળવણી, સાહિત્ય અને કળાની અભિરૂચિ તેમજ વૃદ્ધિ માટે કરે તો કેળવણી અને સંસ્કારિતાના પ્રચારથી રાજપૂત સમાજની કાયાપલટ થઇ જાય એમ કહી શકાય.

રાજપૂતોમાં પ્રચલિત કુરિવાજો નાબુદ કરવા રાજપૂત યુવકોનું સંગઠ્ન કરી, તેમનાં મંડળો સ્થાપી, શિષ્યવૃત્તિઓ દ્વારા તેમજ છાત્રાલયો દ્વારા, કેળવણી તેમજ સંસ્કારિતાનો ફેલાવો કરી, રાજપૂતોની ઉન્નતિ કરવા માટેની ધગશ તથા વિચારો તેઓ ધરાવતા હતા. અને તે માટેના મંડળો તથા સંસ્થાઓને, તેમની પ્રેરણા તથા મદદ હંમેશાં મળી રહેતાં. ' શ્રી ગુજરાત રાજપૂત હિતવર્ધક મંડળ 'ના ઑનરરી સૅક્રેટરી તરિકે લેખકને, સદરહુ મંડળના અધ્યક્ષ તરિકે શ્રી મોતીસિંહજી પધારેલા ત્યારે, સહવાસમાં આવવાની અને વિચારની આપ લે કરવાની તક મળી હતી, અને સમાજના નેતા થનારને આવશ્યક એવી' કલ્પનાશક્તિ અને હિંમત હું તેમનામાં જોઇ શક્યો હતો. ગુજરાતના રાજપીપલા તથા

છોટાઉદેપુર જેવા અગ્રગણ્ય રાજસ્થાનોના રાજ્યકુટુંબો સાથે તેમનો નિકટનો સબંધ વિગેરેથી શ્રી મોતીસિંહજીનુ સ્થાન અને સ્થિતિ એવા હતા કે ભર યુવાવસ્થામા તેમને કરાળ કાળે ઉપાડી ન લીધા હોત તો તેમને માટે રખાતી આશાઓ પૂર્ણ થઇ હોત

હિમતસિંહજી છીતાબાવા રાણા,
બી એ (ઑનર્સ) એલ એલ બી
જઘડીયા રાજપીપળા સ્ટેટ

## સ્મરણ સુવાસ

ચાદોદ-કરનાળીની ભૂમિ તીર્થક્ષેત્ર બની છે, કેમ કે ત્યા બે નદીઓનો સગમ થાય છે આ તીર્થક્ષેત્રને કાઠે માડવામા મહીડા-નિવાસ છે ત્યાથી સાહિત્ય અથવા સરસ્વતીના ઝરમરિયા ઝરણા વહ્યા અને એ તીર્થક્ષેત્ર ત્રિવેણીના સગમસ્થાન જેવા પ્રબળ આકર્ષણ કર્યા

ચાણોદ માડવા અને મહીડાનિવાસ એનો સમુજ્જ્વળ આત્મા, એટલે સ્વ કુમાર શ્રી મોતીસિંહજી તથા તેમના લઘુબન્ધુ શ્રી નરેન્દ્ર સિહજીની જાજ્વલ્યમાન જુગલ-જોડની

મધુરપ ભરી એમની મહેમાની માણવાનો સ્મરણીય પ્રસગ એકવાર મળ્યો હતો, સ્વ. કુમાર શ્રી મોતીસિંહજીને બીજીવાર મળ્યો હતો બારમા સાહિત્ય સમેલન પ્રસગે, સિવાય કેટલાક શિષ્ટ સામયિકોમા તો એમને વારવાર વાચતો

એ વાત ઉપર વર્ષોની વર્ષા ઢોળાઇ છે, તથાપિ સદવાસની સ્મરણ સુવાસ હજી ધોવાઇ ગઇ નથી મને લાગેછુ કે સ્વ મોતીસિંહજી ભલે રાજકુળના દીપક હોય, એમનુ હૈયુ 'રાજ્યદ્વારોના ખૂની ભભકા'થી અલિપ્ત હતુ. આડબર રહિત, દભ દંકેરા રહિત એમનુ નિરહકારી સૌજન્ય સુજનતાના શિખરે ચઢમતા આયા

મોતી જેવું હતું. પોતે રાજવંશી હોય અને વળી એમનામાં કવિત્વના કે લેખક તરીકેના પણ અંશો હોય એવું આપણે થોડા જ દાખલામાં દીઠું છે. સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડાને, આજના લાડીના જેવું બીજું સાહિત્યક્ષેત્ર, પોતાને આંગણે જમાવવાની ઊંડી મહત્વાકાંક્ષા હતી. સાહિત્ય, કલા ને સંગીતના સાથીયા તો તેમણે પૂરવા માંડ્યા હતા, અને બૃહદ્ ગુજરાતના કેટલાક સાહિત્યકો રૂપ હંસો, મોતી–સરોવર પર વિહાર પણ કરી ગયા છે. પણ એટલાથી જ સ્વર્ગસ્થને સંતોષ નહોતો. એમના શ્વાસે વહેતી હતી આ સુવાસ; માંડવાના મહીડા નિવાસે કવિઓના ડાયરાની સ્થાયી ડહેલી સ્થપાય; રાસોત્સવોના વાર્ષિક મંડપો ગૂંથાય; સાહિત્યનાં નિયમિત સત્ર ઉજવાય. ત્રિવેણી કે સંગમક્ષેત્રે જેમ પોતપોતાના વાડાનાં વર્તુલ નથી હોતાં, તેમ સાહિત્યની ફુલવાડીએ બંધાયલા મોટા–નાના વાડાઓનો ભેદાભેદ ટળે, ને સરસ્વતીદેવીના સૌ ભક્તપૂજક સેવકો એક હરોળમાં બેસી પ્રાસાદિક પ્રેરણાઓનો રસાસ્વાદ લેતા થાય, એવું જોવાની તીવ્ર તમન્ના હતી સ્વ૦ કુમાર મોતીસિંહજીને.

એમની આવી સદ્‌ભાવના ફળવતી થાય તે પહેલાં એ પાણીદાર મોતી પરમાત્માની જ્યોતિમાં તદાકાર થયું ! સ્વર્ગસ્થે સેવેલી ભાવનાને હવે તો કુમારશ્રી નરેન્દ્રસિંહજીએજ પહોંચી વળવું રહ્યું. બાકી કલ્પના ને આશા તો એવી રાખતો હતો કે સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા, કમળપત્ર પર ઠરેલા ઝાકળકણો મોતીકણનો આભાસ આપે છે તેવા નહોતા, પરંતુ કહેવાય છે તેમ સ્વાતિનક્ષત્રે સમુદ્રની છીપમાં વર્ષાબિન્દુથી બંધાતા સાચા મુક્તાફળ રૂપ હતા. એમનાં પરિપક્વ તેજ પ્રકટે ને જનતામાં ઝીલાય તે પૂર્વે જ ગરવી ગુજરાતનું એ મૂલ્યવાન મોતી નંદવાયું ! મુક્તિ હો એ મુક્તાફળની.

અમદાવાદ — કેશવ હ. શેઠ

... ... ...

# ગુણપૂજાના પૂજારી

એ ગયા તે પણ એ જીવંત જ છે—પોતાની સાહિત્યવિષયક પ્રવૃત્તિઓથી.

સં. ૧૯૯૦ માં એમણે મહીડાભુવનને આંગણે–તીર્થધામ ચાંદોદને નર્મદાતીરે–શરદ્‌પૂર્ણિમાના સુંદર પ્રસંગે કેટલાક નવા જૂના સાહિત્યકારોને નોતર્યા હતા. એમની એ બે દિવસની મહેમાની ખરેખર ન ભૂલાય એવી હતી. એ રાજવંશી વાતાવરણમાં ઉછરેલા યુવકને સાહિત્યસ્વામી કરતાં સાહિત્યસેવક થવાના ભારે કોડ હતા. સાહિત્યના કોઈ પણ એક વાડાના વર્તુલમાં કેદ ન થતાં એવા અનેક વાડાઓના વર્તુલો દૂર થાય એવી ભાવના સેવી અનેક સાહિત્યકારોના સંપર્કમાં એ આવતા. કોઇ પણ વાડાના નાના મોટા પ્રત્યેક સાહિત્યકાર માટે મોતીસિંહજીની આંખો માનથી જોતી. ગુણવિશેષતાએ એમનું હૈયું પણ નમન કરી લેતું. ગુણપૂજાના પૂજારીની એ ગુણવિશિષ્ટતા હતી.

સાહિત્યકારોને એકત્ર કરી સાહિત્યસંમેલનો યોજવાના આવા પ્રયત્નો બહુ થયા હોય એમ જાણવામાં નથી. સુરતાની વાડીના મીઠા મોરલા–સ્વ. રાજવી કવિ કલાપીનો સાહિત્યદરબાર અનેરો હતો. ગુજરાતનો એ લાડીલો કવિ પોતાને આંગણે સાહિત્યકારોને નોતરતો એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે. આ રીતે મોતીસિંહજીને પણ કોડ હતા–વર્તમાન ગુજરાતના નવા કલાપી થવાના. અને એમણે પોતાના ટૂંકા જીવનની પ્રવૃત્તિઓ દરમિયાન સાહિત્યકારોને સારા સન્માન્યા છે. એમણે યોજેલા એ સ્નેહસંમેલન પ્રસંગે સૌ સાહિત્યકારોએ નર્મદાના શાંત નીરમાં પનાઇમાં બેસી સફરનો જે આનંદ અનુભવ્યો છે તે આજેય.સ્મરણે ચડે છે.

એમને કવિતા અને વાર્તા રચવાનો શોખ હતો. કેટલીક રચી

પણ છે. અને એ જોતાં એમનો સાહિત્યસૃષ્ટિમાંનો પ્રવેશ ખરેખર આશાસ્પદ હતો.

મોતીસિંહજીની મહત્વાકાંક્ષા અજબ હતી. એમના અવસાનના થોડા જ દિવસો પહેલાં જ્યારે એ મારી દુકાને આવ્યા ત્યારે એમણે મને એમની ગુર્જર સાહિત્યના ઉત્કર્ષમાં કંઇક ઉપયોગી થઇ પડે એવી યોજના જણાવી હતી. પ્રતિ વર્ષે જૂદા જૂદા વિષયોના શ્રેષ્ઠ ગ્રંથને ચંદ્રક અને પારિતોષિક આપવા માટેની એમની યોજના તો વિસ્તૃત હતી અને જૂદા જૂદા પ્રતિષ્ઠિત સાહિત્યકારોની સમિતિ દ્વારા એ વિચારાઇ એનું છેવટનું સ્વરૂપ નક્કી કરવાની એમની અભિલાષા હતી. પણ એ અભિલાષા અભિલાષા જ રહી. વિધિનાં એવાં વિધાન હશે ! તો પણ એમના ભાઇ એમના સ્મારક રૂપે એમના વિચારોમાંથી શકય તેટલાને જીવંત સ્વરૂપ આપી એમનું કંઇક કાયમનું સ્મારક કરી સ્વર્ગસ્થ પ્રત્યે પોતાનું ઋણ અદા કરશે એમ માનવું અસ્થાને નથી.

' જીવનનાં જળ '* નામનો મોતીસિંહજીએ એક રાસ રચ્યો છે. આજથી આઠેક વર્ષ ઉપર એમણે પોતાને ત્યાં યોજેલા પૂર્ણિમા સંમેલન પ્રસંગે એ રાસને ગવડાવ્યો પણ હતો. અને એ અપ્રગટ રહેલી કૃતિ મારે હાથે સંપાદન થયેલા ' સ્ત્રીબોધ ' માસિકના સપ્ટેમ્બર ૧૯૪૧ ના ' ગરબા–અંક 'માં પ્રસિદ્ધ પણ થઇ છે. અને ખરેખર જાણે એ રાસમાં લખેલા ભાવ સાચા જ નહોય એમ એમણે વિદાય લીધી.

અને જીવનનાં જળ ઝીલવાને માટે–સાચું જીવન જીવવાને માટે જાણે આપણા એ મિત્રે આ જગતમાંથી વિદાય લેતાં પહેલાં જ એ ગીત પ્રસિદ્ધ કર્યું ન હોય ! એમ્ લાગે છે.

---

* જુઓ પૃ. ૧૦૦

અને એમનાં પત્નીની દુઃખદ મનોદશાનું માપ કોણ કાઢી શકવાનું છે ? અંતરમાં પોતાનાં પતિનાં છેલ્લાં સ્મરણો જાગતાં હશે અને કહેતાં હશે !

' એનો જીવનદીપ બુઝાયો,
મારો ઉરપ્રદીપ બુઝાયો;
મારાં નેન સમીપ બુઝાયો,
તેજતૃષા અણછીપ બુઝાયો;
છેલ્લું એનું દશ્ય સ્મરણમાં;
આજે એ અદશ્ય સ્મરણમાં. '
( સ્મૃતિનિકુંજ )

અને એમ આપણે પણ સદ્ગત મિત્રનો ગુણ યાદ કરી એને સ્મરણાંજલિ આપતાં એના આત્માને અનંત શાંતિ મળે એમ ઇચ્છીશું.

વડોદરા — સુખજીભાઇ પી. શાહ

... ... ...

## રજપૂત જ્ઞાતિરત્ન

બેશક, સંબંધીઓ તેમજ મિત્રોની પવિત્ર ફરજ છે કે, આવા જાતિય રત્નનું યોગ્ય સ્મારક કરે. અમે તો, કોમની દ્રષ્ટિએ એમના પુણ્યશ્લોક પિતાશ્રી જેટલી તેમની પણ આશા રાખી હતી કે એમના હાથે અને એમના પ્રયાસથી કોઇ યોગ્ય સ્થળે એકાદ સ્થાયી સંસ્થા ઉભી થાય. તે માટે સંજોગો અને સમયની રાહ જોતા હતા એટલામાં ઇશ્વરે અચાનક તેઓશ્રીને આપણી વચ્ચેથી ઉચકી લઇને અમારા મનોરથો ઉપર પાણી ફેરવ્યું છે. એ દુઃખની વાત કહી બતાવવી મુશ્કેલ છે.

વડોદરા — છત્રસિંહ રાણા

... ... ...

## એ યાદ

સાહિત્યક્ષેત્રમાં જ્યારે મ્હારી ' પાપા પગલી ' પણ ન્હોતી–પરંતુ હું ભાંખડીયાં ભરતો હતો ત્યારે એટલે સને ૧૯૩૩ માં ' શારદા ' અને ' ક્ષત્રિયમિત્ર ' માસિકો દ્વારા માંડવા–ચાંદોદના કુમારશ્રી મોતીસિંહજીનું નામ પ્રથમ મારા જાણવામાં આવેલું. અમારૂં ક્ષત્રિય જ્ઞાતિનું ઘનઘોર આકાશ જવલ્લેજ કોઇ મહોજ્જવલ સિતારા વડે પ્રકાશિત હોય છે. સાહિત્ય પ્રત્યે રસવૃત્તિ કેળવનાર એ નામમાં મ્હેં પ્રકાશ પેખ્યો અને હું આકર્ષાયો.

મહિડા નિવાસમાં ચારેક દિવસ હું રોકાયો હતો. ભાઇ શ્રી. મોતીસિંહજી સાથેનો એ મ્હારો પ્હેલો ને છેલ્લોજ પ્રત્યક્ષ પરિચય હતો, પરંતુ એ ટૂંક પરિચયે મ્હારા દિલ ઉપર જે ઉમદા છાપ પાડી છે તે કદિયે નહિ ભૂંસાય.

એકવડીયું શરિર, મધ્યમ ઉંચાઇ, પ્રસન્ન મૂખ, સાદો સ્વાંગ અને સાત્વિકતાનો પૂણ્ય–પ્રભાવ પાડતી દેહની કાંતીઃ એ એમનો બાહ્ય દેખાવ હતો. પ્રથમ દ્રષ્ટિયેજ, જોનારને પોતાનો કરી લેતું કોઇ અજબ આકર્ષક તત્વ તેમનામાં વિરાજમાન હતું.

કલાપિ અને ન્હાનાલાલ એ એમના અભ્યાસના પ્રિય કવિયો હતા. ન્હાનું સરખું ગૃહ પુસ્તકાલય રાખતા, માસિકો, સાપ્તાહિકો અને દૈનિકો મંગાવતા. નિયમિત વાંચતા લખતા. કોઇ પણ પ્રકારના દૂર્વ્યસનથી તેઓ અલિપ્ત હતા. ગુજરાતના સાહિત્યાવસરોમાં હાજરી આપતા, સાહિત્યકારો–લેખકો, કવિયો અને કલાકારોને પ્રાસંગિક સંમેલનો યોજી પોતાને ત્યાં ન્હોતરતા. અંગત મતભેદોની અથડામણોથી અલગ રહેતાં સરસ્વતિના મૂક્તાહારનાં મૌતિકો એ રીતે એકજ દોરામાં પરોવાઇ જતાં.

સને૧૯૩૬માં દયારામપુરીમાં આપણા કવિ સમ્રાટ ન્હાનાલાલનો મણિમહોત્સવ ઉજવાયો હતો. તે મહોત્સવના યોજકો પૈકીના એક

ઠ઼. શ્રી. મોતીસિંહજી હતા. સાહિત્ય અને સાહિત્યોત્સવો પાછળ તેમનું ઉદાર દિલ મ્હને હાજી મહમદ અલારખીયા શીવજીનો ખ્યાલ કરાવતું.

તેમણે લખેલાં કાવ્યો, વાર્તાઓ અને નિબંધો તેમની સાહિત્ય પ્રિયતાના અને ઉમદા પ્રયાસના વધુ દર્શનિક પૂરાવાઓ છે.

તેઓ સુધારક વિચારના હતા. પોતાની ક્ષત્રિય જ્ઞાતિનાં અવરોધક તત્વો તેમને ખૂબજ સાલતાં, 'ક્ષત્રિય મિત્ર' માસિકના તેઓ સહતંત્રી હતા, અને તેને વિશેષ્ય સમૃદ્ધ અને અસરકારક બનાવવા તેઓ હંમેશાં પ્રયત્નશિલ રહેતા, અને તેમ કરવા જતાં જે અંગત ખર્ચ કરવું પડતું તેની તેઓ કદી જ પરવા ન કરતા.

એક મિત્ર તરિકે તેઓ ઘણાજ માયાળુ, વિનમ્ર, નિઃસ્વાર્થ અને રમૂજી સ્વભાવના હતા. પત્રમાં હાસ્ય વિનોદ ટપકાવતા રહેવા તેઓ અવાર નવાર મ્હને સૂચનાઓ કર્યા કરતા. જેટલો સમય હું દરેમની સાથે રહ્યો તે દરમ્યાન એક આપ્તજનની માફક જ તેઓનો મ્હારા પ્રત્યેનો વર્તાવ હતો. સને ૧૯૩૪નું એ શરદ પૂર્ણિમા સંમેલન હજીયે નજરે તરે છે. એમની વ્યવસ્થાશક્તિ ન્હાના મોટા અનેક લેખકો, કવિયો અને કલાકારો પ્રત્યેનો એક સરખો જ માયાળુ વર્તાવ, અને નિરાભિમાની માનસઃ ખરે જ વખાણવા લાયક હતા.

મહાકવિ કાલીદાસે મેઘદૂતમાં વર્ણવેલી નૈસર્ગીક સૌન્દર્યોથી ભરપૂર એ નર્મદાને તીરે આવેલું માંડવા રસિકોનો રસમાંડવડો હતું અને એનો આત્મા હતો ઠ઼. શ્રી. મોતીસિંહજી. ભર યૌવનમાં તેમના જવાથી ગુજરાતી સાહિત્યે એક પરમ પ્રોત્સાહક બળ ગુમાવ્યું છે. ઉજ્જ્વલ ભાવિની રાહ જોતાં જોતાં એ ગુજરાત ! અત્યારે તો હારે

'રહ્યું જોવું', રોવું, સ્મરણ કરી ગાવું કદિ કદિ !
કભાવે ભાવે એ સહવી પણ ઇચ્છા પ્રભુ તણી.'—કલાપી.

વઢવાણ કેમ્પ : અજીતસિંહ પરમાર

... ... ...

# મહીડાકુળની જ્યોત

> " Go, fair example of untainted youth,
> of modest wisdom and pacific truth "
>
> —*Pope*

આંગ્લ કવિ પોપની ઉપલી લીટીઓ—કહો કે ઉપલી લીટીઓવાળુ આખુ કાવ્ય—સ્વ કુમાર મોતીસિંહજી મહીડાને અક્ષરશ લાગુ પડે છે એમની સાથે મને પ્રથમ મુલાકાત દક્ષિણના નન્દનવન પંચગનીમા થઇ એઓ મને વારવાર મળવા આવતા, અને એમના હૃદયની સરળતા જોઈ હુ છક થઇ ગયો હતો એમનામા ઉચ્ચ કુળના ગર્વાભિમાન જેવી કોઇ વસ્તુ જ ન હતી સ્વભાવ શાંત મિતભાષી અને સ્નેહાળ હોવાથી અમારી વચ્ચેની મૈત્રી વજ્રલેપ થતી ગઈ એમની સાથની વાતચીતમા કલાકો ક્યા નીકળી જતા તે માલૂમ પડતુ નહીં એમની સરળતા એમની સાદાઇ અને એમની સહાનુભૂતિથી એમણે પોતાની આસપાસ મોટુ મિત્રમંડળ જમાવ્યુ હતુ એમનુ અંતઃકરણ કેટલુ સ્નેહાર્દ્ર હશે તે એટલા ઉપરથી જણાશે કે એઓ નવસારી પણ મને મળવા આવ્યા હતા, એટલુ જ નહિ, પણ એ વાર શરદુત્સવ નિમિત્તે પોતાને ગામ સાહિત્યવિલાસીઓને નોતર્યા હતા ત્યારે એ વેળા મને આમંત્રણ પાઠવ્યુ હતુ, પણ દુર્દૈવવશાત્ હુ તેનો લાભ લઇ શક્યો ન હતો એમના શોકજનક અવસાનના સમાચાર જાણી હૃદય દુઃખથી વલોવાઇ જાય છે.

સોરઠા

મહીડાકુળની જ્યોત, મોતીસિંહજી તો હતા,
તારી સારે ખોટ, સ્વર્ગે શાંતિ પામજે !

નવસારી — જેહાંગીર માણેકજી દેસાઇ

•••

## આડંબરવિહીન આતિથ્યતત્પરતા

સ્વ. મોતીસિંહજીના નિકટ પરિચયમાં આવવાનુ સદ્ભાગ્ય મને મળ્યું હતું. તેમની સુજનતા, અને આડંબરવિહીન આતિથ્ય-તત્પરતા પહેલાજ પ્રસંગે કોઇને પણ આકર્ષી શકે.

તેમણે યોજેલા શરદુત્સવ અને કવિસંમેલન તો ઘણાજ સાહિત્યપ્રેમીઓને એક મધુર સ્વપ્ન જ રહેશે. પોતે નિમંત્રેલા ભાઇઓ તથા બહેનોના સુખ સગવડ માટે તેઓશ્રીએ ખૂબ અંગત જહેમત ઉઠાવી હતી, મનોરંજન માટે પણ અનેક વિધવિધ કાર્યક્રમો યોજાયા હતા. પણ આખાય પ્રસંગનો મહામૂલ્ય લાભ તે તો કવિશ્રી ન્હાનાલાલ દલપતરામનો સમાગમ. મારા જેવા ઘણા હશે કે જેમણે કવિશ્રી ન્હાનાલાલને પ્રથમજ નિકટમાં બેસી વાર્તાલાપ કરતાં સાંભળ્યા.

સ્વ. મોતીસિંહજીના સાહિત્યપ્રેમને ગુજરાત કેવી રીતે ચિર-સ્મરણીય બનાવશે ?

વડોદરા **જયંતિલાલ હરગોવિંદદાસ તલાટી**

... ... ...

## બીજીજ ક્ષણે

નવેક વરસ થઇ ગયાં.

એક દિવસ અચાનક ટપાલમાં કાગળ આવી પડયો: ' તમે તમારા પત્રમાં માંડવીના મહીડા વીર દુર્જનસિંહ વિષેની વાર્તા છાપી છે ને તે અમારા વાંચવામાં આવી છે. માંડવીના ઇતિહાસ વિ. વિષે થોડી વાતો તમારી સાથે કરવી છે. ફુરસદે માંડવા પધારશો ?—લિ. મોતીસિંહજી મહીડા. '

શબ્દો તો એના એ નથી, પણ મતલબ આ હતી. સીધો, સાદો, નિરાડંબરી, બે પૈસે સરકારી ટપાલ કચેરીમાં વેચાતો કાર્ડ હતો.

મેં લખ્યું: ભલે, મને વખત મળ્યાથી હું આવી જઈશ, ને ખબર આપીને ઊતરીશ.

ને પછી શ્રાવણ મહિનાની એક બપોરે હું ચાંદોદને સ્ટેશને ઊતર્યો. લેવા માટે ગાડી આવેલી હતી.

મહીડા નિવાસમાં હું ત્રણ દિવસ રહ્યો એ મીઠી મહેમાનીનાં સંભારણાં કદિ ભૂલાય એમ નથી. કોઈ પણ જાતના સંકોચ વિના, જાણે અમે વરસોના મિત્રો હોઇએ તે રીતે અમે પરસ્પર એકબીજાને ઓળખી ગયા—કુમાર મોતીસિંહજી ને હું. તેમણે મને દિલ ખોલીને તેમના અંતરની બધી વાતો કહીઃ—કેવી રીતે પોતે માંડવીના રાજ-કુટુંબના વંશજ થાય છે, કેવી રીતે માંડવીના એ ફક્ત ૧૨૦ વરસ પર જપ્ત થયેલા દેશી રાજ્ય પર આજે પણ પોતાનો હક પહોંચે છે.

ને અમે રખડયા. ત્રણ દિવસ સુધી રોજ સવારે ને રાતે નર્મદામૈયાની છાતી પર અમે રખડયા. સાહિત્યકારોનો સહવાસ સેવવો એ સ્વ. મોતીસિંહજીનો એક બહુજ માનીતો શૉખ હતો. અને એ શૉખ પાછળ કેવળ સત્સંગની ઝંખના સિવાય કશુંજ નહોતું.

માંડવાનો મારો એ ત્રણ દિવસનો મનોરમ વસવાટ, ચાંદોદનો એ શુભ્ર જળકિનારો, ને મોરલાઓનો સાયં ગજવતો કુહુકાર—અને એ સૌ વચ્ચે રાજતી સ્વ. મોતીસિંહજીની સૌમ્ય સોહામણી મૂર્તિ મને સાંભર્યા વિના નથી રહેતી.

× × ×

એ પછી વચમાં એક બે વાર અમે મળેલા, ને કોઇ કોઇ વાર તેમના પત્ર પણ આવતા. આમંત્રણો આવતા, પણ જંજાળી જીવનમાં તેનો ઉપયોગ મારાથી થતો નહિ. પણ છેક છેલ્લો અમારો મેળાપ બહુ આકસ્મિક સંજોગમાં અને અવસાન પૂર્વેનું એક સત્વર મિલન કુદરતેજ જાણે નિર્માણ કર્યું હોય તે રીતે થયો.

તેમણે પોતાનો એક કેસ સુરતના ધારાશાસ્ત્રી દી. બ. ઠાકોર-

રામ કપિલરામને સોંપેલો હતો. અને તે અંગે તેમને મળવા માટે સુરત આવ્યા. દી. બ. ને મકાને જતાં ખબર પડી કે તેઓ તો છેલ્લા શ્વાસ લઇ રહ્યા છે, ક્યારે અવસાન પામે તે તો કોઇને ખબર નથી, પણ ઘડીઓ ગણાય છે. મોતીસિંહજી ત્યાંથી પાછા ફર્યા. રાત્રે તેમને મુંબાઇ જવું હતું. પાછા ફરતાં રસ્તામાં જ મારા મકાન તરફથી જતા હતા, પાટિયું વાંચ્યું, ને ઉપર ચઢયા.

ને અમે લગભગ બાર કલાક પરસ્પર ખૂબ આનંદભરી ચર્ચા અને સહવાસમાં ગાળ્યા. એમના સ્વભાવમાં લેશ પણ ફરક મને દેખાયો નહિ. એજ મીઠાશભરી, મમત્વભરી નિખાલસતા. વચ્ચે લગભગ દશ વરસ વીતી ગયાં હતાં.

તો પણ કુમાર મોતીસિંહજી તો તેવાને તેવા જ, લગભગ બાળક જેવા,–બાવીસે હતા તેવા જ બત્રીસે પણ–નિખાલસ, સાચ્ચા, મમત્વપૂર્ણ, નિરાડંબરી હતા. એમણે પોતાનું વ્યક્તિત્વ બરાબર જાળવી રાખ્યું હતું.

અમે ઘણી ઘણી વાતો કરી. એમનો સામાન સ્ટેશનેથી મંગાવી લીધો, ને મારે સાંજ એ રહ્યા. અમે ખૂબ સહવાસ માણ્યો.

× × ×

ને દશ પન્દર દિવસે અચાનક છાપામાં વાચ્યું–કુમારશ્રી મોતીસિંહજી અવસાન પામ્યા! વીજળીના ઝાટકા જેવી એ કમકમાટી આખા શરીર પર ફરી વળી! સાચું હશે? કંઇ ભૂલ તો નથી? કેમ બને? નખમાં તો રોગ નહોતો? બને જ કેમ?

પણ ક્રૂર કાળે જણાવ્યું–સાચું છે, ને નરસિંહરાવ સાંભર્યા—

કાલ જે રમતો હતો
પુત્ર ૦ જીવન જોશમાં
આજ તે ચાલી ગયો
હા, લાડકો, મુજ, રોષમાં!

ને ખરેખર, પ્રતીતિ થઇ ગઈ કે—

જિંદગી આ જગપટે
બાજી છે અસમાન એ
શક્તિ સંગે ખેલિયે
અણુદીઠ ને બળવાન જે

ને સાચે જ

મોહથી નિજ માનિયાં
શોગટાં જે આપણે
શક્તિ તે મન ધારિયાં
હા ! લે હરી, બીજી ક્ષણે !

હા, બીજી ક્ષણે—બીજી જ ક્ષણે !

સુરત નટવરલાલ વીમાવાળા

... ... ...

## સ્વર્ગસ્થ સાથે સાત દિવસ

જેની પરિમલતા પ્રસરવા માંડી હતી, જેના માટે ઉત્તમ આશાઓ સેવાતી હતી, સાહિત્યના ઉદ્ધાર માટે વિચારવિનિમય કરવા આમંત્રણો આપી સાહિત્યકારોને એકત્ર કરવામાં જેને અનેરો આનંદ થતો હતો, હૃદયની સરલતા, પ્રેમ, સેવા અને વિદ્વાનોની સંગતિ, સૌજન્ય અને સમાનભાવથી જેણે સર્વની સરખી પ્રીતિ સંપાદન કરેલી હતી, યુવાન છતાં જેના પ્રૌઢ વિચારો હતા, રાજ્યોના નિકટના સંબંધી હોવા છતાં નમ્રતામય ગુણો ધરાવનાર જે હતા તે સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડાના ફક્ત સાત દિવસ સાથે રહેવાનાં સંસ્મરણો ઘણાં ટુંકા હોવા છતાં ચીરકાળસુધી તાજા જ રહેવાના.

વડોદરાથી નિકળતું 'ક્ષત્રિય' માસિક બંધ થયું. બે ત્રણ માસ વીત્યા. એક દિવસ એકાએક કુમારશ્રીનો કાગળ હાથમાં આવી પડયો. આ વખતે અમારે એકબીજાને પ્રત્યક્ષ કે પરોક્ષ પરિચય

નહોતો, છતાં ગાઢ મૈત્રી કે ઘણો પુરાણો પરિચય હોય તેવી રીતનો તે પત્ર હતો. રાજપૂત જેવી વિશાળ જ્ઞાતિનું આછું-પાતળું માસિકેય ન હોય, દૈનિકો કે સાપ્તાહિકો નિભાવી શકે તેવી જ્ઞાતિમાં માસિક સરખૂં ય પ્રચારનું સાધન ન હોય તે સ્થિતિ જોઇ તેમનું હૃદય ડંખતું હતું.

'ક્ષત્રિયમિત્ર' શરૂ કરવાની વિચારણા ચાલતી હતી. તેમાં કુમારશ્રીના પત્રથી પ્રોત્સાહન મળ્યું. માસિક શરૂ કરવાની પ્રવૃત્તિને વેગ આપી નિશ્ચય કર્યાનો પ્રતિઉત્તર પાઠવ્યો. આ પ્રતિઉત્તરથી સ્વર્ગસ્થને ઘણો આનંદ થયો.

ક્ષત્રિયમિત્ર શરૂ થયું. તેને સાથ આપવા પોતે સહતંત્રીનું પદ સ્વીકાર્યું. ક્ષત્રિયમિત્ર સારા રૂપમાં સમૃદ્ધ અને સાહિત્યમાં અનોખું સ્થાન મેળવે તેવા કંઇ કંઇ કોડ તેઓ સેવતા હતા.

લાઠી મુકામે સાહિત્ય પરિષદ મળી. સાહિત્ય પરિષદમાં હાજરી આપવા પોતાનો નિર્ધાર જણાવવા સાથે અમોને પણ એવો જ આગ્રહ કર્યો. સાથે રહીને સાહિત્યની ચર્ચા, વિચારોની આપલે અને માસિકને સમૃદ્ધ બનાવવાની યોજના સાથે પ્રત્યક્ષ પરિચય થાય એ કારણો માટે લાઠીની સાહિત્ય પરિષદમાં જતાં ધોળા જંકશનમાં સાથે થવાનો આગ્રહ ભર્યો પત્ર તેમણે લખ્યો.

ધોળા જંકશન પર પ્રથમ મિલન વખતે તેમણે ઉભરાતા હૃદયે અમોને આવકાર આપ્યો. ઘણાં દિવસના જાણે વિખુટા પડી ગયેલ મિત્રો મળતાં હૃદયો આલ્હાદક બને, અને પ્રેમથી ભિંજાય તે પ્રમાણે સ્વર્ગસ્થે સત્કાર, પ્રેમ અને નિખાલસતા બતાવી.

સાહિત્ય પરિષદ દરમીયાન જો કે એક જ તંબુમાં સાથે રહેવાનું હતું છતાં તેઓશ્રી વધારે પ્રવૃત્તિશીલ રહેતા હોવાથી માસિકની પ્રવૃત્તિ સંબંધે વિચાર કરવાનો સમય ઓછો મળતો. પરિષદ પર પધારેલા સાક્ષરોને મળવામાં તેમની સાથે સાહિત્ય અંગે ચર્ચા

કરવામાં સમય જતો. એટલે ભાવનગર આવી શાંતિથી વિચારોની આપલે અને યોજના કરવાનું નક્કી કર્યું.

ભાવનગરમાં ચાર દિવસ રહી વાતો કરવાનો પુરો સમય લીધો. ત્રણ દિવસ સાહિત્ય પરિષદ અને ચાર દિવસ ભાવનગરમાં આમ સાત દિવસ સાથે રહેવાથી અમોને કેટલુંય નવું જાણવાનું મળ્યું. અને તે સાથે ઉત્સાહ અને પ્રેરણા મળી.

કુમારશ્રીના હૃદયમાં સાહિત્યસેવાના કંઇ કંઇ કોડ ભર્યાં હતાં. જ્ઞાતિસેવાની ધગશ પણ ઓછી નહોતી. રાજપૂત યુવકોનું સંગઠ્ઠન થાય, સમાજસુધારામાં, દેશકાર્યમાં અને જ્ઞાતિસેવા વગેરેના જનહિત કાર્યમાં રાજપૂત યુવાનો આગળ પડતો ભાગ લીએ તેવી રીતે રાજપૂત યુવાનોને તૈયાર કરવાની તેમને તમન્ના હતી. પરંતુ તેમના અકાળ અવસાનથી એ કાર્ય અધુરૂં રહી ગયું. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

માણેકજીની વાડી — ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ
ભાવનગર — તંત્રી-' ક્ષત્રિયમિત્ર. '

... ... ...

## સાહિત્ય પ્રત્યેની અનન્ય પ્રેમભક્તિ

કુમારશ્રી મોતીસિંહજી મહીડા સને ૧૯૩૩ ના લાઠીસાહિત્ય સંમેલન પ્રસંગે આવતાં ત્યાંથી તેઓશ્રી ભાવનગર આવેલા. અહીં આગળ તેઓ રાજ્યના મહેમાન તરીકે નાકુબાગ બંગલામાં ઉતર્યા હતા. આ પ્રસંગે તેઓશ્રીની સાથે મને પ્રથમ પરિચય થયો હતો, અને બે દિવસ સાથે ફરવાનો પ્રસંગ મળ્યો હતો. કુમારશ્રી એક રાજ્યકુટુંબમાં જન્મેલા હોવા છતાં સ્વભાવે શાંત, હસમુખા, નિરાભિમાની અને મિલનસાર પ્રકૃતિના હતા. ઉપરાંત પોતાની રહેણી કરણી ઘણીજ સાદાઇ ભરેલી જોવામાં આવતી હતી.

ગુજરાતી સાહિત્ય પ્રત્યે તેઓશ્રીને અપૂર્વ પ્રેમ હતો, જેથી અહીં આગળના તેઓશ્રીના વસવાટ દરમિઆન સ્થાનીક પ્રસિદ્ધ સાક્ષરો તથા કવિઓને મળવામાં અને તેઓની સાથે વાર્તાલાપ કરવામાં મોટો ભાગ વ્યતિત કર્યો હતો. કુમારશ્રીની મુખ્ય નેમ કાઠીઆવાડ-ગુજરાતના જુના કંઠસ્થ લોકસાહિત્યને શોધી જનતામાં પ્રસિદ્ધીમાં મુકવા માટેની હતી, જેના અંગે સને ૧૯૩૪ માં માંડવા–ચાંદોદમાં શરદપૂર્ણિમા ઉપર ગુજરાત–કાઠીયાવાડના જાણીતા પ્રસિદ્ધ સાક્ષરો, કવિઓ અને કળાકારોને પોતાને આંગણે આમંત્રી શરદોત્સવ ઉજવ્યો હતો. તે પ્રસંગે તેઓશ્રીએ પોતાના ઉત્તમ વિચારો સાદર કર્યાં હતા. આવી કુમારશ્રીની સાહિત્ય પ્રત્યેની અનન્ય પ્રેમ ભક્તિ અને સાથેસાથ હૃદયસ્પર્શી લેખનશૈલીએ ટુંક સમયમાંજ ગુજરાતના વિદ્વાન વર્ગની હરોળમાં પોતાનુ ઉત્તમ સ્થાન મેળવ્યું હતું.

કુમારશ્રી સાહિત્યસેવાની સાથે જ્ઞાતિ સેવાને પણ કદી ભૂલ્યા ન હતા, જેથી તેઓ ભાવનગરમાંથી પ્રગટ થતા ' ક્ષત્રિયમિત્ર ' માસિકના સહતંત્રી તરીકે અમુક સમય જોડાઇ તેમાં કામ કરી પોતાનો જ્ઞાતિ પ્રત્યેનો ઉત્તમ પ્રેમ પ્રદર્શીત કર્યો હતો. આવા જ્ઞાતિ સેવાભાવી અને સાહિત્યઉપાસક કુમારસાહેબના ભરયુવાવસ્થામાં થએલા સ્વર્ગવાસથી તેઓનું હાથ ધરેલું જ્ઞાતિસેવા અને સાહિત્ય પ્રસિદ્ધિનું કાર્ય ખરેખર અધુરૂં રહ્યું છે, જેની દુઃખદ નોંધ કાઠીયાવાડ–ગુજરાતના પ્રસિદ્ધ પત્રકારોએ પોતાના પત્રોમાં સહૃદય લીધી છે તેથી સૌ કોઇ જ્ઞાત છે. ખરેખર ! કુમારશ્રીના સ્વર્ગવાસથી આપણે એક સારામાં સારા જ્ઞાતિ અને સાહિત્ય પ્રેમી સેવકને આપણા સમાજમાંથી ગુમાવેલ છે, જેની ખોટ આપણને કાયમને માટે અવશ્ય સાલે તેવી છે.

ખારગેટ
ભાવનગર

**વૈદરાજ હરિસિંહ રામસિંહ પરમાર**

... ... ...

## જન્મીને જીવી જાણ્યું

ઇ સ ૧૮૩૨નો એ પ્રસગ " શ્રી ગુજરાત ગજપૂત હિત વર્ધક મડળ–ભરૂચ "ના સત્તરમા વાર્ષિક મેળાવડાના પ્રમુખ તરીકે, તેઓશ્રી ભરૂચ પધાર્યા હતા

પ્રમુખપદેથી જ્યારે તેઓશ્રીએ પોતાનુ વિદ્વતાભર્યુ વ્યાખ્યાન વાચ્યુ ત્યારે મને તેઓશ્રીની વિદ્વતા પ્રત્યે ખૂબ જ માન ઉત્પન્ન થયુ તુ

પછી તો તેઓશ્રીએ મને માડના આવના આમત્રણ આપ્યુ. એટલે ‸ માગ એક મિત્ર શ્રી બાનુભાઇ સાથે માડના ગયો

કુમારશ્રી મોતીસિહજી મહીડાનો ઓફિસ રૂમ એટલે એક જ્ઞાનમંડી લાયબ્રેરી તેઓશ્રીની ખુરશીની ચોતરફ ગોઠવેના રેખતો ૫૦ માસિકો, પાક્ષિકો, અઠવાડિકો, અને દૈનિક વર્તમાનપત્રોનો જાણે ગજ ખડકાયતો જ રહેતો '

કુમારશ્રીએ, સામાજિક ક્ષેત્રમાય ઠીક ઠીક પ્રયત્નો કર્યાં છે ' શ્રી ગુજરાત ગજપૂત હિત વર્ધક મડળ, ભરૂચ "ના એક વર્ષ પ્રમુખ રહી તન, મન અને ધનથી જ્ઞાતિસેવા બજાવી છે ગુજરાતના રાજપૂત યુવકોનુ સમેલન પોતાને ગૃહાગણે ભરવાના તેઓશ્રીના અભિનાષ હતા તે માટે પ્રચારપત્રિકાઓ કાઢી, ઠેટલોક ખર્ચ કર્યો

કુમારશ્રી હતા સાહિત્યરસિક, લેખક અને કવિ પણ સમાજની સેવા કરવા તેઓશ્રી ખડે પગે તૈયાર રહેતા

કુમારશ્રી આતિથ્યસત્કારે એક્કા હતા મ્હેમાનો માટે તેઓ શ્રીના હૃદયમા ખુબ જ પ્રેમ રહેતો મને ચાર દિવસે, ઘણી વિનતી કરી ત્યારે જ રજા મળી મ્હેમાનો જેમ જેમ આવતા તેમ તેમ તેઓશ્રીના હૃદયમા આનદ ઉભરાતો મ્હેમાનોને આગ્રહ કરીને રોક વામા તેઓશ્રીને બારે ગમ્મત પડતી તેઓશ્રીના ગૃહાગણે ગુર્જરી માતાના ભલભલા સરસ્વતિપુત્રો તેમના પુનિત પગલા પાડી ગયા છે.

• •

તેમનો એમણે ખુબ ખુબ આદર સત્કાર કર્યો છે.–બીજા મ્હેમાનોનો પણ.

કુમારશ્રી પોતે શાંત સ્વભાવના, મિલનસાર, નિરાભિમાની, સહૃદયી અને પ્રેમી હતા. રાજપૂત જ્ઞાતિમાં અને તેમાંય વળી રાજ-વંશી કુટુમ્બોમાં ભાગ્યે જ એમના જેવી કોઇ વિરલ વ્યક્તિ, દુર્વ્યસનરહિત હશે !

કુમારશ્રીની કવિતાઓ વાંચી, સાહિત્યરસિકો એવો અભિપ્રાય ઉચ્ચારતા કે, "કુમારશ્રીએ, સદ્‌ગત્ કવિશ્રી કલાપિનો વારસો લીધો છે." અને મનેય એમ લાગતું કે કુમારશ્રી, આધુનિક યુગના "કલાપી" છે.

ગુર્જરી માત ! હવે કલ્પાંત કરે છે શા માટે ? તારા એ સાચા સપુતે, મૃત્યુલોકમાં જન્મીને જીવી જાણ્યું છે. આલોકમાં અમરત્વ મેળવી, પરલોકના સુખોનો અધિપતિ બન્યો છે.

સ્મરણની અંજલિ હજો, એ અમરલોકના વાસી સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડાને !

**માધવસિંહ બાપુસિંહરાજ**
'દિવાકર'

... ... ...

## સાહિત્ય તપસ્વી

લાઠીના રાજવી સ્વ. શ્રી. કલાપી પછીથી જો સાહિત્યક્ષેત્રમાં રાજવંશીએ આગળ પડતો ભાગ ભજવ્યો હોય તો તે મારા અનુમાન પ્રમાણે સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાએ. મર્હુમની સાહિત્ય–રસિકતા અને સેવાથી ગુજરાત અજાણ નથી. એમના કાવ્યો, વાર્તાઓ, અને નિબંધો ઘણા માસિકોમાં પ્રગટ થયા છે, અને તે એક અચ્છા સાહિત્યકારની શક્તિનો પરિચય કરાવે છે.

તેઓ જ્ઞાનઓજસ્‌થી ઓપતા કોઇ વિલક્ષણ સાહિત્ય-તપસ્વિ છે. વિદ્વત્તાનું દિવ્ય-તેજ મનુષ્યનું મુખ જોતાં જ ઝગારા

મારી ઉઠે છે. જ્યારે જ્યારે એ મુંબાઇ આવતા ત્યારે મારે ત્યાં આવીને પણ, મારી ખબર લેવાનું ચૂકતા નહિ. હમણાં ત્રણેક માસ ઉપર જ એઓશ્રી મ્હારે ત્યાં આવેલા, ત્યારે શી ખબર કે આ અમારૂં છેલ્લું જ મિલન હશે.

વિશાળ વાંચન અને તેનું સતત્ મનન. એમના કુટુંબનો જાણે વારસો જ હતો. એમના લઘુબંધુ કુમારશ્રી નરેન્દ્રસિંહજી પણ વિશાળ જ્ઞાન ધરાવે છે, અને વિલાયત જઇ આવ્યા છે. કુટુંબ પ્રત્યેની સ્વર્ગસ્થને ખૂબ માયા મમતા હતી અને સ્વ. મોતીસિંહજી અને શ્રી. નરેન્દ્રસિંહજીની બેલડી રામ અને લક્ષ્મણની ભાવનાનો સાક્ષાત્કાર કરાવતી.

માંડવાનો મહીડાનિવાસ સ્વ. કુમારશ્રીની સાહિત્યભાવનાથી, સાહિત્યકારોના એક સાહિત્ય-મંદીર સરખો બની ગયો.

તેઓ કેટલા વિનોદી હતા તે દર્શાવવા એક પ્રસંગ વર્ણવું.

એક વખત એમને ત્યાં હું મહેમાન હતો, ત્યારે મેં તેમને કોઇ વાતનું વ્યસન ન હોવા બદલ ધન્યવાદ આપ્યો. તરતજ તેમણે કહ્યું કે એક વ્યસન તો જરૂર છે જેને હું જીવનભર છોડી શકું તેમ નથી. હું તો આભોજ બની ગયો. હસતાં હસતાં તે બોલી ઉઠયા, કેમ નવાઈ લાગે છે ? એ મારૂં વ્યસન તે સાહિત્યની ઉપાસના ! કહો એ વ્યસન ખરૂં કે નહિં ?

અને આવા કેટલાય પ્રસંગો આજે ફક્ત યાદ કરવાજ રહ્યા. આજે, એ પૂર્વજન્મનો કોઇ યોગી, પોતાનું અધુરૂં રહેલું કાર્ય આ જન્મમાં પુરૂં કરી, પરલોકે વિચર્યો છે. યૌવનનાં વસંતકાળમાંજ એ પુષ્પના કરમાવાથી એમના કુટુંબ ઉપર મહાન્ ખોટ આવી પડી છે, એમજ નહીં પરંતુ સાહિત્યના ક્ષેત્રે પણ એક ઉમદા સાહિત્ય-રત્ન ખોયું છે.

પ્રભૂ એ સદ્દગત આત્માને શાંતી અર્પો.

મુંબઇ **ઉમાકાંત દેસાઇ**

... ... ...

## તેજસ્વી નર

શ્રી. મોતીસિંહજી મહીડા ઘણા માયાળુ અને નિખાલસ સ્વભાવના તથા વિદ્યાવિલાસી હતા. ગુજરાતના ઘણા જાણીતા વિદ્વાનો અને લેખકોને તેઓશ્રી વારંવાર પોતાને ત્યાં નોતરતા અને તેમની સાથે સાહિત્ય ચર્ચા કરતા.

સ્વર્ગસ્થ કુમાર સાહેબને કુદરતનાં સૌન્દર્યો નિહાળવામાં મઝા પડતી, અને મનુષ્ય જીવનનો મૂળ હેતુ શો છે તથા પોતાનું જીવન ઉન્નત કરવા માટે તે વ્યક્તિના વિચારો અને વર્તન પણ ઉચ્ચ હોવાં જોઇએ એ બાબત એમના ખ્યાલમાં હતી, અને તે પ્રમાણે વર્તવાને તેઓશ્રી હમેશાં પ્રયત્નશીલ રહેતા.

તેઓશ્રીના ભરયુવાન વયે થયેલ અવસાનથી ગુજરાતી સાહિત્ય આલમે એક ઉત્સાહી અને સાધનસંપન્ન લેખક ગુમાવ્યા છે, તથા ગુજરાતની ક્ષત્રિય કોમે એક તેજસ્વી અને વિદ્યાવિલાસી નર ગુમાવ્યા છે.

બાલાશંકર પ્રભાશંકર પંડયા બી. એ.
પ્રાથમિક શાળાઓના ઇન્સ્પેક્ટર
છોટાઉદેપુર સ્ટેટ.

... ... ...

## અમર હૃદયવિભૂતી

જન્મ મરણની ઘટમાળ ચાલુ, એવી ફાની દુનિયામાં, શું સ્થાયિ ? શું સ્થિર ? શું અમર ?

પ્રેમ. સ્નેહીનો પ્રેમ. સ્નેહીનાં સંસ્મરણો.

સ્થુલ દેહનું અમરત્વ જાણ્યું છે જગે ? દેહનો દેહી અમર છે વિશ્વે.

દેહીનું સ્થાન હૃદય. હૃદયવિભુતિ અમર. અમરત્વ સાંપડે વિશાલ હૃદયીને.

કુમારશ્રી એવા હતા ને !

સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડા સાહિત્યરસિક હતા. વિશાલ હૃદયી હતા. નિરભિમાની હતા. આતિથ્યસત્કારે એક્કા હતા.

સુંદર રીતભાત, મલકતું મુખ, તેજસ્વી સંભેદક દૃષ્ટિ, સુશીલ સ્વભાવ તેમજ નરી સરલતાને લીધે તે સર્વને પ્રિય થતા; અને સામાના હૃદયને આકર્ષી શકતા.

રાજકુટુંબોમાં શ્રી અને સરસ્વતીનો મેળ બહુજ ઓછો જોવામાં આવે છે. કુમારશ્રી મોતીસિંહજી અપવાદરૂપ હતા; કારણ કે એમનામાં શ્રી અને સરસ્વતી સાથે વસ્યાં હતાં. વિલાસ અને વૈભવને આદિ અનાદિ વેર વિદ્યા સાથે છે. તે કુમારશ્રીમાં નિર્વૈર બન્યાં હતાં.

સ્વ. કલાપી પછી રાજકુટુંબોમાં સાહિત્યનો પ્રેમ ઝાઝો જોવામાં આવતો નથી; પરન્તુ તે પ્રેમ સ્વ. કુમારશ્રીમાં હતો. ટુંકમાં સ્વ. કલાપીનો બીજો અવતાર શ્રી મોતીસિંહજી મહીડા જાણે કેમ ન હોય !

બન્નેને બાહ્ય ડોળડમાક ગમતા ન હતા. બન્ને સરલ હૃદયી, ઉર્મિશીલ, સાહિત્યપ્રેમી, વિદ્વાનોની કદર કરનારા, કલારસિક ને કુદરતપ્રેમી હતા. ક્રૂર કાળના ઘાતકી પંજાએ બન્નેને અલ્પજીવી બનાવ્યા. હૃદયની સિતારીમાંથી સૂર નીકળ્યા ન નીકળ્યા ત્યાં તો મૃત્યુદેવે પાંખ પ્રસારી ઝડપી લીધા. જગતને પ્રેમી બનાવી પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાના કોડ બન્નેને હતા.

જગે મનુષ્યનું ધાર્યું ક્યાં બને છે ? મનુષ્ય ધારે છે કંઇ ત્યારે કુદરત કરે છે કંઇ.

વિદ્વાનોને માંડવા–પોતાના ગૃહાંગણે બોલાવી સત્કારતા; અને

સુંદર આતિથ્યસેવા બજાવતા. આધુનિક જમાનાના ઘણા કવિઓ–લેખકોના એ સમાગમમાં આવ્યા હતા અને ઘણાકના તો એ ખાસ મિત્ર બની રહ્યા હતા. એ પોતે પણ સુંદર કાવ્યો તેમજ સામાજીક નવલિકાઓ લખતા. છૂટક છૂટક એમની સાહિત્ય વાનગી અઠવાડિકો, ને માસિકો વિગેરેમાં પ્રગટ થતી.

જ્ઞાતિનું હિત એમને હૈયે હતું. એમણે જ્ઞાતિસુધારણા માટે કંઇક પ્રયાસો પણ કર્યા હતા. ખોટી બદી તેમજ માદક પીણાને તે ધિક્કારતા હતા. નિર્વ્યસની હતા. ધર્મને માનતા કિંતુ રૂઢીને ધિક્કારતા.

આવા ઉગતા કવિ, નવલિકાલેખક તેમજ ઉત્સાહી જ્ઞાતિ સુધારકનું ભર યુવાન વયે મૃત્યુ થાય એ હૃદયવિદારક છે.

'લીંબોડી પાકે ત્યારે પડે', પરંતુ આ તો અકાળ અવસાન. અકાલ મૃત્યુ. કાળદેવ ! કુમારશ્રી તારે માટે પરિપાક ન હતા. કવિ કહે છે કેઃ—

'પ્રેમીઓના હૃદ-કમળની પાંખડી પૂર્ણ ખીલે;
તે પે'લાં તો મરણ ઝડપે પ્રેમીને ક્રૂર રીતે.'

× × ×

ચંપકવર્ણી, ચૈતન્યદાયી ઉષા નિત્ય નિત્ય ઉગે અને જાય, સપ્ત રંગી સંધ્યા દેખાય ને લુપ્ત થાય. જગ મુસાફરીએ નિકળેલો કુમારશ્રીનો અમર આત્મા ઘડી વિદ્યુત્ ચમકારો કરી ચમકી ગયો. નશ્વર દેહીઓ માટે અજસ્ત્ર અશ્રુબિન્દુઓ ટપકાવવા નશ્વર દેહ મૂકતો ગયો.

કુમારશ્રી લાંબુ જીવ્યા હોત તો તેમની રજપૂત જ્ઞાતિની સારી અને સંગીન સેવા બજાવી શક્યા હોત, તેમજ ગુર્જર સાહિત્યની સેવામાં ઉચિત ફાળો આપી શક્યા હોત, પરન્તુ કાળ કાળનું કારમું કૃત્ય કરી ગયો અને આપ્ત સ્નેહિ મંડળને શોકસાગરમાં ડુબાડતો

ગયો. એમની ખોટ એમની જ્ઞાતિને જરૂર લાગશે જ તેમજ ગુજરાતી ભાષાને.

અર્પું છું સ્નેહાંજલિ શ્રી કુમારશ્રીને, અને પ્રાર્થું છું શાંતિ મળો કુમારશ્રીના અમર આત્માને. ૐ.

નબીપુર હિરાલાલ ધીરજરામ પંડયા
" प्रणय "

... ... ...

## રજપુત કુળદીપક

સ્વ. મોતીસિંહજી મહીડા રજપુત કુળદીપક હતા. તેઓ માયાળુ, ઉદાર દીલના અને મળતાવડા સ્વભાવના હતા. ગમે તે અજાણ્યા શખ્સ સાથે વાતોએ વળગવામાં બીલકુલ પણ સંકોચ અનુભવતા નહોતાં, એટલુંજ નહીં, પરંતુ એટલા ટુંક સમયમાં તેનું દીલ જીતી લેતા, અને પોતાના ઉદારાત્માનો પરિચય કરાવતા.

તેઓ ગુજરાતી સાહિત્યમાં ઘણો જ ઉંડો રસ લેતા. તેમણે ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. એ રીતે તેઓ કલાપીની સ્મૃતિ તાજી કરાવતા હતા. તેમ રાજકુટુંબમાં બીજા કલાપીનો જન્મ ન થયો હોય એવો ભાસ તેમના પરીચયમાં આવનાર માણસને કરાવતા.

સુરત મોહનલાલ ગાંડાભાઈ કીનારીવાળા
બી. એસ. સી., એલએલ.બી., વકીલ.

... ... ...

## માયાળુ મિત્ર

સન ૧૯૩૪ ના ઓકટોબર માસની એ સાંજ. કચેરીમાંથી ઉઠવાની તૈયારીમાં હું હતો તેવામાં સીપાઇએ હાથમાં વીઝીટીંગ કાર્ડ મુક્યું–મોતીસિંહજી મહીડા...

નામ તો જાણીતું હતું, પણ નજરે કદી દીઠા ન્હોતા. મેં પ્રેમથી બોલાવ્યા. એ આવ્યા—હાસ્ય છલકાતા મુખારવિંદ સાથે.

" આપને હરકત તો નહિ થાયને ? આપને રોકી રાખવા માટે દિલગીર છું, પરંતુ..." આવતાં વેંત તેમણે વિવેક કરવા માંડયો.

" એ વાતની આપ ફિકર ન કરો. અમારે અહીં એટલું બધું કામ પહોંચે છે કે ઠરેલા સમય કરતાં એકાદ કલાક વધારે તો રોકાવું જ પડે. હવે તમે ગમે તેટલો સમય લઇ શકો છો. કહો, મારા લાયક કંઇ કામ સેવા ? " મેં ખુલાસો કર્યો.

અને અતિ નમ્રતાપૂર્વક તેમણે શરદપૂર્ણિમા ઉપર સાહિત્ય સેવકોને પોતાને ત્યાં એકત્ર કરવાની પોતાની તીવ્ર ઇચ્છા વ્યક્ત કરી, એ ઇચ્છા પાર પાડવા પોતે કેટલા બધા આતુર છે એ જણાવ્યું, અને એ કાર્યમાં અમારા માર્ગદર્શન તથા સહકારની માગણી કરી.

આવા સત્કાર્યમાં સહાયરૂપ બનવાનો લ્હાવો મળે એ અમારા માટે અત્યંત આનંદનો વિષય હતો. અમે એ માગણી સહર્ષ સ્વીકારી, એટલું જ નહિ, પરંતુ એ આખોય પ્રસંગ સાંગોપાંગ પાર પાડવામાં સક્રિય સહાય આપવાનું વચન આપ્યું.

જોતજોતામાં ' શરદપૂર્ણિમા સંમેલન 'ની યોજના તૈયાર થઇ, કાર્યક્રમ ઘડાયો, અને સયાજીવિજય પ્રેસમાં એ સંમેલનની આમંત્રણ પત્રિકા પણ છપાઈ ગઇ.

આ અમારી પ્રથમ મુલાકાત.

અને ' શરદપૂર્ણિમા સંમેલન 'ની પૂર્વ તૈયારીઓ, એ પ્રસંગે કરવાની વ્યવસ્થા, અને કાર્યક્રમ યથાસ્થિત પાર ઉતારવાની અમો બંનેની કાળજીભરી મમતાએ અમને ખૂબ નીકટમાં આણ્યા—કહો કે એ પ્રસંગે અમને મિત્રો બનાવી દીધા.

પછી તો અમે એક બીજાને સાહિત્યસેવક તરીકે પીછાણતા માત્ર ' ઓળખીતાઓ ' નહિ, પરંતુ એકબીજાનું અંતર ખોલી શકીએ એવા ' સાચા મિત્રો ' બની ગયા. પૂર્વનાં કંઈ ઋણાનુબંધ હોય તેમ બેચાર મહિના થાય અને માંડવા આવવા માટે તેમનું આગ્રહ ભર્યું આમંત્રણ આવ્યું જ હોય. ' દિલભર દિલ ' એ ન્યાયે અમારો એ આમંત્રણ સ્વીકાર્યે જ છુટકો. પરિણામે હું એમના એક ' આપ્તજન ' જેવો બની ગયો હતો.

અમે માંડવા આવીએ એટલે આખો દિવસ સાહિત્યની જ વાત ચાલે, લેખકો, પુસ્તકો, પ્રકાશકો વિષે ચર્ચા થાય, અને સાહિત્ય સમૃદ્ધિના સ્વપ્નાં પણ સેવાય.

મને ખુબીની વાત તો એ લાગી કે જ્યારે જ્યારે હું આવું ત્યારે સવારે ને સાંજે પાંચ દસ સ્થાનીક સાહિત્ય-રસિયાઓ તેમની પાસે આવ્યા જ હોય ! લાંબા પરિચય પછી મને જણાયું કે એ તો નિત્યક્રમ જેવું થઇ પડયું હતું. એ સંસ્કારવાંચ્છુ, સાહિત્ય રસિક અને સહૃદયી મહીડા કુળદીપક અતડા ને એકાકી નહોતા, પરંતુ માયાળુ, મળતાવડા અને સજ્જનોની સોબત ભૂખ્યા હતા. એટલે જ તો માંડવા અને ચાણોદના સાહિત્ય શોખીનોને તેમને ત્યાં ગમે ત્યારે આવવાની છૂટ હતી. ઉપરાંત તેઓ કોઇને કોઇ કવિ કે સાહિત્યસેવકને પોતાના આંગણે નોતરતા રહેતા.

---

સ્વ શ્રી. મોતીસિંહજી વાત કરતા જાય અને વચમાં વચમાં એવો માર્મિક કટાક્ષ કરે કે સાંભળનારાઓ હસીહસીને ઢગલો થઇ જાય. ' મર્યાદિત હાસ્ય ' ઉપજાવવાની એમનામાં કુદરતી આવડત હતી.

કોઇ વર્તમાનપત્ર, માસિક કે અઠવાડિકમાં આવતા લેખોના ગણાવગુણ વિષે, કોઇ લેખકની ખાસિયત કે વિશિષ્ટતા વિષે, કે

કોઇ સંસ્થાની કાર્યપદ્ધતી વિષે સ્વર્ગસ્થ ચર્ચા કરે ત્યારે સાંભળનારને નવાઇ લાગે કે આટલી બધી ઝીણાવટભરી માહિતિ તેઓ શી રીતે મેળવતા હશે ?

'ચિવ્વટ' એ તેમનો ખાસ ગુણ હતો. જે વાંચે કે વિચારે તે ખુબ એકાગ્રતાપૂર્વક, જે બોલે તે ખુબ ચોક્કસતાપૂર્વક, જે લખે તે દિલના પુરા રંગપૂર્વક, જે કામ કરે તે સંપૂર્ણતાપૂર્વક. તેથીજ તેઓ નાની વયમાં આટલી ખ્યાતિ પામી શક્યા.

વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે અમદાવાદમાં જે સાહિત્ય પરિષદ ભરાવાની હતી તેમાં તેમના તરફથી સુવર્ણચંદ્રક આપવાનું ઠરાવવામાં હું યશભાગી હતો, અને તેઓ મને આગ્રહપૂર્વક એ પરિષદમાં સાથે લઇ ગયા હતા. ત્યાં મેં જોઇ લીધું કે એમનો મીઠો સ્વભાવ અને અનોખું વ્યક્તિત્વ એ પરિષદમાં આવેલા અનેક લેખકોને તેમની તરફ આકર્ષતું, અને તેમનો પરિચય સાધી લેવા પ્રેરતું.

સ્વ. જેમ સ્વભાવે મીલનસાર હતા તેમ નિત્ય જીવનમાં મિતાહારી, નિયમિત અને સાદા હતા. ખોટો ઠઠેરો એમને ગમતો નહિ, પોતાનામાં હોય તેથી વધારે દેખાવ કરવાની ટેવ નહિ; ખાનપાનમાં પણ સંયમ—ગમે તેવી સ્વાદિષ્ટ ચીજ હોય તો પણ ગમે તે વખતે ખાઇ લેવાની આદત નહિં—માત્ર નાસ્તો લેતી વખતે કે જમતી વખતેજ એનો ઉપયોગ કરે. સુવા બેસવાનું પણ નિયમિત. આ કારણને લીધેજ તેઓ તનિયત—સ્વભાવે અને શરીરે—જાળવી શકતા. આ નિયમિતતાથી જળવાઇ રહેલા આરોગ્યે એમને 'ફુલ ગુલાબી જુવાન'ની ઉપમા અપાવેલી.

એમને સાહિત્ય જગતમાં કંઇ કંઇ સુધારાવધારા કરવાના કોડ હતા, રંગભૂમિ તેમજ સિનેમા સષ્ટિમાં અવનવા ફેરફારો એ

ઇચ્છતા; એ વિષે અમારી વચ્ચે લંબાણ ચર્ચાઓ પણ થતી. પોતાના વિચારોને મૂર્તસ્વરૂપ આપવા તેઓ તલસતા. પરંતુ એમના અકાળ અવસાનને લીધે એમની મનની મનમાંજ રહી ગઈ.

મૃત્યુ પહેલાં પચીસેક દિવસ અગાઉ તા. ૧૧-૧૧-૪૧ ના રોજ તેઓ મુંબઇ સુરતથી પાછા વળતાં વડોદરા ઉતર્યા હતા અને મારા મ્હેમાન બન્યા હતા. એ વખતે શી ખબર કે અમારી એ છેવટની મુલાકાત નીવડશે ?

પોતાની કૃતિઓ—કાવ્ય, લેખો અને વાર્તાઓ પ્રગટ કરવાની ઇચ્છા જ્યારે જ્યારે હું માંડવા આવું ત્યારે તેઓ વ્યક્ત કરતા, અને હું એ કામ માથે લેવાની તત્પરતા બતાવતો, પરંતુ પોતાની હયાતીમાં એ સંગ્રહ પ્રગટ થયેલો જોવાનું વિધિએ તેમના માટે નિર્માણ કર્યું ન્હોતું.

એમની હયાતીમાં જે ન થઈ શક્યું તે તેમના અવસાન પછી કરવાની એક મિત્ર તરીકે મારી બેવડી ફરજ થઇ પડી. આ સ્મારક ગ્રંથના સંયોજન દ્વારા એ ફરજ અદા કરીને એ સ્વ. માયાળુ મિત્રને મારી ભાવભરી અંજલી અર્પું છું.

કોઠી પાસે, વડોદરા. તારાચંદ્ર પો. અડાલજા

... ... ...

## પુણ્યાંજલિ

[ નર્મદાના જીવનજળ કુમાર શ્રી મોતીસિંહજીના રસાત્માને ]

૧

જન્મે જે નર્મદા તીર્થે, વ્રતસ્થવીર, તે, બને :
અપૂર્વ સત્ય નિષ્ઠાએ, ગર્જે, ગુર્જરતા, જગે !

૨

ઉત્તર પન્થને આરે, સીતારામ, પૂજે, પ્રીતે :
ચંદ્રોદયે, ઝીલે, અબ્ધિ, એ સાહિત્ય-તરંગને !

૩

અનંત જીવન – સાને, વિમૌક્તિક, ધરી જતા –
એવા દિવ્ય રસાત્મા, તો વિદેહ – સ્નેહ સિંચતા !

૪

પૂર્વભવાનુભવે, કે, વિભવો છાય, આ ભવે :
પુનર્ભવે, યતાં, પૂર્ણ, શાંતિ પ્રેરે, ભવોભવે !

૫

જન્મ કે મૃત્યુ એવાંને, હર્ષશોક : ન, કૈં, નડે :
અનંત જીવન – લ્હેરે, ઝુલવે, જગને, ભવે !

૬

અવતારે, મનુષ્યોને, પુણ્યાત્મા વિકસે, સદા :
આવે : જાય : અમામીને, ઓળખાવે, સ્મિતે, નર્યો !

લાઠી : કલાપી કલાશ્રમ

લલિત

## ભ્રાતા ભૂલાય ક્યાંથી ?

પ્રભુએ જે દુઃખ દીધું, સહેવો વિના ન છુટકો
સહેવા છતાં હૃદયથી, ભ્રાતા ભૂલાય ક્યાંથી?

... ... ...

જ્યાં એક ઘાવ * રહેવા શક્તિ નથી હૃદયની
આ ઘાવ કારી બીજો + ભ્રાતા ભૂલાય ક્યાંથી?

... ... ...

દુઃખમાંહી ભાગ લેવા તત્પર સદાય રહેતા
એ બ્હેન કેરા દિલથી ભ્રાતા ભૂલાય ક્યાંથી?

... ... ...

મહીડા કુટુંબ ઉપર કુરતા કરી શી કાળે?
સહુ આપ્તજનના દિલથી ભ્રાતા ભૂલાય ક્યાંથી?

... ... ...

હીરો હતો અમારો 'મૌક્તિક' નામધારી
છીનવી લીધો વિધિએ ભ્રાતા ભૂલાય ક્યાંથી?

... ... ...

સ્વર્ગસ્થ બંધુ કેરો પ્રભુ આત્મા શાંતિ પામો
શુભ ભાવના 'કનક'ની (પણ) ભ્રાતા ભૂલાય ક્યાંથી?

**કનકકુંવરબા**
ગં. સ્વ. રાણી સાહેબ, માળિયા

---

* માળિયાના સ્વ. ઠાકોર સા. શ્રી. હરિશ્ચંદ્રસિંહજીના અવસાનથી હૃદયને થયેલા આઘાતનું સૂચન.

+ સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાના અવસાનથી હૃદયને થયેલા આઘાતનું સૂચન.

## " મૌક્તિક[1] ભુલાય ક્યાંથી ! "

ભુલવા મ્હને કહો પણ, સ્મરણો ભુલાય ક્યાંથી;
વાગ્યા એ ઘાવ જેને, મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૧

મહીડા નિવાસ સુનો, ચાં દો દ – માં ડ વા નો;
દેખીને યાદ આવે, મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૨

શ ર દો ત્સ વ ઉ જ વી ને, સહુ સાક્ષરો નિમંત્ર્યા;
મીલનો કર્યાં પરસ્પર, (એ) મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૩

ખોઇ સદાને માટે, સાહિત્ય આજ રોતું;
ગુજરાતનો કલાપી[2], (એ) મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૪

જોડી એ રામ–લક્ષ્મણ, સમ શોભતી વિખાણી;
ભ્રાતા ' નરેન્દ્ર ' દીલમાં, મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૫

દીપક એ મહીડા કુળનો, રેવા તીરે ઝળકતો;
કાળે કરી બુઝાતાં, (એ) મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૬

રાજપૂત જ્ઞાતિ માટે, દીલમાં સદાએ ચિન્તા;
ઉદ્ધારવા ચહે એ, મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૭

છે યાચના પ્રભુજી ! એ આત્મ શાન્તિ પામો;
પણ "અમર" તણા હૃદયથી, મૌક્તિક ભુલાય ક્યાંથી ! ૮

ધમણાદ
(વાયા પાલેજ)

અમરસિંહ માધવસિંહ માત્રોલ
(મામાજી)

---

૧. મૌક્તિક ઉપનામધારી સ્વ. મહીડા કુમારશ્રી મોતીસિંહજી.

૨. સૌરાષ્ટ્રના લાઠી (ગઢડા) માં થયેલ સ્વ. રાજવી ઠા. સા. સુરસિંહજી

# હૈયાને રડવાં !!!

[ અંજની ]

ઉંચા ઉંચા આભમિનારે
એથી ઉંચા મુક્તિમિનારે
હૈયાના સૂનાં ઓવારે—
—ગાઢાં અંધારાં !!!

પાંપણ ના પલકારો મારે
પ્રાણ ઉભા મૃત્યુકિનારે
ગડગડતે એ કાળનગારે
—હૈયે અંધારાં !!!

મીઠાં શોણાં ઉડી જવાનાં
આવ્યાં એવાં વહી જવાનાં
કાળ સાયરે ઢળી જવાનાં
—જીવન અંધારે !!!

દિલ દઝાડે દાઝે શાને ?
આંસુડાં એ પાડે શાને ?
જન્મ્યું જાવાનું તો શાને ?
—હૈયાને રડવાં !!!

મુંબઇ. ચંદુલાલ વ્યાસ ( મયૂખ )

## આત્મ-સમર્પણ

અરે ! આ શું ? ક્યાંથી ઉડયા ધુમાડાના ગોટેગોટા ?
કદી ધુમાડાથી મનુષ્યને પ્રિતિ છે ?
તો આ રૂચિકર કેમ લાગે છે ?
વસ્તુએ વસ્તુના પ્રકાર છે ભિન્ન ભિન્ન,
આ તો છે સુરખી ભરી, સાહિત્ય ગુંથી
સાહિત્ય યજ્ઞની ચંદન ધુમ્ર રેખા.
રેખાએ રેખાએ ભર્યો છે અંતરનો ઉમળકો,
રસઝરતી ભાવના, પ્રકાશતો આદર્શ.
કોણ છે યજ્ઞનો આરંભનાર રૂષિમુનિ ?
સાંભળ્યું યે છે ને વાંચ્યું યે છે કે રૂષિરાજ
-તો શોભે છે શ્વેત દાઢી મુછથી,
અને અહિં તો પુરાવાતું નથી એ ચિન્હ માત્ર.
તમે ન કર્યું તે હું કરું તો જ કહેવાય છે નવાઇ.
ચીલે ચીલે તો બળદીયા પણ ચાલ્યા જાય છે.
દેખાવનો પુરાવો નથી, છતાં ભાવના તો
-નમુનો લાગે છે એકલવ્યની એકનિષ્ઠાનો.
આરંભેલા યજ્ઞમાં કોઇ અર્પે અક્ષત કુંકુમ,
ચંદન સોપારી, તો કોઇ સુવર્ણ સિક્કો.
અને તેથીયે વધુ તો બળાત્કારે પશુ કે માનવી
પણ બને છે એ યજ્ઞની દક્ષિણા.
અહીં તો સાવ છે ઉંધું અને અકળ.
સાહિત્ય યજ્ઞની ઉષ્ણ જ્વાળાઓને ઠારતી,
યોગીરાજને હૈયેથી વરસે છે
વિશાળ ભાવના, નિષ્કામ ધુન,

અને એ અલખને દીપાવતુ, સુર્યની સાક્ષીએ,
મૃત્યુલોકના હાહાકારે, સ્વર્ગલોકના જયજયકારે,
પુષ્પની સુવાસે, દેવતાના દર્પ નાદે,
અને અપ્સરાઓના કીલકીલાટે, અમૂલ્ય મોતીના
આત્માનું બલીદાન,
મહાદક્ષિણામાં.

માનદમંત્રી
ગુજરાતી સાહિત્ય મંડળ
સાન્તાક્રુઝ

અનંત દેસાઈ

૨૯

## વિલય-દીપકને

મમ નુતન દીપક તેજથી, બહુ ખુશનુમા પ્રકટી રહ્યો;
અતિ તિમીર કેરી પ્રખરતાને, સહજ હંફાવી રહ્યો.

વધતી જતી તેની કળાને પોષવા જીવન હતું;
સંસારના ભવસાગરે, એ પ્રથમ યૌવન તો હતું.

અહા ! દીવ્ય દીપકની પ્રભા, થંભ્યો ખગે ભ્રગુ-તારલો;
ઝમકી રહી ચારે દીશા, આભો થયો ભૂમિ-મોરલો.

હા ! જીવન થકવી કળા, અંધારપટ વ્યાપી ગયો,
હા, અનિલ યમદંડ ધાને, દીપ બુઝાઇ ગયો.

મૌક્તિક ત્હારી જીવન દોરી, ભવ્ય જ્યોત જલાવતી,
નિષ્ફળ પ્રયત્નો પામરોના કાળની અકળીત ગતી.

ચંદ્રશંકર ભટ
ચાંદોદ
બી એ. એલએલ. બી.



૧ ચાણોદના મલ્હારરાવ ઘાટ પર નૌકાવિહાર માટે જતાં–

( ડાબી બાજુથી ) ૧. સ્વ. શ્રી. મોતીસિંહજી; ૨ છોટાઉદેપુરના શ્રીમંત મહારાજા સાહેબ; ૩. મેજર મહારાજ શ્રી. નહારસિંહજી; ૪. કુ. શ્રી. પ્રાગસિંહજી; ૫. શ્રી. નરેન્દ્રસિંહજી; ૬. શ્રી. અમરસિંહજી.

૨ છોટાઉદેપુરના રાજ્યમહેલ આગળ–

(ડાબી બાજુથી) ૧. શ્રી. નરેન્દ્રસિંહજી; ૨. મેજર મહારાજ શ્રી નહારસિંહજી; ૩. શ્રી નટવરસિંહજી, રાજપીપલા; ૪. શ્રી. હરેન્દ્રસિંહજી, રાજપીપલા; ૫. શ્રી. નટવરસિંહજી, લાઠી; ૬. સ્વ. શ્રી. મોતીસિંહજી.

સુરત માંડવી રાજ્યના

# સોલંકી મહીડાકુળનો ઈતિહાસ

પ્રયોજક :
નરેન્દ્રસિંહ મહીડા

**નોંધ:**—ગુજરાતમાં ઇતિહાસનું સંશોધન થતુંજ નથી એમ કહીએ તો ચાલે. વિદ્યાર્થીઓ તથા આમજનતામાં ઇતિહાસ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ જ જોવામાં આવે છે. ઇતિહાસ એટલે રાજ્યકર્તાઓની કથા તથા યુદ્ધોનું વર્ણન એવી સર્વત્ર માન્યતા છે. "રાજા કાલસ્ય કારણમ્" રાજા કાળને ઘડે છે, એટલે રાજ્યકર્તાઓની આસપાસ ઇતિહાસ રચાય - એ જગતનો નિયમ છે. ઇતિહાસની રચના સામે પ્રજાજીવન, વ્યાપાર-ઉદ્યોગ, તથા સામાજિક તથા સાંસ્કૃતિક વિષયક પણ થોડું લખાય તો ઇતિહાસ રસપ્રદ તો બનેજ. સામયિક જાણવાનું પણ ઘણું મળે. આપણા પૂર્વજોએ ઇતિહાસ લખવાની મહેનત કરી નથી-બેદરકારજ રહ્યા છે. અંગ્રેજ રાજસત્તા હીંદમાં પ્રબળ થયા પછી કંઇક નાના મોટા રાજ્યો હમેરણુ નીતિ, ( એનેક્ષેશન પોલીસી )માં ઝડપાઇ ગયા, અને ત્યાં આજે બ્રીટીશ હકુમત પ્રવર્તે છે. આવાજ એક ઝડપાઈ ગએલા નાનકડા રાજ્યનો આ ઇતિહાસ છે. ગુજરાતમાં આજેય પહેલાના રાજ્યકર્તાઓના રાજવંશી કુટુમ્બીઓ અહીં તહીં નજરે પડે છે. ગુજરાત આ કુટુમ્બીઓને ભાગ્યેજ ઓળખે છે. સુરત પાસેના માંડવી રાજ્યના-રાજવંશના અવશેષ રૂપ આજેય એક મહીડા કુટુમ્બ નર્મદા કીનારે ચાંદોદ પાસે માંડવા ગામે રહે છે. આ શાખા સંબંધી સંશોધન અત્યાર સુધીમાં કોઇએ કર્યાનું જણાતું નથી. ઇતિહાસના શોખ તથા પુરાતત્વના અભ્યાસના ઉમંગથી પ્રેરાઇ મહીડા કુટુમ્બની સેવા તથા સંશોધનનો બેવડો લાભ મળે એ હેતુથી આ ઇતિહાસ લખાયો છે. ગુજરાતનું દરેક કુટુમ્બ પોતાનો ઇતિહાસ લખે તો સંશોધન કાર્યને કેટલો વેગ મળે અને ગુજરાતનો ઇતિહાસ કેટલો સમૃદ્ધ થાય. અમારા કુટુમ્બના વહીવંચાના ચોપડાઓ, જુના લેખપત્રો, તથા નીચે જણાવેલા પુસ્તકોનો આધાર લઇ આ ઇતિહાસની રચના કરવામાં આવી છે:

૧. સુરત માંડવીનું દેશી રાજ્ય-રચનાર, રે. કા. પઠાણુ તથા વ. પ્રા. ઉપાધ્યાય-ગુજરાત વરનાક્યુલર સોસાઇટી પ્રબંધમાળા, અમદાવાદ. ૨. સોલંકીવંશની ગોધરા શાખાનો ઇતિહાસ-કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત, કાનિઠા. ૩. સીલેકશન્સ ફ્રોમ ધી પેશ્વા દફતર. ૧૬. ધી બસીન કેમ્પેઈન. ઇ સ. ૧૭૩૭-૩૯ ગવરમેન્ટ સેન્ટ્રલ પ્રેસ, બોમ્બે. ૪. સીલેકશન્સ ફ્રોમ ધી પેશ્વા દફતર. ૩૪. બસીન કેમ્પેઇન, સપ્લીમેન્ટરી, એડીટર-જી એસ. સરદેસાઇ, બી. એ. ગવરમેન્ટ સેન્ટ્રલ પ્રેસ, બોમ્બે. ૫. ટ્રીટીઝ એન્ગેજમેન્ટસ એન્ડ સનદસ, સી. યુ. એઇટચીસન, વોલ્યુમ ૬, ૭, ૮, ૧૯૨૯. ૬. ભારત રાજવંશ ઇતિહાસ-ઠાકુરશ્રી હરનામસિંહ, સોહાગપુર. ૭. હિંદુસ્થાનનો ઇતિહાસ.

—પ્રયોજક

# સુરત માંડવી રાજ્યના સોલંકી મહીડા કુળનો

# ઈતિહાસ

**ચતુર્સિમા**—માંડવી તાલુકાની ઉત્તરે ગાયકવાડી વસરાવી તથા વેળાછા પ્રગણાં : દક્ષિણે તાપી નદી તથા ગાયકવાડી વ્યારા પ્રગણું તથા બારડોલી તાલુકાનો ભાગ તથા ટિંબા પ્રગણું: પૂર્વે ગાયકવાડ સરકારનું નાનછલ પ્રગણું તથા પંચમોલી અને સોનગઢઃ પશ્ચિમે ગાયકવાડ તાબાના ધળાં, કડોર, કામરેજ. તથા વસરાવી પ્રગણાં: અગ્નિકોણ પર રાજપીપલાની હદ આવેલી છે. આ માંડવી રાજ્ય ઉપર સોલંકી મહીડા કુળની આણ વર્તતી હતી.

એ મહીડા કુળ ચંદ્રવંશી પાંડવ શાખાના સોલંકી રાજપુત છે. તેમનું ગોત્ર ભારદ્વાજ, ભવાનીગંગા, વકદેવી, શાખા માધ્યાંદિની, વેદ યજુર્વેદ છે, ત્રીપર્વ, નિશાન પીળું તથા પૂજન વિજયાદશમી ઉપર ખાંડાનું. સોલંકીઓનો ઇતિહાસ ઘણા પ્રાચીન સમયથી શૃંખલાબદ્ધ પ્રાપ્ત થાય છે, અને લેખો ઇત્યાદિ પરથી પ્રથમ રાજ્ય અયોધ્યામાં. તે પછી દક્ષિણમાં, પછી રજપુતાના અને ગુજરાત વિગેરે સ્થળોએ ફેલાયાનું જણાય છે. સોલંકી રાજા રાજરાજના વિક્રમ સંવત ૧૦૭૯ ના તામ્રપત્રમાં બ્રહ્માથી લઇ ક્રમશ—અત્રી, સોમ, બુધ–પુરૂરવા, આયુ, નહુષ, યયાતિ, કુરૂ, જનમેજય, પ્રાચીનવાન, સૈન્યયાનિ, દમયતિ, સાર્વભોમ: જયસેન, મહાભોમ, દેશાનક, ક્રોધાનન, દેવકી, ઋભુક, રૂક્ષક, મતિનર, કાત્યાયન, નિલ, દુષ્યન્ત, ભૂમન્યુ, સુહોત્ર, હસ્તી, વિરોચન, અજમિઢ, શવરણ, સુધન્વા, પરિક્ષિત. ભિમસેન. પ્રદીપન, શાન્તનુ, વિચિત્રવિર્ય, પાંડુ, અર્જુન, અભિમન્યુ, પરિક્ષિત. જન્મેજય, ક્ષેમક, નરવાહની, સતાનિક, ઉદયન નામના રાજાઓ પાંડવ વંશમાં થયા. બૌદ્ધ ગ્રંથોમાંથી જાણવા મળે છે કે જે ઉદ

ગૌતમ બુદ્ધનો જન્મ થયો તેજ દીવસે કૌસંબીના પાંડવવંશી રાજા સતાનિકને ત્યાં પુત્ર ઉદયવત્સ અથવા ઉદયનનો જન્મ થયો હતો. આ રીતે ગૌતમ બુદ્ધ અને ઉદયન સમકાલીન હોઇ વિ. સં. ના ૧૧૦૦ વર્ષ પૂર્વે થયા હતા. ઉદયનથી ૫૯ રાજાઓએ અયોધ્યામાં રાજ્ય કર્યું. આ વંશમાં વિજયાદિત્ય નામે મહાપરાક્રમી રાજા થયા, જે ઘણા દેશો જીતી દક્ષિણમાં ગયા અને ત્યાં પલ્લવ વંશી રાજા ત્રીલોચન સાથે યુદ્ધ કરતાં માર્યા ગયા. વિજયાદત્તની સગર્ભા રાણી પોતાના વિશ્વાસુ રક્ષકો સાથે પોતાના પુરોહિત વિષ્ણુભટ્ટ સોમયાજીના આશ્રયે દાનમાં આપેલા ગામ 'મુડીવેમુ' તરફ (દક્ષિણમાં) જઈ રહ્યા. યોગ્ય સમયે રાણીએ તેજસ્વી પુત્રનો જન્મ આપ્યો, અને પુરોહિતના ઉપકારના બદલામાં પુત્રનું નામ વિષ્નુવર્ધન રાખ્યું. વિષ્નુવર્ધનની શાખા સોમયાજી કે સોમયંકી તરીકે ઓળખાવા લાગી, અને કાળબળે બોલવામાં સોલંકી બની ગઇ. વિષ્નુવર્ધને યોગ્ય વય થતાં ચાલુક્યગિરિ નામના પર્વત પર ભગવતીગૌરીનું આરાધન કરીને વરદાન મેળવ્યું, અને બાહુબળથી કદમવંશી યા ગંગાવંશી રાજાઓને હરાવીને સારાય દક્ષિણ પ્રદેશના અધિપતિ થયા. વિષ્નુવર્ધને ચાલુક્યગિરિ ઉપર તપ કરી રાજ્ય પ્રાપ્ત કર્યું એથી તેમના વંશજ ચાલુક્ય કહેવાયા. આમ પાંડવી શાખા દક્ષિણમાં આવ્યાથી સોલંકી ચાલુક્ય નામથી પ્રસિદ્ધ થઇ. ચાલુક્ય રાજા વિષ્નુવર્ધનના સમયમાં જ વેદધર્મની શુદ્ધિ અર્થે અને વિધર્મીઓના નાશ માટે વસિષ્ઠ આદિ રૂષિમુનીઓએ આબુ પર્વત પર કુંડ રચી રાજસૂય યજ્ઞ કર્યો. જે સમયે પ્રબળ રાજાઓએ ભાગ લઇ વિધર્મીઓના નાશ માટે પ્રતિજ્ઞા કરી. ચાલુક્ય રાજા વિષ્નુવર્ધન આ યજ્ઞમાં હાજર રહ્યા હતા, અને તે સમયે સર્વ સોમવંશીઓએ નિશાન ખાતર સોમયંકી કે સોલંકી શાખા ધારણ કરી હતી. વિષ્નુવર્ધન પછી આ વંશમાં અમરકેસરી નામક રાજા થયા. આ રાજાના સમયમાં દક્ષિણનું

રાજ્ય દુશ્મનોના હાથમાં ગયું. રાજા અમરકેસરી ત્યાર પછી ક્યાં ગયા એ ચોક્કસ માહિતી મળતી નથી, પરન્તુ અનુમાન થાય છે કે તે ઉત્તરમાં રાયસલગઢ જઇ રહ્યા. સોલંકીઓના લેખો ઇત્યાદિ પરથી પ્રથમ રાજ્ય અયોધ્યામાં, ત્યાર પછી દક્ષિણમાં, પછી ઉત્તરમાં અને ગુજરાતમાં ફેલાયાનું જણાય છે. ભાટોની દંતકથા સોલંકીઓને રાઠોડોએ કનોજ પ્રાપ્ત કર્યું તે પૂર્વે ગંગા કિનારે સોરના રાજા તરીકે પ્રસિદ્ધ કરે છે. વંશાવલી વિષયક પ્રમાણો જોતાં પ્રતિત થાય છે કે સોલંકીઓનું નિવાસસ્થાન લોહગઢ હતું કે જેને આજના લાહોરનું પ્રાચિન નામ માનવામાં આવે છે. આથી એમ માની શકાય કે સોલંકીઓ ઉત્તર પ્રદેશમાં ખુબ વિસ્તૃત થએલા હતા. દક્ષિણનું રાજ્ય ગયા પછી અમરકેસરીના પુત્રોમાંનાં એક કુમાર કાશીવિશ્વજી રાયસલગઢથી નીકળી ગંગા જમના નદીની વચમાં આવેલા અંત્રવેદ–દોઆબ પ્રદેશમાં ગયા, અને ત્યાં મધાવતિમાં ગાદી સ્થાપી રહ્યા. કાશીવિશ્વજીના નાનાભાઇ જયસિંહે પોતાના બાહુ-બળથી દક્ષિણનો દેશ ફરી જીત્યો, અને અજન્ટાપુરીમાં હાલના અજન્ટા પાસે રાજ્યગાદી સ્થાપી. તેમના વંશના ફરીથી દક્ષિણના ચાલુક્ય સોલંકીઓ થયા. આ વંશમાં બાદામી નામની રાજ્યધાની બહુ સમૃદ્ધ થઇ હતી. કાશીવિશ્વજીના પુત્ર અમરગંગજીએ ટુંકટોડા લીધું. ભાટ લોકોના કહેવા પ્રમાણે ગંગાજમના વચ્ચેના પ્રદેશને આગળ ટુંકટોડા કહેતા હતા. કેટલાક ટુંકટોડાને હાલના ટોંક રાજ્ય–મધ્ય હિંદની સરહદ પર-રાજપુતાના એજન્સી–સાથે સરખાવે છે.

કાશીવિશ્વજીના વંશમાં કેશરીસિંહ થયા. તેમના બે પુત્રો ખેંગારદેવજી અને શુરસિંહ પરાક્રમી હતા. નાનાભાઈ શુરસિંહે દાહલગઢ લીધો, અને તેથી તેમની શાખા દાહીમા તરીકે આજેય ઓળખાય છે. ખેંગારદેવજી ટુંકટોડામાં વિક્રમ સંવત ૮૦–૮૨ માં રાજ્ય કરતા હતા. તેમને બળકંદદેવ અને દળકંદદેવ નામે મહાપ્રતાપી કુંવરો

હતા. એ'ગારદેવજી વિક્રમ સંવત ૯૭–૯૮ માં અવસાન પામતાં પાટવી કુંવર બળકંદદેવ ગાદી પર આરૂઢ થયા. આ રાજાના સમયમાં ટુંકરોડાનું રાજ્ય વૃદ્ધિ પામ્યું. તે સમયના ભાટોએ રચેલા દોહરા આજ પણ લોકોને કંઠસ્થ છેઃ—

સોલંકી રો ગઢ બરો, ટુંકટોડા રો રાય,
ગંગા માતા હર પિતા, સીર પર છત્ર ધરાય. *

બળકંદદેવજીના નાનાભાઈ દળકંદદેવજી ગુજરાતમાં કેવી રીતે આવ્યા તેનું વર્ણન આગળ આવશે. બળકંદદેવજીની શાખામાં ભુવનાદિત્ય રાજાને રાજ, બીજરાજ, અને દંડક નામે ત્રણ કુંવરો હતા. ભૂવનાદિત્યના મૃત્યુ પછી ગોત્રહત્યાના નિવારણાર્થે રાજા ટુંકરોડાનું રાજ્ય દંડકને સોંપી બીજરાજ સાથે બ્રહ્મચારી વેશ ધારણ કરી તિર્થાટન કરતા અણહિલવાડ આવ્યા. ત્યાં શહેરમાં દાખલ થતાં અણહિલ્લવાડના ચાવડાવંશના રાજા સામંતસિંહને ઘોડી પર બેસી સગર્ભા ઘોડીને ચાબુક મારતાં દોડાવતો જોયો. શાળીહોત્ર વિદ્યાસંપન્ન રાજે આ જોયું, અને તરત ચાવડા રાજાની આગળ જઈ કહ્યું ચાબુક જોરથી મારતાં ઘોડીના પેટમાંના પંચકલ્યાણી વછેરાની જમણી આંખ ફુટી ગઇ છે. રાજા સામંતસિંહ આ સાંભળી વિસ્મય પામ્યો, અને રાજને પોતાના મહેલ પર લઇ ગયો. રાજનો પૂર્વ ઇતિહાસ જાણતાં અને યોગ્ય સમયે ઘોડીની હકીકત સત્ય થતાં ચાવડા રાજાએ પોતાની બ્હેન લીલાદેવીને રાજ સાથે પરણાવી. રાજના પુત્ર મુળરાજે પોતાના મામા સામંતસિંહના કુટુમ્બનો નાશ કરી વિક્રમ સંવત ૯૪૨ ના અરસામાં અણહિલવાડનું રાજ્ય પ્રાપ્ત

* કેટલાક આ દુહો નીચે પ્રમાણે કહે છેઃ—

સોલંકી રો ઘર બરો, ટુંકટોડા રો રાય,
ગંગામાતા હરપતા, સો ઘર છત્ર ધરાય.

હર્યું કયા ટુકરોડા અને કયા અણહિલવાડ ? એ સમયજ એવો હતો સગા બાપને મારી રાજ્ય સિંહાસન પર બેસતા વાર લાગતી ન હતી. રાજ્યવૈભવ અને રાજ્યલોભને લઇ આવા કૃત્યો થતા

ટુકરોડાના રાજ્યની વૃદ્ધિ કરનાર જળકદેવજીના નાનાભાઈ દળકદેવજી પરાક્રમી હોઇ ભવિષ્ય અજમાવવા તથા દેશાટન અર્થે નિકળ્યા રસ્તામા હસ્તિનાપુર આગળ રોકાયા ત્યાના તુવરરાજના સરદારોનો શિકારથી ઘાયલ થએલો ભુંડ દળકદેવજીની છાવણીમા આવી ભરાયો. આ બાબત ઝગડો થતા તુવરોની હાર થઇ તુવર રાજા દળકદેવ તરફ આકર્ષાયો, અને પોતાની દીકરી ગણાકુવરીને પરણાવી. આ બાબત એક પ્રાચિન કવિએ રચેલુ કવિત નીચે પ્રમાણે છે —

‘ મનક એક મ ઢાવતી, રાજ્ય સોલ કી સારો,
અ રવેદ અધિપતિ, તખત ટુકરોડા તુહારો,
સેન સવાલખ સજે, ધણી દલક દે દપટે,
દલી રાણ તુવરો સર સરદાર સપટ,
ભાના ભૂપ બે મન વિષે, પુત્રી પરણાવી પ્રીતશું
જાતરા હારણ જગતમાં, વડો મુનમ ગુજરાત વસુ ’

હસ્તિનાપુર થોડો સમય રોકાઇ દ્વારકા માટે પ્રયાણ કરતા રસ્તામા મહીઅક પ્રદેશ ( હાલના મહીકાંઠા )ના મુખ્ય ગામ કુકુમ થાભનામા આવ્યા ત્યાના બાવીસમે ગામના ભીલ રાજા અજ્જનની મજુરી મેળવી ચોમાસું વ્યતિત કરવા રહ્યા દળકદેવજી શીવભક્ત હતા. કુંકુમથાભ નામા એક પ્રાચીન શીવલીંગ દટાએલુ પડયુ હતુ તે તેના પર એક દીવસ ગાયનુ દુધ ઝરતા—જગ્યા સાફ થતા જડી આવ્યુ. તે જગ્યાનુ નામ દળકદેવજીએ ગૌઝરેશ્વર રાખ્યુ ભીલ રાજા અજ્જન પ્રજાને ખૂબ ત્રાસ આપતો બ્રાહ્મણની કન્યા બળાત્કારે પરણવા તૈયાર થયો બ્રાહ્મણ દળકદેવજીના રક્ષણે આવતા યુક્તિથી

દળકંદદેવજીએ લડાઇ કરી બળવાન ભીલ રાજા તથા તેના સાથીદારોને માર્યા.

**મહીડા શાખાની ઉત્પત્તિ**—રાજપુતો પોતાના શૌર્ય પરાક્રમથી જય મેળવી જે પ્રદેશ હાથ કરતા તેના ઉપરથી તેમની અટક પડતી, જેથી વિસ્તૃત શાખાઓમાં તેમની ઓળખ પડતી. મહીઅડ પ્રદેશના ભીલ રાજા અરજનને મારી તેનું મસ્તક અર્પણ કરતા તથા અપરાધની ક્ષમા માગતા દળકંદદેવજીની નિસ્વાર્થિ અડગ ધર્મશ્રદ્ધા જોઇ ધર્મદેવી ભીલારાણીએ પોતાનું દુઃખ ભુલી જઇ વરદાન આપ્યું કે 'મારા પતિના અનાચારથી હું અજાણ નથી. તેઓ અધર્મી હોવાથી ધર્મે તેમનો નાશ કર્યો છે. આપ માત્ર નિમિત્તરૂપ છો. મારા પતિનું શીર તમે મને આદર સહિત અર્પણ કર્યું તેથી હું આપને મારા પતિના બાવીસસે ગામના મહીયડ પ્રદેશનું રાજ્ય આપું છું તે સ્વિકારી મારા પતિના ચિન્હ તરીકે મહીડાનો ખિતાબ ધારણ કરી સુખરૂપ રાજ્યગાદી ભોગવો. મારૂં વરદાન છે કે આપનું કુટુંબ સમૃદ્ધિવાન બની જગતમાં પરમપ્રતિષ્ઠા પામશે.' એમ કહી તે સતી થઇ. સોલંકીઓની સાત શાખાઓમાં મહીડાની શાખા પણ જાણીતી છે એ ભવાઇ સંગ્રહમાં રામદેશના સ્વાંગમાં નીચેની વર્ણવાતી શાખો ઉપરથી સાબીત થાય છેઃ—

'(૧) વીરપરના વીર પરીઆ, (૨) હાલાવંશી, (૩) ગાજના ગાજનીયા, (૪) વાઘેયાના વાઘેલા, (૫) મહીકાંઠે મહીડા, જાઝા જળકરે જકોરા, (૬) બીહોલા, (૭) કાલરીપાટ રાવતાં બાદરવે સગોતર ખરા, કવિગદ કહે સુણ ઠાકરો, સાત શાખ સોલંકી તણા.'

દળકંદદેવજીએ સંવત ૧૧૦ ના માગસર સુદી ૧૦ ને સોમવારે મહિઅડ પ્રદેશ કબ્જે કરી વિજયસ્થાન ઉપર શ્રી ગૌઝરેશ્વર મહાદેવના નામ પરથી ગૌઝરા વસાવી રાજ્યગાદી સ્થાપી. કાળબળે ગૌઝરાનું ગોધરા થયું. આ પરાક્રમી રાજા સંવત ૧૪૬ માં દેવલોક

થયા. તેમના યુવરાજ સીંધણદેવજી કે સગણદેવજી ગાદી પર આવ્યા. એકાવન વર્ષ સુખશાંતીમાં રાજ્ય કરી સંવત ૧૯૭ માં બે કુંવરો ગજસિંહજી અને અચળેશ્વર કે અવિચળસિંહ મુકી અવસાન પામ્યાં. પાટવીકુંવર ગજસિંહ ગાદી પર આરૂઢ થયા. બંને ભાઇઓમાં સંપ બહુ હતો. એક દિવસ દરબારમાં એક પરદેશી મુસાફરે આવી ફરિયાદ કરી કે તાપી નદીના કિનારે પીપલવાડામાં બીજલ નામનો ભીલ રાજ્ય કરે છે ત્યાં રાજ્યતાબાની જમીન બળદને બદલે ગાયને ગળે જુસરૂં મુકીને ખેડાવાય છે, તથા એવા અનેક જુલ્મો કરી રૈયતને ત્રાસ આપે છે. આવો અધર્મ સાંભળી બંને ભાઇઓએ ધર્મના રક્ષણાર્થે તાપી કિનારે પિપલવાડા જઈ બીજલ ભીલને માર્યો. મહીડા સૈન્ય વિજય પામ્યું. ભીલ પ્રજાને વશ કરી તેમના રાજાના અધર્મી સ્થાનને ઉચ્છેદી વિજયસ્થાન પર નવું શહેર વસાવ્યું. વિક્રમ સંવત ૨૧૩ માં અવિચળસિંહજી પીપલવાડાની ગાદી પર બેઠા, અને ગજસિંહજી ગોધરે પાછા ફર્યા. અહીંથી પીપલવાડા યાને શહેર માંડવી–રાજ્યના ઇતિહાસનો આરંભ થાય છે.

આ સમયમાં ડિસાથી કલ્યાણ સુધીના ભીલ પ્રદેશમાં ભૃગુકચ્છ (હાલનું ભરૂચ,) અને ત્રંબાવટી (હાલનું ત્રંબક–નાસીક પાસે છે તે,) એ બેજ શહેરો વસવાટ માટે વખણાતાં હતાં. માંડવીના રાજા અચળેશ્વરે પોતાની રાજ્યધાની આબાદ કરી સારા વર્ણના લોકોને વસાવ્યા. રાજપુત તથા પોતાના પક્ષના અન્ય માણસોને તાપી નદીના કાંઠાની ફળદ્રુપ જમીનો ઇનામ આપી રાજ્ય નિર્ભય કર્યું. વિક્રમ સંવત ૨૮૦ કે ૨૮૨ માં પરાક્રમી અચળેશ્વરજીનું અવસાન થયું. ત્યાર પછી અનુક્રમે ગંગપાળજી, સોમપાળજી, અણુભંગજી, ઉદયભાણજી, વીરસેનજી, હરતમેનજી, દેવીસેનજી અને કમરસંગજી માંડવીની ગાદી પર આવ્યા. કમરસંગજીએ કામરેજમાં ગઢ બાંધ્યાનું જણાય છે. તેમના પછી સગરજી, અમરપાળજી, વિજયસેનજી

આવ્યા. વિજયસેનજી સંવત ૭૯૬ માં સીંધના જુનૈદની ફોજ કામરેજ પર ચઢી આવી તેમાં લડતા માર્યા ગયા. ત્યાર પછી નાહરરાજ ઉર્ફે નરસિંહજી, વિશ્વપાલસેનજી, સુરસેનજી, સબળસિંહ, હમીરસિંહ, સોમસંગજી, પ્રેમદેવજી, કુંભસંગજી, વીરસંગજી, સુજાણસંગજી, અમરસંગજી, અને મેઘબાજી ગાદી પર બેઠા. મેઘબાજીએ સં. ૧૧૩૮ માં બળવાન ગુર્જર ટોળાને લડાઇમાં હરાવી નસાડી મુક્યાની હકીકત મળે છે. મેઘબાજી પછી તેમના પાટવી કુંવર રતનબાજી રાજ્ય સિંહાસન પર બેઠા. રતનબાજીના સમયમાં મી. બ્રિગસના લખવાનુસાર સવત ૧૧૪૮ ની આસપાસ ઇરાનના બાદશાહ રૂમશાહના રાજ્યમાંથી સુરતા નામની પ્રખ્યાત ગુણિકા નાદર નામક રાજ્યવંશી સરદાર સાથે પુષ્કળ ધન લઇ રાજા રતનબાજીને શરણે આવી. માંડવીમાં ઇરાની સરદાર નાદરને માન આપી રાખ્યા. રતનબાજીને પ્રસન્ન કરી સુરતા ગુણિકાએ યોગ્ય ધન આપી એક ગામ વસાવવા જેટલી જમીનની માગણી કરી. તેના પરીણામે તાપી નદીને કાંઠે મચ્છીમારોના વસવાટવાળી ૧૨૦૦ વીઘા જમીન વગર કિંમતે મળી ત્યાં પોતાના નામ પરથી સુરત ગામ વસાવ્યું. રતનબાજી સંવત ૧૧૫૩ માં મૃત્યુ પામ્યા. ત્યાર બાદ સ્વરૂપસંગજી, વાઘબાજી,

કરીને માર્યો, અને ફરીથી આ રાજ્ય પર મહીડા રાજાઓની આણ વર્તી. કુટીલ ભીલને હરાવવામાં ધણા, ટીંબાની આસપાસના ઠાકોરોએ તથા રાજપુતોએ કિંમતી મદદ આપેલી હોવાથી તેમને જમીન જાગીર આપી રાજ્યમાં રાખ્યા. ઇ. સ. ૧૫૭૬ માં અકબર બાદશાહના સમયમાં રાજા ટોડરમલે સારાય ગુજરાતની માપણી કરી હતી તે વખતની ફારસી તવારીખમાં શહેર માંડવી એવું નામ દર્શાવી એ રાજ્યનું ક્ષેત્રફળ તથા ઉપજ દર્શાવેલી છે, તે અનુસાર માંડવી રાજ્યની ૪૪૮૬૧ વીંધા જમીન હતી. અને ઉપજ ૧૨૨૭૯૫ અકબરી દામની હતી.

પ્રેમદેવજી પછી હરબાજી સુધીના રાજાઓની હકીકત સંબધે લેખી પુરાવા મળતા નથી, પરંતુ વહીવંચાના ચોપડાના આધારે પ્રેમદેવજી પછી અનુક્રમે સખીરાજજી, ભોજરાજજી, ગાંગદેવજી, કરણદેવજી, રામદેવજી, ભીમદેવજી, વડા વાઘદેવજી, સોદબાજી, વાઘબાજી કે વાંધદેવજી અને હરબાજી ગાદી પર આવ્યા. હરબાજીએ માંડવીને આબાદ કર્યું. તેમને ખેમબાજી, ભોજબાજી, અને રામબાજી નામે ત્રણ કુંવરો હતા. હરબાજી પછી પાટવીકુંવર ખેમબાજી પર ગાદી એઠા. ભોજબાજીને જુદી જાગીર કાઢી આપી, જે હાલ એમના વંશજો છાપરા, સામોર, નાગળ ( ભરૂચ જીલ્લાના અંકલેશ્વર તાલુકામાં ), આસનાવાદ, કદરાળા, કંથરાજ ( સુરત જીલ્લાના ઓલપાડ તાલુકામાં ), ઉતરાજ ( સુરત જીલ્લાના હાંસોટ તાલુકામાં ), ધંરોલી ( સુરત જીલ્લાના માંડવી તાલુકામાં ), કંટવા, લુવારા, વાંસોલી ( વડોદરા રાજ્યના માંગરોલ તાલુકામાં), એ ગામોમાં-ઇનામી જમીનો ભોગવે છે; તથા અંકલેશ્વર તાલુકા ટ્રેઝરીમાંથી, ઓલપાડ તાલુકા ટ્રેઝરીમાંથી તથા વડોદરા રાજ્યના નવસારી મહાલથી તોડા ગીરાસ રોકડ હક મેળવે છે. રામબાજીને કોસાડી તથા કાટકુવા ગામ જાગીરમાં આપ્યા. આ ભોજબાજીના વંશજ તે આ ઇતિહાસના લેખકનું

કુટુંબ, અને રામબાજીના વંશજો વિસ્તૃત કુટુંબમાં હાલ પણ કોસાડી અને કાટકુવા ગામનો વહીવટ કરે છે.

ખેમબાજી પછી સોંદરબાજી કે સોણુબાજી અને વાઘબાજી થયા. વાઘબાજી નાની વયે ગાદી પર આવતાં રાજ્યકારભાર પ્રધાનોના હાથમાં રહ્યો. તે સમયે રાજદ્વારી કારણોને લઇ સુરતના અધિકારીઓ સાથે અણબનાવ થયો હતો. વાઘબાજી પછી તેમના કુંવર સબળસિંહજી માંડવીની ગાદી પર આવ્યા. એમનો સંવત ૧૬૯૭ નો ભટ્ટ કીકાને દરબાર તરફથી વર્ષાસનના રોકડા રૂ. ૫૦ મેહમુદી સિક્કાના મળતા તે ફેરવી બીજા—તે વખતના ચાલુ થએલા સિક્કાના રૂ. ૨૫ આપવા એવો લેખ મળી આવ્યો હતો. બીજો લેખ સંવત ૧૭૦૦ નો કરેલો મળ્યો હતો. જેમાં માંડવીના જોષી દાભટને બજાર ઉઘરાવવાનો હક આપ્યો હતો. આથી સિદ્ધ થાય છે કે સબળસિંહજીનો રાજ્યકાળ સંવત ૧૬૯૭–૧૭૦૦ ઇ. સ. ૧૬૪૧–૧૬૪૪ માં હતો, અને રાજ્યકારભાર સુયોગ્ય રીતે ચાલતો હતો. સબળસિંહજી શુરવીર રાજા હતા. તે સમયે સુરતથી દીલ્હીનાં મુગલ બાદશાહ શાહજહાં તરફ કેટલોક કિંમતી સામાન માંડવી રાજ્યની હદમાંથી પસાર થતો હતો તે રાજાએ લુંટી લીધો. આથી સુરતના નવાબે પોતાના પ્રધાન ભવાનીદાસ (ભગવાનદાસ)ને લશ્કર આપી માંડવી તાબે કરવા મોકલ્યો. માંડવી તાબે ઘોડસંબા અને અરેઠ ગામની મધ્યમાં આવેલી ટેકરી આગળ બંને લશ્કરનું યુદ્ધ થયું. તેમાં રાજાના સૈન્યના બે સરદારોએ ભવાનીદાસને તલવારના ઝટકાથી કાપી નાંખ્યો, તેથી નવાબનું લશ્કર નાસી ગયું. આ સ્થાનને લોકો 'ઝટકા ડુંગરી' નામથી ઓળખતા.

રાજા સબળસિંહજીનું અવસાન કયારે થયું તે હકીકત મળી આવતી નથી, પરંતુ સંવત ૧૬૯૯ માં હૈયાત હતા એ તે વર્ષનો લેખ પરોત જીવણરામ નારણજીને આંદપોર ગામ ગોરપદામાં આપ્યાનો

મળી આવ્યો હતો. સંવત ૧૭૧૫-ઇ. સ. ૧૬૫૯ પહેલાં સબળ-સિંહજી મૃત્યુ પામ્યા એ ચોક્કસ થાય છે. કારણ સબળસિંહજી પછી રાજા જેસિંહજી ગાદી પર આવ્યા, તેમણે ભટ દામટને સંવત ૧૭૧૫ માં કુંવરશ્રી વજેસિંહજી પહેલાના જન્મ નિમિત્તે રૂ. ૩૦ નો લેખ કરી આપ્યો હતો. રાજા સબળસિંહજીનો સિક્કો 'શ્રી રામસત મહારાણા શ્રી સબળસંઘજી વાઘબાજી' એ પ્રમાણે હતો. રાજા જેસિંહજીનો સિક્કો 'શ્રી રામસત મહારાણા શ્રી જેસંઘદેવજી સબળસંઘજી' એમ હતો. રાજા જેસિંહજી પછી તેમના કુંવર વજેસિંહજી, મોટા અથવા પહેલા ગાદી પર આવ્યા. એમના સમયનો સંવત ૧૭૪૭-ઈ. સ. ૧૬૯૧ નો લેખ મળ્યો હતો. રાજા વજેસિંહજીને શાહુ રાજાના સરદાર અમૃતરાવ સાથે ઇ. સ. ૧૭૦૬ માં યુદ્ધ થયું હતું. તેનું કારણ એ કે ઉત્તરગુજરાતનો પ્રદેશ જીતવા માટે શાહુ રાજાએ પોતાના સરદાર અમૃતરાવને મોટા લશ્કર સાથે મોકલ્યો હતો. અમૃતરાવના ત્રાસથી સુરતની આજુબાજુના સરદારો માંડવીના રાજાના આશ્રયે આવી રહ્યા, તેથી રાજા વજેસિંહજીને દોષિત ઠરાવી યુદ્ધ કર્યું હતું. આમાં અમૃતરાવની હાર થઇ હતી. ઈ. સ. ૧૭૦૭ માં બળવાન લશ્કર લઈ અમૃતરાવ ફરીથી માંડવી પર ચઢી આવ્યો. આ વખતે બળવાન લશ્કર આગળ રાજા વજેસિંહજીને શરણે જવાની ફરજ પડી, અને પેશ્વાના દરબારમાં પોતાના ખર્ચે ૬૦ ઘોડેસવાર રાખવાની કબુલત આપવી પડી. પાછળથી ઈ. સ. ૧૭૦૭ માં રાજા વજેસિંહને દગાથી પકડી મારી નાખ્યા. રાજા વજેસિંહના પટરાણી ચંદ્રકુંવરીએ પોતાના પુત્ર બાળરાજા દુર્જનસિંહ પહેલા, નાની ઉમરના હોઇ રાજ્યકારભાર રાજમાતાના હકથી તથા કુંવરશ્રીના વાલી તરીકે રહી ચલાવ્યો હતો-સંવત ૧૭૬૩. ઇ. સ. ૧૭૦૭ માં પૈરોત ભૂલાને રાજા વજેસિંહની ઉત્તરક્રિયા બાબત કડોદમાં જમીન આપેલી તે લેખથી રાજ્યાધિકાર સાબીત.

થાય છે. રાણીનો સિક્કો ' શ્રી રામ સતશ્રી શ્રી ચંદ્રકુંવરજી ' એમ હતો. રાજા દુર્જનસિંહજી ઉમરલાયક થતાં સુધી કારામેરાના ઠાકોર વીરમસિંહે તેમની સંભાળ રાખી-રાણીને રાજ્યવહીવટમાં કિંમતી સલાહ આપી હતી.

રાજા દુર્જનસિંહજી-પહેલાની ઉત્પતિ વિષે જાતજાતની વિચિત્ર વાતો કહેવાય છે. રાજા વજેસિંહજીને સંતાન ન હોવાથી તેમણે હર્ષદ દેવીની આરાધના કરી વરદાન મેળવી પુત્ર પ્રાપ્ત કર્યો હતો. એમ પણ કહેવાતું કે કોઇ સાધુ પુરૂષના આશિર્વચનથી પુત્ર થયો હતો. ગમે તેમ, પરંતુ આ બાળકના ગાદી પરના હક માટે રાજા વજેસિંહે મરાઠા રાજા રાજારામ પંત પાસે પરવાનગી માગી હતી, અને તેમના મુખ્ય પ્રધાન માધવરાવ બલ્લાળે દત્તક લેવાની મંજુરી આપી હતી. રાજા વજેસિંહ દુર્જનસિંહ જે દુલાના નામથી પણ ઓળખાતા તેને ગાદીના ઉત્તરાધિકારી નીમવાથી રાજકુટુમ્બીઓ, ગીરાસિયા ઠાકોરો તથા રાજપુતોના મન દુભાયા, અને અસંતોષ ફેલાયો, પરંતુ રાજા વજેસિંહજીની હયાતીમાં કોઇ કાંઈ કરી શક્યું નહિ. રાજા વજેસિંહના અવસાન પછી દુર્જનસિંહને ગાદીના વારસ માન્યા નહિ, અને સ્વ. રાજા વજેસિંહના સાના બાપ માંડવાના ઠાકોર તથા કારામેરાના ઠાકોર વીરમસિંહ ( જે આગળ જતાં બાળરાજા દુર્જનસિંહના રક્ષક થઇ રહ્યા. ) તથા અન્ય ગીરાસિયા રજપુતોએ પોત પોતાનું લશ્કર લઇ દુર્જનસિંહને પદભ્રષ્ટ કરવા માંડવી તરફ કુચ કરી. આ બાબત રાણીને ખબર પડતાં પોતાના પુત્ર બાળરાજા દુર્જનસિંહ તથા વિશ્વાસુ નોકર સાથે તે રાતના માંડવીથી નાસરણા ગામે જવા નિકળી પડયા. સવાર થતાં વરેકાંઠા ગામમાં આવ્યા, અને જે લશ્કરથી પોતે દૂર નાસતા હતા તેને સામેજ પડાવ નાખેલું તેમણે જોયું. આથી રાણી ગભરાઈ ગયા, અને નાસવા વિચાર કરતા હતા ત્યાં સામે એક તેજસ્વી પુરૂષ પોતાના તરફ આવતો જોયો.

રાણી હતાશ થઇ રડી પડયા અને શરણુ માગ્યુ એ તેજસ્વી પુરૂષ બીજો કોઇ નહિ, પણ કારામેરાનો ઠાકોર વીરમસિંહ હતો તે સવારમા ફરતા ફરતા ત્યા આવેલો, અને એક નિર્બળ ગભરાયલી સ્ત્રીને જોઇને તેને રક્ષણ આપનાનુ વચન તેણે આપ્યુ. રાણીએ પોતાની સર્વ વિતક કહી સભળાવી આ સાભળીને વીરમસિંહ આશ્ચર્ય પામ્યો રાજપુત હોઇ રક્ષણનું વચન આપેલુ હોવાથી તેને બીજો વિચાર કરવાનો હોય જ નહિ. રાણીને આશ્વાસન આપી તેણે અભયવચન આપ્યુ કે બાળકનુ પોતે હરેક રીતે રક્ષણ કરશે રાણી તથા નોકરને ત્યાજ બેસાડી બાળકને લઇ વીરમસિંહ પોતાની છાવણીમા આવ્યો નિત્યકર્મથી પરવારી ઠાકોરો તથા અન્ય-રાજપુતો કસુબા પાણી માટે એકઠા થઇ બેઠા હતા વીરમસિંહે બાળકને પોતાના સાથીદાર ઠાકોરના ખોળામા મુક્યો, અને કહ્યુ કે જેને માટે આપણે આટલા બધા એકઠા થઇ લડના જઇએ છીએ તે બાળક આજ છે, એને મારો કે જીવાડો કાન્તીવાન તથા મીઠા કાલા કાલા વચન બોલતા તેજસ્વી બાળકને જોઇ સર્વ એની તરફ આકર્ષાયા, અને કેટલાકે તરત જીવતદાન આપવાનુ દર્શાવ્યુ. પરતુ કેટલાક એવા મતના હતા કે બાળક ગમે તેવો પણ દુસ્મન હતો, એટલે એનો નાશ જ કરવો જોઇએ આ સાભળતા જ વીર વીરમસિંહે બાળકને લઈ લીધો, પોતાના લશ્કરને સજ્જ થના હુકમ આપ્યો, અને સર્વને ઉદ્દેશીને કહ્યુ કે આ બાળકનુ રક્ષણ કરવાનુ મે વચન આપ્યુ છે હુ મારો ધર્મ બજાવીશ આવી જાઓ જેને સ્હામુ લડના આવવુ હોય તે! આ સાભળી બધા સ્તબ્ધ થઈ ગયા, અને વીરમસિંહ પોતાના લશ્કર સાથે ચાલી નિકળ્યો રાણીને લઇ માડવી આવી બાળકને તે ગાદી પર બેસાડયા અને તેમની દુવાઇ ફેરવી પોતે રાજરક્ષક થઇ રહ્યા આથી માડવાના ઠાકોર તથા રાજપુત ગીરાસિયાઓ હિંમત હારી પોતપોતાના વતન પાછા ફર્યા વીરમસિંહ તથા રાણીજીએ દસગા-

નષ્ટ નહીનટ કર્યો, અને દુર્જનસિંહજી ઉમર લાયક થતા તેને રાજ્ય-ગાદી સોંપી વીરમસિંહ પોતાના વતન હાંગમેરા જઇ રહ્યા

દુર્જનસિંહજીએ માડવી શહેરની વસ્તી વધારી તેને ખુબ આબાદ કર્યું, અને તેની સુવાસ ચારે તરફ પ્રસરી આ રાજ્ય સ્વતંત્ર હોઇ તેને ખડીયુ કરવા શાહુ રાજા તરફથી તેમના સરદાર દામાજીરાવ ગાયકવાડે ઇ સ ૧૭૧૨ મા રાજ્ય પર ચઢાઇ કરી. બૌધાન આગળ યુદ્ધ થયુ, તેમા ગાયકવાડનુ લશ્કર હારી પાછુ ગયું હારથી નિરાશ ન થતા બળવાન લશ્કર લઇને ગાયકવાડ ફરી યુદ્ધ કરવા આવતા ધરમપુર ( માડવી તાલુકાનુ ગામ ) આગળ લડાઇ થઇ અહીંયા પણ ગાયકવાડને હાર કબુલ કરવી પડી આથી ગાયકવાડે વારવાર હુમલા ચાલુ રાખ્યા ઇ સ ૧૭૩૦ મા પીલાજીરાવ ગાયકવાડે માડવી પર હલ્લો કર્યો, પરતુ હારી પાછા જવુ પડ્યુ આમ વારવાર હાર ખાતા ઇ સ ૧૭૩૧ મા પીલાજીરાવ ગાયકવાડ રાજ્ય જીતવાનો નિશ્ચય કરી મોટા બળવાન લશ્કર સહિત ચઢી આવતા રાજ્યના સૈન્યનો ઘણો સહાર થઇ ગયો ઉપરા ઉપરી લડાઇઓ લડતા સખ્યા ઘણી ઓછી થઇ ગઇ, અને છેવટે ગાયકવાડનુ લશ્કર માડવી નજીક આવતા કિલ્લામાથી રાજાને નાસવુ પડયુ. જે રસ્તાથી રાજા નાઠા તેને આજે પણ ' નાઠા બારી ' નામથી લોકો ઓળખે છે રાજા દુર્જનસિંહજી સિંધવાઇના જગલમા સતાઇ રહ્યા અને ત્યાથી નાંદોદ, ( હાલનુ રાજપીપના )ના રાજાની મદદ માગી, પરતુ બળવાન ગાયકવાડ સાથે દુશ્મનાવટ ન કરવાના હેતુથી સહાય મળી નહિ આથી નિરાશ થઇ રાજા પોતાના વિશ્વાસુ સ્વારો સાથે સુરતના નવાબ તેગબેગખાન પાસે જઇ રહ્યા પહેલાના નવાબો વખતે માડવીના રાજાઓને ખાઇક તકરારો થએલી, પરતુ તે ભુલી જઈ નવાબે રાજાને માનથી આશ્રય આપ્યો રાજા દુર્જનસિંહજી સુરતનાં રામપરામા પોતાના ૩૦૦-૪૦૦ વિશ્વાસુ સ્વારો સાથે એક વર્ષ સુધી રહ્યા

હિંદુ તહેવારને દિવસે તાપી નદીએ સ્નાન કરવા જતાં રાજાના રાજપુત સ્વારોએ મુસલમાન ખાટકીને ગાય મારવાની તૈયારીમાં જોયો. આ જોઇ તેમનાં મન દુભાયાં, અને ખાટકીને તહેવારને દિવસે ગાય ન મારવા સમજાવ્યો, તથા જો તે ગાય ન મારે તો તેને રૂ. ૧૦૦ આપવા તેઓ કબુલ થયા. પરંતુ ખાટકીએ તેમનું ન સાંભળતાં ગાયને મારી નાંખી. આથી સ્વારોએ ઝનુને ભરાઇ ખાટકીને તલવારથી મારી નાંખ્યો, અને પોતાના રાજાને હકીકતથી વાકેફ કરી ઇનામ મેળવ્યું. ખાટકીના કુટુમ્બીઓએ નવાબ પાસે જઇ ફરિયાદ કરી. નવાબ આ બનાવ સાંભળી ક્રોધે ભરાયો, અને સ્વારો તથા રાજાને પકડવાનો હુકમ કર્યો. નવાબના હુકમનો અમલ થાય તે પહેલાં રાજા દુર્જનસિંહજીને આ બાબતની ખબર પડી, તેથી પોતાના સ્વારો સજ્જ કરી એકાએક બુરાનપુરી ભાગોળ પર થઇ નાણાવટમાં છાપો મારી ખરા બપોરે ૨૧ લાખ રૂપિયાની લુંટ કરી તાપી નદીના કિનારા તરફ ચાલ્યા ગયા. જે દરવાજાથી રાજા નીકળી ગયા ત્યાં બાંધેલા ઓવારાને 'રાજા ઓવારો' કહેતા.

રાજા દુર્જનસિંહજી પારડી, (બાલડા પારડી) પહોંચ્યા, અને પેશ્વા બાજીરાવ સરકારને પોતાની હકીકત કહેવડાવી ત્યાં રહેવાની મંજુરી માગી. તે મળતાં રાજા પોતાના કુટુંબીઓ તથા રક્ષકોને લાં મુકી ચુનંદા ૧૫૦ સ્વારો લઇ પુના ગયા, અને ત્યાં એક વાડામાં રહ્યા; જે પાછળથી રાજવાડો કહેવાતો. રાજા તથા સ્વારોને પુના શહેરમાં હરવા ફરવાની સંપૂર્ણ છુટ હતી. રાજાના સ્વારોએ એક સવારે પેશ્વાના સ્વારોને તેમના ઘોડાઓને કેટલીક તાલીમ આપતા જોયા. આ જોઈ તપાસ કરતાં માલમ પડયું કે પેશ્વાના કોઈ શુભ પ્રસંગ માટે અશ્વલીલાનો કાર્યક્રમ હોઈ તે માટેની તૈયારીઓ ચતી હતી. રાજાના સ્વારોને શુભ અવસર પર હરીફાઈ કરી જય પામવાની ઇચ્છા થઈ, અને રાજાબહાદુરની પરવાનગી મેળવી

પોતાના ઘોડાઓને ચઢતા દરજ્જાની તાલીમ આપવા માંડી. યોગ્ય દિવસે પેશ્વા સરકારની હાજરીમા અશ્વલીલામા રાજાના સ્વારોએ પણ ભાગ લીધો, અને પોતાની કાર્યકુશળતાથી સર્વને આશ્ચર્ય પમાડ્યા પેશ્વા સરકાર ઘણા રાજી થયા, અને તપાસ કરાવતા ખબર પડી કે એ માંડવીના રાજાના સ્વારો હતા, તેથી રાજાબહાદુરને તથા સ્વારોને દરબારમા આમંત્રણ કરી બોલાવ્યા, અને સારૂ માન આપ્યુ, અને સ્વારોને રૂ ૩૦૦ ની શાલ તથા કડાનો સીરપાવ આપ્યો દરબાર બરખાસ્ત થયા પછી એક નજીવા બનાવથી કેટલાક અદેખાઓએ રાજાનુ અપમાન કરવા ધાર્યુ , પરંતુ તેમા તેઓ નિષ્ફળ ગયા વાત એમ બની હતી કે દરબારમા રાજાના અંગત સ્વારને પીશાબની હાજત થઈ પરંતુ પોતાના સ્વામીને છોડી બહાર જવાનુ તેણે અનુચિત ધાર્યુ પીશાબ કર્યા વગર છુટકો ન હોવાથી ઈનામ મા આપેલી શાલમા તેણે પીશાબ કર્યો દરબાર બરખાસ્ત થયા પછી સાલને દરવાજા બહાર ફેકી દીધી આ હકીકત પેશ્વાને પહોચી, અને પોતાનુ અપમાન થએનુ સમજી રાજા તથા સ્વારને પાછા બોલાવ્યા ત્યારે સત્ય હકીકત કહી. એની સ્વામીભક્તિ જોઈ પેશ્વા ખુશ થયા, અને પોતાની પાસે આવા સ્વામિભક્ત માણસો રાખવાની ઈચ્છા બતાવી રાજા પાસેથી યોગ્ય બદલો આપીને પેશ્વાએ પાચ માણસો માગી લીધા રાજા દુર્જનસિંહ પાસે ફક્ત ચુનંદા ૧૫૦ સ્વારો જ હતા, તેમાથી પાચ સ્વારો આપતા તેનુ મન ઘણુ કચવાયુ, પરંતુ પેશ્વાની ઈચ્છાને આધીન થવુ પડ્યુ પેશ્વા સરકાર વારંવાર દુર્જનસિંહજીને દરબારમા બોલાવતા, અને બહુમાન આપતા એ સમયે પેશ્વા વસાઇનો કિલ્લો પોર્ચુગીઝ ફીરંગીઓ પાસેથી જીતવા પ્રયાસ કરતા હતા, પરંતુ ૧૨૦૦૦ પોતાનુ સૈનિકોનુ લશ્કર હોવા છતા કિલ્લો સર કરવામા તે ફાવ્યુ નહિ એ સમાચાર સાંભળીને તેને ઘણો ખેદ થયો, અને પોતાના સરદારોમા યોગ્ય પાણી નથી એમ

કહેતાં કોઇ ખારીલા દરબારીએ માંડવીના રાજા દુર્જનસિંહજીને કિલ્લો સર કરવા મોકલવાનું સુચવ્યું. પેશ્વાએ માંડવીના રાજાની બહાદુરી વિષે પહેલાં પણ ઘણું સાંભળ્યું હતું, તેથી રાજાબહાદુરને બોલાવી બહુમાન આપી મીઠા વચનો તથા રાજાની બહાદુરીના વખાણ કરી વસઇના કિલ્લા પર જોઇતા લશ્કર સાથે ચઢાઈ કરવા આજ્ઞા કરી. રાજાબહાદુરે ઘણા ઉમંગથી પેશ્વાની આજ્ઞા સ્વીકારી, અને પોતાના બાહુબળથી જ કિલ્લો જીતી આપવાનું વચન આપી પોતાના શૂરા સૈનિકો સાથે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ૧૫૦ સ્વારોમાંથી પાંચ સ્વારો જે પેશ્વાને આપેલા તે પાછા માંગ્યા, અને તુરત કુચ કરવાની આજ્ઞા માંગી વસઇ તરફ રવાના થયા. નિકળતાં પહેલાં જોષીને પુછતાં તેણે જણાવેલું કે રાજાનો જય થશે, પરન્તુ તેમાં છત્ર ધરાવતા રાજાનું મૃત્યુ થશે. રાજા ફક્ત વિજયનો જ વિચાર કરતાં પુનેથી વસઇ તરફ કુચ કરતાં માર્ગમાં વસઇનો એક વેપારી વાણિયો મળ્યો, જેણે પોતાની આપવિતિ કહી. વાણિયાની દેખાવડી સ્ત્રીને કોઈ ફીરંગી લશ્કરનો અધિકારી ઉઠાવી લઇ ગએલો, વાણિયાની ઘણી આજીજી છતાં તેને સ્ત્રી પાછી ન મળી, છેવટે જુલ્મથી કંટાળી તે વાણિયો પેશ્વાને અરજ કરવા તથા સહાય માંગવા પુને જતો હતો. રાજાને તેણે જણાવ્યું કે પેશ્વાનું લશ્કર વારંવાર કિલ્લા પર હુમલો કરતું હતું, પરંતુ રસ્તાની માહિતી બરાબર નહિ હોવાથી નિષ્ફળતા મળતી હતી. રાજાએ પોતાનો સંકલ્પ વાણિયાને કહ્યો, તેથી વાણિયો સાથે આવવા કબુલ થયો. એક દિવસ તેણે માહિતી આપી કે, હાલ સમય અનુકુળ છે, કારણ કે ફીરંગીઓ દારૂગોળો ખુટવાથી પોતાના દેશ, પોર્ટુગાલ તે લેવા ગયા છે, એટલે કિલ્લામાં બહુ થોડું લશ્કર છે. કિલ્લાના દરવાજા સવારના ખુલે છે, અને કાલે સવારે ભરતીના પાણી આવવાના નથી. (કિલ્લાની ચારે તરફ ખાઇઓ હોઈ તેમાં ભરતી આવે ત્યારે પુષ્કળ

પાણી ભરાઇ રહેતું, અને તેથી કિલ્લાની નજીક જવાતું પણ નહિ.) માટે એકદમ ધસારો કરી ચઢી જજો. વાણિયાની અનુભવની વાત રાજાએ બરાબર ધ્યાનથી સાંભળી, અને તેના કહેવા મુજબ બરાબર અનુકરણ કર્યું. જોષીએ કહેલી હકીકત ધ્યાનમાં લઈ રાજાએ પોતાના દસોંદી (રાજબારોટ)ને તેમના કુટુંબના ભરણપોષણનું વચન આપી પોતાનો રાજવી પોષાક, છત્ર વિગેરે આપી રાજ્યાધિકાર સોંપ્યો. પોતાના ૧૫૦ સ્વારોને યોગ્ય સંબોધન કરી રાજા બનેલા દસોંદીને આગળ કરી, પોતે પાછળ રહી, કિલ્લા પર પ્રચંડ વેગે ધસારો કર્યો, અને દરવાજામાં પ્રવેશતાં જ ફીરંગીઓની તલ્વારથી દસોંદીનું મૃત્યુ થયું. રાજા તથા સ્વારો આથી ક્રોધિત થઇ વેરની વસુલાત માટે બેવડા વેગે લડયા, અને કિલ્લા પર ચઢી પેશ્વાનો ભગવો ઝંડો તથા પોતાનું નિશાન ખડાં કર્યાં, ફીરંગીઓના લશ્કરનો નાશ કર્યો, અને કિલ્લો સ્વાધીન કર્યો. આ બનાવ ઇ. સ. ૧૭૩૯ માં થયો હતો. વસઇની આસપાસ પેશ્વાનું લશ્કર ઘેરો ઘાલી પડેલું તેમણે પેશ્વાનો ઝંડો જોઇ ચીમનાજી અપ્પાને સૂચવતાં તેઓ મોટું લશ્કર લઇ ધસી આવ્યા અને આસપાસના બાકી રહેલા ફીરંગીઓને શરણે આવવાની ફરજ પાડી. દસોંદીના મરણથી રાજાને આઘાત થયો, અને તેમના વારસોને ચોરઆંબા ગામ વંશપરંપરા જાગીરમાં આપ્યું.

વસઇની જીતના પ્રસંગે બાજીરાવ પેશ્વાએ પુનામાં મોટો દરબાર ભર્યો, અને રાજાની બહાદુરીના વખાણ કરી તેને કિંમતી પોષાક આપ્યો. રાજા દુર્જનસિંહજીએ સમય જોઇ પેશ્વા પાસે પોતાનું સંસ્થાન માંગ્યું. પેશ્વાએ એથી પણ વધુ માંગવાનું કહ્યું. પરંતુ રાજાએ સંતોષ માન્યો. પેશ્વા બાજીરાવે રાજાની માંગણી કબુલ રાખી, અને રાજાના કુટુંબને પારડી રાખ્યું હતું તે ગામ તથા બીજા ચાર ગામ એમ કુલ પાંચ ગામ બાલડા, પારડી, સુકેશ, સોંઢલવાડા અને ઉમરસાડી પોતાના તરફથી આપ્યા. ત્યારબાદ થોડો

વખત પુને રહી રાજા પારડી આવી કુટુંબ સાથે રહ્યા. ઇ. સ. ૧૭૩૧ થી ૧૭૪૨ સુધી માંડવી ગાયકવાડના તાબામાં રહ્યું. ઇ. સ. ૧૭૫૧ માં પેશ્વાના સરદાર સદાશિવરાવ ભાઉ તથા દામાજીરાવ ગાયકવાડ વચ્ચે કરેલ પરગણાના તરસાડી ગામે સુરત અઠ્ઠાવીસીની વહેંચણી થઇ તેમાં પેશ્વાએ માંડવી પોતાના હિસ્સામાં લઇ નિ. अ તથા ब માં જણાવ્યા પ્રમાણે પત્ર લખી રાજા દુર્જનસિંહને આપ્યું અને રાજા બહાદુર ઇ. સ. ૧૭૫૨ માં માંડવી આવી રહ્યા. આમ તેમણે પોતાના આપબળથી ગયેલું રાજ્ય પાછું મેળવ્યું, અને ફરી એકવાર માંડવીના મહીડાઓની આણ ફરતી થઇ. ગાયકવાડ સાથે દુર્જનસિંહે મીઠો સંબંધ નીભાવ્યો હતો તે ની. ड વાળા પત્રથી જણાય છે. રાજાએ આ સિવાયના તથા આસપાસના તેમજ બીજા ગામોમાં પોતાનો ગિરાસ હક્ક બેસાડયો હતો જે પેશ્વાએ કબુલ રાખ્યો હતો. એ ગિરાસ રૂ. ૮૯૦૦૦ નો તથા ગાયકવાડ પાસે રૂ. ૪૭૦૦૦ નો મળી કુલ ગીરાસ રૂ. ૧,૩૬૦૦૦ નો થતો હતો. ગિરાસ વિગેરે મળી રાજ્યના ગામ ૩૫૫ નીચે પ્રમાણે હતાઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| કંડોદના | ગામ | ૩૦ | ઓરપાડના | ગામ | ૩૪ |
| કામરેજના | ,, | ૨૩ | વેરાતા | ,, | ૨૫ |
| તેલાડી | ,, | ૧ | અંકલેશ્વર | ,, | ૧ |
| ચોર્યાસી | ,, | ૨ | મહુવા | ,, | ૫૨ |
| ખડકા | ,, | ૧૨ | બારડોલી | ,, | ૫૫ |
| બલેશ્વર | ,, | ૨૨ | મરોલી | ,, | ૫ |
| ધળા | ,, | ૧૩ | સુપા | ,, | ૬૪ |
| હાંસોટ | ,, | ૨ | માંડવી | ,, | ૧૨ |
| સચીણ | ,, | ૨ | | | |
| | | | | | ૨૪૮ |
| | | ૧૦૭ | | | ૧૦૭ |
| | | | | કુલ | ૩૫૫ |

પેશ્વા અને ગાયકવાડના જીતેલા પ્રદેશની વ્હેંચણી પુરી થયે વસઇની લડાઇ બાદ રાજા દુર્જનસિંહની બહાદુરીની કદર બદલ નીચે મુજબ સંધિ થઇ.

राजश्री दुर्जनसिंहजी वजेसिंहजी यी

ॐ सकल गुणालंकरण अखंडित राजमान स्वे ॥

माधवराव बल्लाळ प्रधान आशीर्वाद. उपर यथोल कुशळ जाणो. नस्वकीये कुशले लहित जो व विशेष खास स्वारी वसई पर झाली ते वेलेस तुह्मी बहुत तरवार करुन वसईचा किल्ला सरकारास तुह्मी सर करुन दीला. ते चाकरी तुह्मची निष्टेची पाहुन तुह्मास कैलासवासी वडीला लिहुन दीले असी के तुह्मचे मांढवी संस्थाना वर खडणी बाबत कोणी मुजाहीम होणार नाही, परतु तुह्मची पागा एक नेमणुक घोडा साटाची आह्मचे जवळ ठेवावी त्याचे खरचाचे करार मदारकी नीमे पागेचा खर्च आह्मी येथुन देउ, व नीमे खर्च तुह्मीं द्यावा. आजपेक्षा जास्ती तुह्मास खर्च लागु देणार नाही हे खातरजमा ठेउन पागा एक आह्मचे जवळ ठेवावी दुसरे तुह्मचे सस्थान वर राजास पुत्र नसला व दत्तपुत्र घेणा पडली तर सरकारात नजराणा रुपये ६०००० एक वर्ष घेउन तया राजास आह्मचे सरकारा तुन सीरपाव हस्ती एक व कडे व तोडा व मोत्याची माळा व शीरपेच व कलगी व तुरा व सेला व पागोटे व घोडा साजा सुद्धां या प्रमाणे तुह्मास सरकारातुन बहुमान देत जातील यांत शंशय नाहीं. दुसरे तुह्मास कोणी दायादार दुश्मन फीतुर उभे करतील तर त्यांची मददगारी सरकारा तुन करुन तुह्मची बरदास केली जाइल रवाना तारी १८

सावान सु. ते शाशोते तम आव अलफ बहुत कापली होणे है विनंति.

महोर.

ભાવાર્થ:

'રાજા દુર્જનસિંહજી વજેસિંહજી' જોગ—માધવરાવ બલ્લાળ પ્રધાનના આશીર્વાદ. વિશેષ વસઇ પર હુમલો કર્યો ત્યારે બહુ બહાદુરી બતાવીને તમે વસઇનો કિલ્લો સરકારને સર કરી દીધો તે તમારી નીષ્ટાભરી સેવાના બદલામાં કૈલાસવાસી વડીલે લખી આપ્યું છે કે તમારા માંડવી સંસ્થાન ઉપર ખંડણી માટે કંઇ તકાદો નહિ થાય, પરંતુ તમારી એક ઘોડેસ્વાર પાયગા અમારી પાસે રાખવી જોતું અડધું ખર્ચ અમે આપીશું અને અડધું તમારે આપવું. આજથી તમને વધારે ખર્ચ થવા દઇશું નહિં એની ખાત્રી રાખશો અને એક પાગા અમારી પાસે રાખશો. બીજું જો તમારા સંસ્થાન ઉપર રાજાને પુત્ર ન હોય અને દત્તકપુત્ર લેવો પડે તો સરકારમાં નજરાણાના રૂા. ૬૦૦૦૦ એક વર્ષમાં લઇને રાજાને અમારા સરકાર તરફથી સીરપાવ—એક હસ્તી, કડું અને તોડા અને મોતીની માળા તથા શીરપેચ, કલગી અને તોરો, સેલું અને પાઘડી તથા સાજ સાથે ઘોડો આપીને બહુમાન કરવામાં આવશે. બીજું કોઇ દાવાદાર દુશ્મન તમારી વિરૂદ્ધ ફીતુર ઉભું કરશે તો સરકાર તમને મદદ કરશે.'

રાજા દુર્જનસિંહજીના કારભારીઓ—સંવત ૧૭૭૬ માં કોડીઆ લીમજી, સંવત ૧૭૭૭ માં નાયજી મહીડા, સંવત ૧૮૦૪ માં આત્મારામ, અને સંવત ૧૮૦૮ માં સુખાનંદ હતા, જેમનું નામ રાજાના સિક્કાઓમાં પણ કોતરવામાં આવ્યું છે. સિક્કાઓમાં પણ સાત આઠ વખત ફેરફાર કરવામાં આવ્યો હતો. રાજા દુર્જનસિંહજીના વખતના નીચે મુજબના લેખો મળી આવ્યા હતા:—

(૧) સંવત ૧૭૬૩—કુંવરશ્રી ચંદ્રકુંવરજી તથા બારોટ ભીદાને

મહીયડગઢ, માડવીમાં હળ દીઠ એક માણું, આશરે પાંચશેર અનાજ લેવાનો હક આપ્યા બાબત.

( ૨ ) સંવત ૧૭૬૯—બીજા કુંવરી રામકુંવરની મરણક્રિયામાં પુરોહિતને ભરથાણામાં જમીન આપ્યા બાબત.

( ૩ ) સંવત ૧૭૭૦—વાંસદાના રાજા કિરતસિંહજી ઇ. સ. ૧૭૭૦ માં નિ:સંતાન ગુજરી જતાં રાજ્યગાદી માટે તકરાર ઉપસ્થિત થઇ. તેમાં બિસનપુરવાળા જોરાવરસિંહજીના વંશજ વીરસિંહ અને નહારસિંહ નામે બે ભાઇઓ ગાદીના હક માટે અંદરોઅંદર લડવા માંડયા. તેમાં વીરસિંહે માંડવીના રાજા દુર્જનસિંહ પહેલા પાસેથી રૂપીઆ ૫૦૦૦૦ ની મદદ લઇ પેશ્વા દરબારમાં પોતાના લાભમાં ફેંસલો કરાવ્યો અને ગાદી ઉપર બેઠા.

( ૪ ) સંવત ૧૭૭૪—રાજાના કુંવરી આશાકુંવરીની મરણક્રિયામાં પુરોહિતને જમીન આપ્યા બાબત.

( ૫ ) સંવત ૧૭૭૪—પરોત ભલાને ગિરાસવાળા ગામોમાં દાપાનો રૂ. ૧ કરી આપ્યા બાબત.

( ૬ ) સંવત ૧૭૭૪—બારોટ મીઠા કેશવને ખાતરદેવી ગામ બક્ષીસ આપ્યા બાબત.

( ૭ ) સંવત ૧૭૭૫—બારોટ કેવળરામ રણછોડદાસ તથા નાથા પરશુ ઓરપાડવાળાને મોઘલકુઇ ગામ વશંપરંપરા આપ્યા બાબત.

( ૮ ) સંવત ૧૭૭૭—વિવાહની દક્ષિણામાં જુનવાણુ ગામ પુરોહિત જગનેશ્વરને વંશપરંપરા બક્ષીસ આપ્યા બાબત—જેનો વહીવટ વેચાણના હકથી સુરતના કણબી બાલાભાઇ ગોપાળભાઇ કરતા.

(૯) સંવત ૧૭૭૮—કુંવરશ્રી ગંભીરસિંહજીના જન્મ પ્રસંગે જન્મોતરી બનાવી તે જોષી મકનજીને ગામ દેવગિરિ ધર્માદામાં વંશપરંપરા આપ્યું.

(૧૦) સંવત ૧૭૯૬—કુંવર શ્રી ગંભીરસિંહજીની મરણક્રિયામાં પુરોહિતને ફામરેજમાં જમીન આપ્યા બાબત.

(૧૧) સંવત ૧૮૧૭—ઉપાધ્યાય દયારામ જીવાને હવેલીના ખાત મુહુર્ત પૂજન પ્રસંગે કરવતી ગામ જાગીરમાં આપ્યા બાબત. ગામ ઉજ્જડ હોવાથી જોષીએ અરજ કરી તેથી રાજાએ તે ગામને બદલે અમલકુચની ગામ સંવત ૧૮૨૩ માં આપ્યું તે બાબત.

(૧૨) સંવત ૧૮૧૮—દુર્જનસિંહજીના રાણી શ્રી રતનકુંવરે પુરોહિતને કરી આપેલ લેખ.

(૧૩) સંવત ૧૮૨૭—ઉમરસાડી ગામ જોષીને મુહુર્ત જોવા બદલ જાગીરમાં આપ્યા બાબત.

રાજા દુર્જનસિંહજીએ સંવત ૧૭૬૩ થી સંવત ૧૮૨૮ ઈ. સ. ૧૬૦૭ થી ૧૭૭૨ સુધી ૬૫ વર્ષ રાજ કર્યું. માંડવી આ રાજાના વખતમાં આબાદ થયું, અને એની કીર્તિ પણ તેમણે પોતાના બાહુબળથી વધારી. માંડવીના રાજાઓમાં એમની બરાબરી કરે એવો રાજા થયો નથી. એમના સિક્કા નીચે મુજબ હતા:—

' શ્રી રામ માહારાણા શ્રી દુર્જનસંઘજી વજેસંઘજી ' તથા 'શ્રી રામસત મારાજાધિરાજ માહારાણા શ્રી દુર્જનસંઘજી વજેસંઘ'. રાણીનો સિક્કો–શ્રી શ્રી રામસત શ્રી શ્રી રતનકુંવરજી એમ હતો.

રાજા દુર્જનસિંહજી સંવત ૧૮૨૮, ઈ. સ. ૧૭૭૨ માં નિર્વંશ અવસાન પામતાં વાઘણાજીના પુરૂષવંશમાં પાંચમી પેઢીએ ભગવતસિંહજી ( ભગવાનસિંહ ) ગાદીએ આવ્યા. રાજા ભગવત-

સિંહજીએ સંવત ૧૮૨૮ માં પુરોહિત જેકૃષ્ણને ટીંબામાં જમીન રાજા દુર્જનસિંહજીની સરણકીયામાં ધર્માદા આપ્યાનો લેખ મળ્યો હતો. એમના સંવત ૧૮૨૮ થી ૧૮૩૩ સુધીના સિક્કા હાથ લાગ્યા હતા. આ રાજા પણ નિર્વંશ મરણ પામવાથી એમના રાણીએ ઈ. સ. ૧૭૭૮ માં શાહુરાજાના પ્રધાન માધવરાવ નારાયણની પરવાનગી લઇ, જેસિંહજીના પુરૂષવંશમાંની સીધી લીટીએ ચોથી પેઢીએ ગુમાનસિંહજીને દત્તક લીધા. રાજા ગુમાનસિંહજીના સંવત ૧૮૩૫ થી ૧૮૩૮ સુધીના લેખો મળ્યા હતા. સંવત ૧૮૩૬ ઇ. સ. ૧૭૮૦ માં પીપરિયા ગામ પોતાના વજીરની પુત્રી મોટી બ્હેનને દક્ષિણામાં આપ્યું હતું. એ ગામનો વહીવટ વજીરના વંશજો ઇ. સ. ૧૮૬૮ સુધી કરતા હતા. રાજા ગુમાનસિંહજીનો સિક્કો "શ્રી મહારાણા ગુમાનશીંઘજી રાણા માધવશીંઘજી" એમ હતો. રાજા ગુમાનસિંહજી પણ ઇ. સ. ૧૭૮૨ માં અપુત્ર મરણ પામવાથી, જેસિંહજીના પુરૂષવંશમાંની સીધી લીટીએ ચોથી પેઢીએ ખુશાલસિંહજી થયા, તેમના કુંવર નારબાજી અથવા દુર્જનસિંહજી બીજા અથવા નાના ઈ. સ. ૧૭૮૩ માં ગાદી પર આવ્યા. એમના સંવત ૧૮૪૦ થી ૧૮૭૧ સુધીના લેખો મળી આવ્યા હતા. સને ૧૮૦૨ માં વસઇની સંધિ પેશ્વા અને અંગ્રેજો વચ્ચે થતાં માંડવી રાજ્ય–જેને સંધિમાં ભુલથી નંદરી કે નુંદરી લખવામાં આવ્યું છે તે–અંગ્રેજોની હકુમતના હિસ્સામાં આવ્યું, અને રાજ્ય પર રૂ. ૬૫૦૦૦ ની ખંડણી બેસાડવામાં આવી. સાત વર્ષ રાજાએ તે ભરી નહિ, અને સને ૧૮૧૦ માં અંગ્રેજ સરકારે રૂ. ૨૫૦૦૦ લેવા પણ કબુલ કર્યું હતું. તે સમયે તા. ૫ જાનેવારી ૧૮૧૦ ના ગેબ દીન અથવા ધર્મયુદ્ધ કહી મુસલમાનોએ મીર અબદુલ રેહમાન અથવા મીર સાહેબની સરદારી નીચે બળવો કર્યો હતો. બૌધાન ગામમાં મીર અબદુલ રહેમાને ઘણા ગામના કાળિકા માતાના દેવળમાંથી દાટેલા નાણાં

કાઢી લાવી એક મોટી મસ્જીદ બાંધવી શરૂ કરી. તેજ સમયે બૌધાનમાં રાજા તરફથી એક ઓવારો બંધાતો હતો. આ બંને કામમાં કેળવેલા ચુનાની તાણ પડી. એક તરફે રાજ્યનો હુકમ થયો. બીજી બાજુ ધર્મના નામે મીર અબદુલે ચુનાની માંગણી કરી. રાજ્યના નોકરોએ સત્તા વાપરી અને મારામારી કરી, તેથી મીર અબદુલે મુસલમાનોને ભેગા કરી જાહેર કર્યું કે મસ્જીદના કામમાં રાજ્ય દખલ કરે છે તેથી આપણા ધર્મનું અપમાન થયું છે, માટે રાજ્યના નોકરોને મારો અને દીન જગાવો. આથી વ્હોરાઓએ ઉશ્કેરાઇ જઈ બૌધાનમાં લુંટફાટ કરી, રાજાના અધિકારીઓને તથા સિપાઇઓને માર્યા, લોકોને વટાળ્યા, અને તેઓ માંડવી પર હલ્લો કરવા નિકળી પડયા. રાજાને આ બાબત ખબર પડતાં પોતાના પ્રધાન સુખાનંદને બોલાવી વ્હોરાઓને સમજાવી પાછા કાઢવાની તેઓ વાતચિત કરતા હતા ત્યાં તો હાસમ ગાંજરા અને અરમાલજી બાંગાની સરદારી નીચે ૭૦૦૦ વ્હોરાઓ માંડવીમાં દાખલ થઈ ગયા. સુખાનંદ વ્હોરાઓને સમજાવવા સામા ગયા ત્યાં બાઇનો હસન નામના ધળાના વ્હોરાએ એમને દગાથી મારી નાખ્યા. આથી પ્રધાન સાથે આવેલા સિપાઇયો નાસી ગયા, અને રાજાને હકીકતની ખબર આપી. વ્હોરાઓ મોટા પ્રમાણમાં ટોળાથી બંડખોરો કિલ્લામાં એકદમ ધસી આવ્યા. તેથી રાજા તથા વિદ્યાનંદ ( સુખાનંદનો પુત્ર ) પોતાના કુટુંબસહિત મોટા વહાણો સાથે હોડીમાં બેસી રતનિયે ગયા. બીજે દિવસે વ્હોરાઓ રતનિયે ગયા, અને ત્યાં રાજાને નજરકેદ કર્યો. વિદ્યાનંદ તથા ગોંડ [illegible] જઇ સુરત મદદ મેળવવા ગયા. તે દરમિયાન વ્હોરાઓ રાજાને માંડવી કે બૌધાન લઇ ગયા. ( પારડી ગયા એમ પણ કહે છે ) ત્યાર બાદ માંડવીમાં લુંટ ચલાવી, અનેક [illegible] કરી, [illegible] શહેર સર કરવાનો વ્હોરાઓએ મનસૂબો કર્યો. [illegible]

તથા કાજીને આ બાબત ખબર આપી સાથ આપવા કહ્યું, અને કલેક્ટર મી. ફ્રોને પણ ધમકી આપી કે સર્વેએ ઇસલામી ધર્મ કબુલ કરવો, નહિ તો સુરત શહેર છોડી જતા રહેવું. એ જ સમયે રતનિયેથી નિકળેલા રાજાના દિવાન વિદ્યાનંદ તથા રાજાના વકીલ ધનજીશાહ મી. ફ્રોને મળ્યા, અને હકીકતની જાણ કરી. મી. ફ્રોએ સઘળી હકીકત સાંભળી. બાદ સરકારના લશ્કરની મદદ આપવા માટે બદલામાં રકમ માંગી, અને નીચે મુજબ કરાર થયાઃ—

' સ્વસ્તિ શ્રી સુરત મધ્યે ઓનરેબલ કંપની બહાદૂરના સરદાર નાથન ફ્રી એરકવાયર, પ્રતે માંડવીના રાજા દુર્જનસિંહ તરફથી લખતંગ મહેતા નિત્યાનંદજી સુખાનંદજી તથા વિદ્યાનંદજી સુખાનંદજી તથા શિવાનંદજી આત્મારામજીના સલામ,

વિશેષ જણાવવા હાંસલ કે બૌધાનનો રહેનાર ફકીર અબદુલ રહેમાન મુસલમાની ધર્મની ઝનૂન પેદા કરી બળવાની ઉશ્કેરણી કરે છે, અને આજુબાજુના પ્રગણામાંથી મુસલમાન, વહોરા. વગેરેને એકઠા કરે છે. તેણે ઇસ્લામનો વાવટો ચઢાવી માંડવીનો કબજો લીધો છે, તેણે અમારા અને રૈયતના ઘરો બાળી નાંખ્યા છે, અને રાજાના ખજાનામાંથી લાખો રૂપિયા લૂંટી લીધા છે. રૈયતના ઘરેણાં તથા રોકડ મળી લાખો રૂપિયાની લુંટ કરી છે. ટુંકામાં મુસલમાનોએ અન્યાયથી અમારૂં પરગણું છીનવી લીધું છે. અમારા લશ્કરમાં તેના ધર્મના જે લોક હતા તે લોકો આ ધર્મઝનૂનીઓ સાથે મળી ગયા છે, તથા રાજા પોતે પ્રતિબંધમાં છે. સદરહુ માટે અમે તમારી દોસ્તીમાં દાખલ થઇ કરાર કરી માંગીએ છીએ કે ઓનરેબલ કંપનીના લશ્કરની એક ટુકડી મોકલી માંડવીનો કબજો પાછો લઇ અમારૂં રાજ્ય સ્થાપન કરાવી આપવા, મહેરબાની કરશો. એ લશ્કર મોકલવામાં જે ખર્ચ થશે તે, અમને કબજો મળ્યા પછી, અમે આપીશું. જો આ ખર્ચ આપવાનો સંતોષકારક જવાબ અમે

ન આપીએ, તો અમારા રાજ્યનું વસુલ તેને માટે જવાબદાર થશે. ઉપર પ્રમાણે ખર્ચ આપીશું તથા તે સિવાય આ કામમાં આપને તરફી પડશે તેના બદલામાં, માંડવી પ્રગણાની પેદાશમાંથી તથા પારડી પ્રગણાનાં પાંચ ગામ પારડી, ઉદવાડા, કોલક, બાલદા અને સુકેશની પેદાશમાંથી તથા જગીરી ગામોની પેદાશમાંથી જેટલી ઉપજ અમને મળે છે તેમાંથી દર રૂપિયે છ આની હિસ્સો અમે ઓનરેબલ કંપનીને કરી આપીએ છીએ. છ આની જતાં બાકીનો દશ આની હિસ્સો રાજાને રહેશે. આ પ્રમાણે પડેલા ભાગો હંમેશ કાયમ રહેશે. અમે આશા રાખીએ છીએ કે, કંપની બહાદૂર અમારી વઝારત પોતાના રક્ષણ હેઠળ લેશે, અને ભવિષ્યમાં રાજાને પોતાના રાજ્યમાં કાયમ રાખશે. વધારે બંદોબસ્ત માટે ૨૫ સિપાઈની એક ટુકડી માંડવીમાં રાખવી જોઈએ એમ અમારી માગણી છે. તેનો ખર્ચ પણ અમે આપીશું. આ લખાણ અમે અમારી સહીઓ કરી આપને આપ્યું છે.

મિતિ પોષ શુદ ૧૪ ગુરૂવાર સંવત ૧૮૬૬ તા. ૧૭–૧૮ જાન્યુઆરી ઈ. સ. ૧૮૧૦.

સહી. રાજા દુર્જનસિંગ. '

ઉપર પ્રમાણે વિદ્યાનંદે કબુલત આપવાથી મી. ટોએ કરનલ ડ્રાયની સલાહ લઇ એકદમ ફકીર અબ્દુલ રેહમાનને પકડવા રાતો–રાત રોયલ ગ્રેનેડિયરની બે ટૂકડી સાથે ધળા માર્ગે કૂચ કરી અને બોધાન ગામને ઘેરો ઘાલીને સવારમાં વધુ પાયદળ લશ્કર આવી પહોંચે ત્યાં સુધી રહેવા હુકમ કર્યો. ઉપરાંત પાછળ ૫૬ મી પલટણની પાયદળ ટુકડીને કેપ્ટન કનીંગહામની સરદારી નીચે સામે કાંઠે ગંગાનેશ્વરને માર્ગે આવવાનું કહ્યું. સાથે દેશી–બ્રીટીશ રાજ્યતંત્રી રાજાના વકીલ ધનગઝા બહેરેમંદખાંને પણ લેવામાં આવ્યા. બીજે દિવસે સવારના તા. ૧૯ મી જાનેવારી ૧૮૧૦ ના રો . . . .

લશ્કર આવે છે એમ વહોરાઓને ખબર પડતાં તેઓ ઝનુનથી લડવા સામા ગયા, અને ઉમરા કોતરડી આગળ બન્નેનો ભેટો થયો. કેપ્ટને અબ્દુલ રહેમાનને શરણે આવવા કહ્યું, અને તેને મળવા ધનજીશાને મોકલ્યા. પરંતુ ધર્મઝનુનીઓએ ધનજીશા તથા તેમની સાથેના બ્રિજલાલ ભાડેલાને મારી નાખ્યા. આથી અંગ્રેજ સરદારે ગુસ્સે થઈ તરત જ ઘોડેસ્વારોની ટુકડી લઈ હુમલો કર્યો, અને એટલામાં પાયદળ લશ્કર પણ આવી લાગતાં વહોરાઓ જીવ લઈને નાઠા. આ લડાઇમાં પુષ્કળ બળવાખોરો માર્યા ગયા. મુખ્ય બળવાખોર અબ્દુલ રહેમાન તથા પચાસેક અનુયાયીઓ નાસીને એક લુહારની ઝુંપડીમાં સંતાએલા હતા તેમને અંગ્રેજોએ બહાર કાઢી કતલ કર્યો. ત્યારપછી જનરલ આબેરક્રોમ્બી સાહેબ ૫૬ મી રેજીમેન્ટ લઇ તા. ૨૫-૧-૧૮૧૦ ના રોજ માંડવી ગયા. લશ્કર આવવાની ખબર સાંભળી બાંગા અને માંજરા માંડવી છોડી નાસી કઠોર ગયા. કઠોરના હાકેમે તેમને પકડી માંડવી પાછા મોકલ્યા, જ્યાં તેમને દેહાંતદંડની શિક્ષા મળી. બીજો એક બંડખોર ઇસપજી બોધાનથી ઉંટો ઉપર પુષ્કળ ધન લાદીને તેના સાત સાથીદારો સાથે નાંદોદ (હાલનું રાજપીપલા) પરગણાના સહેવાસી ગામ વાડીઆમાં પોતાના મિત્ર રાયસિંગ પાસે ગયો. રાયસિંગે આ અધર્મીને પકડી માંડવી મોકલ્યો. જ્યાં તે આઠેય બંડખોરોને તોપને મોઢે બાંધી ઉડાવી દેવામાં આવ્યા. રાજા દુર્જનસિંહજીને તા. ૨૮-૪-૧૮૧૦ ના દીવસે કંપની સરકારે માંડવીની ગાદી સુપ્રત કરી. બે માસમાં અંધાધુંધીના સમયમાં લોકો બહુ હેરાન થયા, અને ત્રાસથી બહારગામ જઇ વસ્યા. રાજાએ વૈરભાવથી બોધાનની મસજીદ તોપોથી ઉડાવી દીધી. ત્યારપછી લોકોમાં વિશ્વાસ આવતાં ઉજ્જડ ગામો વગેરે પાછા ભરાવા માંડયા.

રાજા દુર્જનસિંહે કંપની બહાદુરને રાજ્યની કુલ આવકનો ૭ આની હિસ્સો આપવા કબુલ કર્યું હતું, પરંતુ તે બહુ ભારે પડે

એમ હોવાથી રૂ. ૧૦૦૦૦ વાર્ષિક ખંડણી આપવાનું નક્કી કરવામાં આવ્યું, જે બાબતનો કરાર નીચે મુજબ થયો હતોઃ—

' સરકાર ઓનરેબલ કંપની બહાદુરના નાથન ક્રો એસ્કવાયર સુરતના સરદાર, માંડવીના રાજા દુર્જનસિંહ તરફથી અમે વજીર નિત્યાનંદજી સુખાનંદજી, તથા વિદ્યાનંદજી સુખાનંદજી તથા મહેતા શિવાનંદજી આત્મારામ લખી આપીએ છીએ કે માંડવી પરગણું તથા કિલ્લે પારડીના પાંચ ગામોની કુલ ઉપજમાંથી દર રૂપિયે ૭ આની આપવાનો કરાર અમે કરી આપ્યો છે, જેના ઉપર તારીખ ૧૭-૧૮ જાનેવારી સને ૧૮૧૦ ની તારીખ છે, ને જે તારીખ પોષ સુદ ૧૩ સંવત ૧૮૬૬ ને મળતી છે, પેશ્વાનો જે ભાગ હતો તે સાથે આપનો ૭ આની ભાગ જે ઓનરેબલ કંપનીને તેમના ચોપડામાં દાખલ કરી આપી દેવામાં આવ્યો છે એના બદલામાં અમે રૂ. ૧૦,૦૦૦નો આંકડો મુકરર કરીએ છીએ, જે આંકડો ચાલુ સાલથી આપ કહેશો તે મુજબ કિસ્તબંધીથી અગર હપતાથી દર સાલ ભરૂચી અગર પ્રગણા ચલણી સિકકામાં અમે આપતા જઇશું. આ લખ્યું ખરેખરૂં છે. સંવત ૧૮૬૬ ફાગણ શુદ ૬ રવિવાર મળતી તારીખ ૧૧ મી માર્ચ સને ૧૮૧૦.

| | |
|---|---|
| સાક્ષી | સહી, માહારાણા દુર્જનસિંહજી ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર. |
| સહી, રાવલ ખુશાલ. | નિત્યાનંદજી કબૂલ મંજૂર. દા. વિદ્યાનંદ. |
| બાવાજી ખુશાલસીંગ. | વિદ્યાનંદજી સુખાનંદજી ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર. |
| | શિવાનંદ આત્મારામ ઉપર લખ્યો પ્રમાણે કબૂલ મંજૂર. |

ઉપરના લખાણમાં જે રૂપિયા બતાવ્યા છે, તેની કિસ્તબંધી અથવા હપતા ઠરાવી કબુલ થઇએ છીએ કે તે રૂપિયા દર મહીને

પાચ હજાર—૫૦૦૦ પ્રમાણે અગે દર સાલ ઓનરેબલ કંપની બહાદુરની સરકારમાં આપતા જઇશું.

સહી, નિત્યાનંદભાઇ સુખાનંદ ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર.
વિદ્યાનંદ સુખાનંદજી કબૂલ મંજૂર દા. નિત્યાનંદ મહેતા
શિવાનંદ આત્મારામ કબૂલ મંજૂર.

આતરિક અંધાધુધી પછી રાજ્યમાં નાણું રહ્યું નહિ, અને બેહાલ સ્થિતિ થવાથી અંગ્રેજ સરકારે કૃપાવંત થઇ ઉપરના કરારો થયા પછી ઘણા વખતે રૂ ૨૦,૦૦૦ લશ્કરી સહાય આપી તેના ચયેના ખર્ચના તથા બાકી ખંડણીના રૂ. ૪,૫૦,૦૦૦ થી પણ વધુ થતા હતા તે સર્વ જતા કર્યા.

રાજા દુર્જનસિંહજીને અમરમા, રૂપમા, તેજબા, તથા માનમા નામની ચાર રાણીઓ હતી. સુખાનંદના અવસાન પછી રાજ્યના દિવાનો—વિદ્યાનંદ, રણછોડજી, હરિભાઇ, ભટ્ટ શિવશંકર, નાગેશ્વર, હરદેવ ઓઝા તથા વિશ્વાનંદ થયા હતા.

પ્રધાન સુખાનંદના મૃત્યુ પછી તેમના વારસોને રૂપિયા પાંચેક હજારની જાગીર આપવામાં આવી હતી. રાજ્યના વકીલ ધનરૂશા બહેરામ દખા રાજ્યની સેવા બજાવતા મૃત્યુ પામ્યા હોવાથી રાજા દુર્જનસિંહજીએ તેમના વારસોને ક્રમળાપોરની જાગીર રૂપિયા ૧૨૦૦૦ ના વર્ષાસન સાથે બક્ષી હતી. સંવત ૧૮૫૯ ઇ. સ. ૧૮૦૩ મા મોજે કરૂઠા ગામ કરીને મરોલીના બારોટ ભીખજી બાજુને વરાપર પરા ઇનામ આપ્યુ હતું. રાજા દુર્જનસિંહજી સવત ૧૮૭૧ ઇ. સ. ૧૮૧૫ મા ગુજરી ગયા. એમનો સિક્કો 'શ્રી અંબમયચરણા તતપર મંડપીપુરે નૃપ દુર્જનસિંહ નિરંતર' એમ હતો, અને પ્રધાનનો સિક્કો 'શ્રી. માર્તંડારાધક નૃપ દુર્જનસિંહ પ્રધાન સુખાનંદ' એમ હતો.

રાજા દુર્જનસિંહજી નિર્વંશ ગુજરી જવાથી તેમના પછી

જેસિંગજીથી ચોથી પેઢીએ ચંદ્રસિંગજીના પુત્ર હમીરસિંહજી ઈ. સ, ૧૮૧૫ માં ગાદી પર આવ્યા. કંપની સરકારે કોઈ જાતનું નજરાણું લીધું નહતું. પેશ્વાના વખતમાં આવા સમયે નજરાણાની મોટી રકમ લેવાતી. રાજા હમીરસિંહના લેખ સંવત ૧૭૭૩ થી ૧૮૮૮ સુધીના મળી આવ્યા હતા. રાજા હમીરસિંહનો પોતાનો વડિલોપાર્જિત ગિરાસ રૂા. ૧૫૦૦૦ નો હતો. આ સમયે ઈ. સ. ૧૮૧૭–૧૮ માં પેશ્વા બાજીરાવ બીજા અને અંગ્રેજ સરકાર વચ્ચે યુદ્ધ ચાલતું હતું. પેશ્વા બાજીરાવે આસપાસના રાજ્યોની મદદ માંગી હતી, તેમાં રાજાના ખુશામતિયા સલાહકારોએ પેશ્વાનો સાથ લેવાની સલાહ આપી. પેશ્વા બાજીરાવની લડાઈમાં હાર થઈ, અને ત્યાર પછી અંગ્રેજોએ પેશ્વાના સહાયકોની ખબર લેવા માંડી. રાજાએ અંગ્રેજ સરકારની વફાદારી તોડવાની તૈયારી બતાવી હોવાથી માંડવી ખાલસા કરી તેને બ્રીટીશ હકુમતમાં જોડી દેવાની ધારણાએ અંગ્રેજ લશ્કર માંડવી આવ્યું. આથી રાજાને ભાન આવ્યું, અને ઈ. સ. ૧૮૧૮ માં બ્રિટીશ સરકાર સાથે નીચે મુજબ કરાર કર્યોઃ—

શ્રી ગણેશાયનમઃ

કલમ ૧ લી

મારા દરબારમાંના તથા કારભારીમાંના કેટલાએક માણસોએ ઓનરેબલ કંપનીના રાજ્ય વિરૂદ્ધ કેટલીક ખટપટની યુક્તિઓ કરી હતી. તે ઉપરથી મેં તેમને બરતરફ કર્યા છે, અને મારા વિશ્વાસમાંથી અને નોકરીમાંથી કાઢી મુકયા છે. તેઓને ખાનગી અથવા જાહેર રીતે હું પાછા મારા વિશ્વાસુ તરીકે અથવા કારભારમાં રાખીશ નહિ. વળી હું વધારે લખી આપું છું કે જે લોક ઓનરેબલ કંપની સરકાર બહાદુરના દુશ્મન હશે અથવા ખરાબ ચાહનાર હશે તેવા લોકને હું મારી નોકરીમાં અથવા ભરોસામાં રાખીશ નહિ.

કલમ ૨ જી

માંડવીનો કારભાર ચલાવવાનું જે મુકરર કરવામાં આવે તેમાં કાંઇ ફેરફાર કરવામાં આવશે નહિ, અને ઓનરેબલ કંપની સરકારની મરજી અગર પસંદગી સિવાય કોઇ કારભારી વગેરેને કાઢી મુકવામાં અથવા કાઢી મુકેલાઓને પાછા રાખવામાં આવશે નહિ. આવો કોઇ અમલ એકદમ કરવો હશે તો ( અને તેની જરૂર હશે તો ) ઓનરેબલ કંપની સરકારની મંજુરી અથવા પસંદગી પ્રથમથી મેળવીને પછી તે કરીશું. વળી ઓનરેબલ કંપની સરકારની પૂર્ણ સંમતિ તથા મંજુરી સિવાય હું બીજી રીતે ચાલીશ નહિ.

આ દસ્તાવેજ મેં માંડવીમાં મારી સહી તથા સિક્કો કરીને કરી આપ્યો છે, અને લખી આપું છું કે તે મને કબુલ મંજુર છે.

સંવત ૧૮૭૯ ના વૈશાખ વદ ૧ ગુરૂવાર, મળતી તારીખ ૨૧ મે સને ૧૮૧૮.

સાક્ષી. સહી. મહારાણા હમીરસિંહજી.

મહીડા જયસિંહ બાવા.

રાવલ ખુશાલસિંહજી.

સુરતીઆ ચંદ્રસિંગજી.

સુરતીઆ ગુમાનસિંગજી.

રાજા હમીરસિંહજીએ ૨૦ વર્ષ રાજ્ય કર્યું. તેઓ સંવત ૧૮૯૦ મહા સુદ ૫ ઇ. સ. ૧૮૩૪ ફેબ્રુઆરી માસની ૧૩મી તારીખે ગુજરી ગયા. એ રાજા ઘણા ધાર્મિક હતા. તેમણે નાસિક, દ્વારકા વિગેરે સ્થળોએ જાત્રા કરી હતી. રાજાને પ્રતાપકુંવર અને સુરજકુંવર નામે બે રાણીઓ હતી. કારભારીઓ વિદ્યાનંદ, કેસરીસિંહ કુશળસિંહ વગેરે થયા હતા. સિક્કા ' શ્રી અંબેસચરણ તત્પર મંડપીપુર નૃપ હમીરસિંહ નીરંતર', 'શ્રી માર્તંડારાધક નૃપ હમીરસિંહ પ્રધાન કુશલસિંહ,' શ્રી

અંબાચરણુ તત્પર નૃપ હમીરસિંહ પ્રધાન વિદ્યાનંદ' એમ હતા. એમના કુંવર વજેસિંહજી ગાદી પર બેઠા. રાજા વજેસિંહજીના સંવત ૧૮૯૦ થી ૧૮૯૪ સુધીના લેખો મળી આવ્યા હતા. રાજા યુવાવસ્થાએ ધાર્મિક વૃત્તિના હતા, પરંતુ પાછળથી તેમણે વિષયાધિન થઇ અનેક કુકર્મો કર્યાં. રાજાને ધનકુંવર, સરદારકુંવર, વખતકુંવર તથા ચંદ્રકુંવર નામે ચાર રાણીઓ હતી. બૌધાનમાં સિંહસ્થ મેળો ભરાયો ત્યારે રાજા પોતાના સર્વ કુટુંબ સાથે ત્યાં જાત્રાએ ગયા હતા. ત્યાં પોતાના રાણી ધનકુંવરના ચારિત્ર પર દોષ મુકી નાક કાપી તેને કેદમાં રાખ્યા. બીજા રાણી સરદારકુંવરના ચારિત્ર પર પણ વ્હેમાઈ તે સગર્ભા હોવા છતાં ઝેર આપી મારી નાંખ્યા.* ધનકુંવરના ભાઇ ડભોલીના જેસિંહ ૫૦ માણસો લઈ માંડવી રાતના આવી હવેલીમાંથી પોતાના બ્હેનને લઇ ગયા. રસ્તામાં કડોદ મુકામ કર્યો, અને ત્યાં રાજાના એક ખાસ માણસને ધનકુંવર સગર્ભા છે તેની ખાત્રી કરી આપી ડભોલી પહોંચ્યા. ધનકુંવરે પુરા માસે ડભોલીમાં કુંવરને જન્મ આપ્યો ( જેનું નામ જીતસિંહજી રાખવામાં આવ્યું હતું ), અને તેની ખબર ખુશાલસિંહ નામના ડભોલીના માણસે હિંમતથી માંડવી જઇ રાજાને આપી હતી.

રાજા ગુસ્સે થયો હતો, પરંતુ તે એશઆરામમાં પડેલો હોઇ કાંઈ કરી શકયો નહિ. રાજા હમીરસિંહ આ પછી અતિશય વિષયલંપટ થઇ સ્ત્રીઓની ગમે તેમ લાજ લુંટવા લાગ્યા, જેથી પ્રજા ત્રાસી ગઇ. એટલામાં દિવાળીના દિવસે રાજા આતશબાજી ખેલતા હતા ત્યાં દારૂખાનું એકાએક સળગ્યું, અને મોટો ધડાકો થઈ હવેલી તુટી ગઈ. આ બનાવથી રાજા અને સાથીદારો સખ્ત રીતે દાઝયા, અને એકજ દિવસ પછી તા. ૧૯–૧૦–૧૮૩૮ ના રોજ અવસાન

* કહેવાય છે કે આ રાણીએ શાપ આપ્યો કે 'ગાદીવારસો નિર્વંશ જશે.' વસ્તુતઃ તેજ પ્રમાણે થતું આવ્યું છે.

પામ્યા. રાજા વજેસિંહના મૃત્યુ પછી સુરતથી અંગ્રેજ અમલદારે આવી રાજવહીવટ પોતાના હસ્તક કર્યો. રાણી વખતકુંવર સગર્ભા હતા. રાજાના અવસાન પછી પાંચ દિવસે રાણી વખતકુંવરે પુત્રને જન્મ આપ્યો. આથી રાજ્યમાં ઘણી ખુશાલી પ્રવર્તિ. કુંવરનું નામ 'દુર્જનસિંહજી ત્રીજો રાખવામાં આવ્યું, અને બાળરાજા તરફથી અંગ્રેજ સરકારના મોકલેલા જપ્તીના કારભારીઓએ રાજ્યકારભાર ચલાવ્યો. બાળરાજાનો સિક્કો ' શ્રી અંબેસચરણે તત્પર મંડપીપુર નૃપ દુર્જનસિંહજી નીરંતર ' બનાવી ચલાવવામાં આવ્યો. આ બાળરાજા ફક્ત ૧૩ મહીના જીવીને તા. ૧૩–૧૨–૧૮૩૯ ના રોજ ગુજરી ગયા, અને ત્યારથીજ રાજ્યનો અસ્ત થયો.

રાણી ધનકુંવરના કુંવર જીતસિંહજી હૈયાત હોવાથી અંગ્રેજ સરકારે રાજા વજેસિંહજીની રાણીઓને તેઓ જીતસિંહજીને ગાદી આપવા ખુશી છે કે કેમ તે પુછાવ્યું. આ સમયે રાજા વજેસિંહજીના મા, રાજા શ્રી હમીરસિંહજીના રાણી પ્રતાપકુંવરે અંગ્રેજ સરકારને જવાબ આપ્યો કે 'અમારે કોઇને દત્તક લેવાની મરજી નથી, મારી કુંવરી પ્રભાતકુંવરીને રાજ્યગાદી આપો.' અંગ્રેજ સરકાર સહમત ન હોવાથી પ્રત્યુત્તર આપ્યો કે દત્તક લેવાને આપ ખુશી નથી તો અમે આપના કુંવરીને રાજ્યગાદી આપી શકતા નથી, કારણ કે હિંદુ રાજાઓમાં પુત્રી રાજ્ય કરે એવો રીવાજ નથી, અને માંડવીની ગાદી પર પુત્રીને આ પહેલાં રાજ્યગાદી અપાયલી નથી. રાણી ધનકુંવરના કુંવર જીતસિંહજીને ગાદી પર બેસાડવા માટે સરકારે તજવીજ કરતાં રાણી પ્રતાપકુંવર, વખતકુંવર તથા ચંદ્રકુંવરે સરકારને જણાવ્યું કે રાણી ધનકુંવરને રાજા વજેસિંહજીએ તેનો ત્યાગ કર્યા પછીથી આ કુંવરનો જન્મ થયો હતો, એટલે તે ખરૂં રાજબીજ નથી. આ હકીકતથી સરકારે જપ્તી કાયમ રાખી. રાણી પ્રતાપકુંવર રાજ્યગાદી માટે તથા ખાનગી ગિરાસ મેળવવા માટે મુંબઇ

સરકાર પાસે ગયા. ત્યાં તેમના પ્રયત્નો નિષ્ફળ ગયા, અને સરકારે ખરા હકદારો શોધ્યા વગર પોતાની ઉમેરણ નીતિ ( એનેક્ષેસન પોલીસી ) મુજબ ઇ. સ. ૧૮૪૮ ના મે માસની ૧ લી તારીખથી રાજ્ય ખાલસા કરીને સુરત જીલ્લા સાથે મેળવી દીધું. *

રાજ્ય ખાલસા થયા પછી પણ રાણી પ્રતાપકુંવરે પોતાની તકરાર ચાલુ રાખી, અને કંપની સરકાર તેમનો ખાનગી ગિરાસ તેમને પાછો આપવા વિચાર કરતી હતી તેવામાં–તેમ થાય તે પહેલાંજ–૧૮૫૦ માં તેમનું દુખદ અવસાન થયું. આ બાબત મુંબઈના તે વખતના વર્તમાનપત્ર ‘ ચાબુક ’માં તા. ૧૭ મી જાનેવારી ૧૮૫૦ ના રોજ નોંધ લેવામાં આવી હતી જે નીચે મુજબ છે:—

‘ શ્રી ગુજરાત પ્રાંતના સઘળા રજવાડામાં માંડવી શહેર કે જે થોડાએક વર્ષ થયાં ઇંગ્રેજ સરકારે બેઈન્સાફથી જપ્ત કર્યું છે તે વિશેનો કજીયો લડવા સારૂ માંડવી શહેરના કૈલાસવાસી રાજા હમીરસિંગજીની વિધવા ધણીઆણી બાસાહેબ પ્રતાપકુંવરબાને કેટલાએક વરસ થયાં પોતાના સંસ્થાન તથા ગરાસના વ્યાજબી હક્કની ફરીયાદ મુંબાઈ ગવરનર ઇન કાઉન્સીલમાં કરવાને સારૂ અત્રે આવીને ગીરગામમાં રહેલી, અને આસરે ૧૪ મહીના થયાં અત્રેથી નીકળીને નામદાર ગવરનર સાહેબ બહાદુરના એજંટની કચેરીમાં પોતાના વ્યાજબી હકકોની તકરાર ચલાવવા સારૂ સુરત ગઇ હતી. તેની સાથે આ ચાબુકપત્રનો છાપનાર નવરોજજી દોરાબજી વકીલાતનું કામ ચલાવવા ગયો હતો. તે મુકરદમો નામદાર ગવરનર સાહેબના સુરત એજંટની હજુરમાં કેટલાએક મહીના ચાલ્યા પછી અને એ રાણીસાહેબની તરફેણમાં એજંટ સાહેબે રીપોર્ટ કીધો

* માંડવીની માફક નાગપુર, ઝાંસી, સતારા અને બીજા ત્રણ નાના રાજ્યો લોર્ડ ડલહાઉસીના સમયમાં ખાલસા કરવામાં આવ્યા હતા.

હતો યાને માંડવીના સ્વસ્થાનની ઉપજના કરતાં વધારે ઉપજતું ગરાસ હતું તે ગરાસ એ રાણી પ્રતાપકુંવરને ૧૧ વરસના ચડેલા રૂપૈયા સુદ્ધાં આપવું જોઇએ એવો રીપોર્ટ સુરતના એજન્ટ સાહેબે કરીને મુંબાઇની કાઉન્સીલમાં મોકલ્યો હતો, તે રીપોર્ટને મુંબાઇની કાઉન્સીલે પોતાના વિચાર સાથે કોર્ટ ડાઇરેક્ટરવાળાઓનો છેલ્લો વિચાર લેવાને ગયા જુલાઇ અથવા ઓગસ્ટ મહીનામાં વિલાયત મોકલ્યો હતો, અને વિલાયતથી એ મુકરદમાનો ચુકાદો રાણી પરતાપબાના લાભમાં થઇ આવવાની સઘળી તરફથી આશા હતી તેટલામાં હમોને ખબર આપવાને બેહદ દુઃખ અને ભારે સંતાપ લાગે છે કે, રાણી પરતાપકુંવરબા પોષ સુદ ૮ ને વાર સોમને દીને સુરતથી માડવી શહેર ૨૦ કોસની વેગળાઇમાં છે તે પોતાના વતનમાં એકાએક અને અચાણચ મરી ગઇ. એ રાણી સાહેબે મરતી વખતે પોતાનો દત્તક કોને લીધો અને વસીયત શી રીતે કીધી તે વીશેની હમોને ચોક્કસ ખબર મળી નથી તેથી અમો આજના ચાબુકમાં મોટા સંતાપ ભરેલા મૃત્યુ શિવાય રાણીના વસીયત તથા દત્તકપુત્રની બાબતમાં કાંઇ વધારે ખબર આપી શકતા નથી. આ મૃત્યુની સાથે અમોએ રાણી પરતાપકુંવરબાનો મુકરદમો છેલીવારે શી રીતે વાળો તેની થોડીએક તપસીલ નીચે જાહેર કરીએ છીએ.

આસરે સં. ૧૮૯૫ ના વરસમાં આ મરનાર રાણી પરતાપ કુંવરબાનો એક જુવાન છોકરો નામે રાજા વજેસીંગ એકાએક અચાણચ દીવાળીના દહાડામાં બારૂતના ફટાકાઓની રમત કરતાં બારૂત એક કેનેસ્ટરમાં ચીનગારી પડવાથી તે કેનેસ્ટર ઉડયું તેથી એ રાજા મરતઘાત ઘાયલ થયો, અને ત્યાર પછી ત્રીજે દહાડે ગુજરી ગયો. તે વેળાએ એ રાજાની બે રાણીમાંથી એક રાણી નામે વખ્તત કુંવરબા ( ઝાલારાણી )ને હમેલ હતાં. તે હમેલથી એ રાજા વજેસીંગના ગુજરી ગયા પછી ૧૮મે દીવસે એક છોકરો અવતર્યો

ને છોકરાની તપાસ તજવીજ કીધા પછી અગ્રેજ સરકારે તેને રાજ સોપ્યું, ને તેની માતા બપાઇ (હાનમા ગુજરી ગઇ તે પરતાપકુંવર) એઓને એક બાળકરાજા વયમા આવે ત્યાં સુધી સુખીઆરી સોપી. ભાગ્ય માઠા તેથી એ બાળકરાજા તેર મહીનાનો થયો ને ગુજરી ગયો. હવે અંગ્રેજ સરકારને એ માડવીના રાજ સામે એવો કોલકરાર હતો કે ગાદીના રાજાને જો કરજ ન હોય તો પોતાના કુટુંબમાથી હરેક કોઇને દત્તક લે, અને અગ્રેજ સરકારને સાઠહજાર રૂપૈયાનો નજરાણો આપીને એ દત્તકને ગાદીએ બેસાડેઃ એ બોલી પ્રમાણે ઘણા દત્તકો ૬૦૦૦૦ રૂપૈયાનો નજરાણો ઇગ્રેજ સરકારને આપીને એ માંડવીની ગાદી ઉપર આવેલા છે. છેલ્યો રાજા દત્તક આવ્યો તે આ રાણી પરતાપકુવરબા જે હમણા ગુજરી ગઇ તેનો ધણી અને વજેસીંગજી રાજા જે બળીને સં. ૧૮૯૫ ના વરસમા ગુજરી ગયા તેનો બાપ અને બાળક રાજા જે ૧૩ મહીનાની ઉમરમાં ગુજરી ગયો તેનો બપાવો થાય

હવે અગ્રેજ સરકારે પોતાના કોલકરાર પ્રમાણે રૂપૈયા ૬૦૦૦૦ (સાઠ હજાર)નુ નજરાણુ લઇને એ બાળક રાજાને દત્તક આપવાને કબુલ કીધું, તો એને તેજ પ્રમાણે આસરે ચાર વરસ સુધી દત્તકની શોધ કીધી, પણ ભાગ્ય માઠા તેથી તે વેળાએ આ રાણી પરતાપકુંવરબા ગુજરી ગઇ, તેને અને એની વહુ ઝાલા રાણી જે છેલ્ના બાળક રાજાની મા થાય તેની વચ્ચે અણબનાવ ચાલ્યો, તેથી એક રાણીએ જે દત્તકનું નામ આપ્યું તેને બીજી રાણીએ રદ કિધું, અને બીજી રાણીએ જે દત્તક ફેરવ્યો તેને પહેલી રાણીએ રદ કીવો. વળી તે સાથે આ મરનાર વડી રાણી પરતાપકુંવરબા કહેવા લાગી કે રાજા હમીરસીંગજીને પોતાના પેટની મારી એક દીકરી જે તે વેળાએ આસરે તેર–ચૌદ વરસની હતી તેને ગાદી પહોચવી જોઇએ. એ દીકરી પરભાતકુંવરબા ગયા

વરસમાં મુંબાઇના ગીરગામમાં ગુજરી ગઇ, અને તેની લાસને વાલકેસરમાં અગ્નીદાહ કીધી હતી. પણ અંગ્રેજ સરકારે અલબત્ત વ્યાજબી રીતે એ બેની અને વગર પાયાની રાણી પરતાપકુંવરબાની તકરારને રદ કીધી, અને કહ્યું કે હિંદુ રાજાઓની કોઇ પણ ગાદી પર દીકરીએ રાજ કીધું નથી, તેથી એ ગાદી તેને નહી આપવા વાસ્તે તમારા કુટુંબમાંથી કોઇને પણ દત્તક લઇને તમો બંને રાણીઓ સલાહ સંપથી સરકારને અરજ કરો તો સરકાર પોતાનો નજરાણો લઇને તેને ગાદીએ બેસાડશે. પણ ભાગ્ય માઠાં તેથી એ બંને રાણીને સારૂં સુજ પડયું નહી, અને તે વખતે એ રાણીઓને સલાહ આપનાર મળ્યા હતા તેઓ ઘણા લુચ્ચા અને લબાડ હતા, તથા પેટભરૂ હતા, તેથી પોતાના ગજવા ભરવા સારૂં એ બંને રાણીઓ વચ્ચે સલાહ થવા દીધી નહી, અને વચમાં રખનો ને રખનો નાખ્યા કિધો, અને સરકારની સાથે બેની અને અણઘટતી તકરારો કેરા કીધી અને બંને રાણીઓએ એક દીલથી દત્તક ઠેરવીને ગાદીનો ખરો વારસ દેખાડયો નહીં, તેથી અંગ્રેજ સરકારે અંતે કંટાળી જઇને એમાં એ માંડવીની ગાદીનો ખરેખરો વારસ છે જ નહી એવું ઠરાવીને સને ૧૮૪૮ ના વરસમાં એ માંડવીની ગાદીને અંગ્રેજી સંસ્થાનમાં મેળવી લીધી, અને સઘળી રાણીઓના ઉપર પોષણનામું સારા મુકર કિધા કે એ સઘળી રાણીઓએ લાચારીથી કબુલ કિધા. પણ આ મરનાર મોટી રાણી પરતાપકુંવરબાએ પોતાની મરવાની છેલ્લી ઘડી સુધી સરકાર પાસેથી એક દહાડો (દોકડો) લીધો હતો નહીં. હવે એ રાણી પરતાપકુંવરબા પાસેથી જ્યારે થોડું ઘણું ઝવેરાત ને રોકડ નાણું હતું ત્યારે લુચ્ચા વકિલોએ જેમ સમજાવ્યું અને ખોટી મસલતો આપીને ભમાવ્યા તેમ ભમીને સઘળો દ્રવ્ય ખરાબ કીધો, અને જ્યારે લાચાર અને પૈસા વગરના થઇ ગયા ત્યારે અમારી ( આપ ચાણુકના બનાવનાર નવરોજજી દોરાબજી ) પાસે

આવીને પોતાનો સઘળો હેવાલ જાહેર કિધો, ત્યારે અમોએ ખોદા સરણે છે એ વાસ્તે ખુદાને એ લાચાર અને બેવારસ વીધવાનો કજીયો અમારા હાથમાં લીધો, અને સરકાર પાસેથી અસલ ગાદીના વારસાની તકરાર ચલાવી તેના એક બે જવાબમાં અમારી ખાત્રી થઇ કે એ વારસાના બાબમાં સરકારની કશી કસુર નથી. પણ એ રાણીઓ પોતાની અક્કલથી અને પોતાના બદસલાહ આપનાર વકીલોના રીતુરથી એઓનો વારસાનો વ્યાજબી કજીયો ધુળ મેળવ્યો છે, તેથી હમોએ રાણી પરતાપકુંવરબાને હમારા વ્યાજબી વિચારથી સમજાવ્યું કે એ ગાદીના વારસાનો કજીયો તેઓએ પોતાની બેવકુફિથી અને ખોટી જીદ્દ અને બેજાદ કરારોથી ખરાબ મેળવ્યો છે. તેથી તે કામમાં હવે પછી તેઓ કવચીત ફળદ્રુપ થનાર નથી. તેથી તે વારસાની બાબતથી હાથ ઉઠાવીને તેઓનો પોતાના ગરાસનો દાવો જે ગાદીના દાવાથી વધારે ફાયદાનો અને કિંમતી છે તે પર ધ્યાન પહોચાડીને તકરાર ચલાવશે તો તેમાં તેઓ ફળદ્રુપ થશે. એ હમારા વ્યાજબી વિચારને તેઓએ કબુલ રાખ્યો, અને હમોને તેઓએ છાપી કાગળ ઉપર કુલપાવર લખી આપ્યો કે તમો હમારા દીવાની તકરાર તમારી નજરમાં આવે તે રીતે એજંટની કચેરીમાં અથવા મુંબઈની કાઉન્સીલમાં અથવા કલકત્તાની વડી સરકારમાં અથવા કોર્ટ ડાયરેકટરમાં અને તે વિગેરે બીજી હરકોઈ ઇન્સાફની અદાલતોમાં હમારા મુકરદમાનું ઉવટ લાવો તે હમોને કબુલ છે. એમાં તે વરસના ઉપરથી હમોએ મુંબાઇની સરકારમાં લખ્યું કે હમો વારસાના દાવાથી હાથ ઉઠાવીએ છીએ પણ હમારો ગરાસ તેની ઉપજ વરસ દહાડે ૯૦૦૦૦ અંકે રૂપૈયા નેવું હજારને આસરે છે તે ગરાસ હમારા રાજ સાથે કશો ઇલાકો રાખતું નથી, અને રાજની પેસ્તર મળેલું છે અને રાજના માપવાથી તદન ઇલાયદું છે, અને બીજી તમામ ગરાસીઆઓની વિધવાઓ પોતાના ખાવીંદના

હજારો બલકે લાખો રૂપૈઆના ગરાસને જો તેઓને છોકરો નહી હોય તો દત્તક લઇને ગમે તેને સોંપે છે, અને તે ચાલ આજ સુધી ચાલતી આવી છે, અને સેંકડો બલકે હજારો ગરાસીઆઓની વિધવાઓને દત્તક લઇને પોતાનું ગરાસ તેઓને હવાલે કરવાની છુટ મળે છે તે રીતે હમારૂં વરસ દહાડે નેવું હજાર રૂપૈઆની પેદાસનું ગરાસ છે તે હમારા હસ્તકમાં આપવું, કાં જે ઇગ્રેજ સરકારે જો પણ હમારા સંસ્થાનને કંપની સરકારના સંસ્થાનમાં મેળવી દેવાનો લેજીસ્લેટીવ બાકી કાઢયો છે, પણ હમો બી હમારા ગરાસ વીશે કશું જ જણાવ્યું નથી, અને વળી હમારા ગરાસની ઉપજ આજ સુધી સરકારે અનામત રાખી છે તેથી તે ગરાસ ગરાસીઆઓના કાયદા તથા ધારા પ્રમાણે હમારા સ્વાધીનમાં આપવું. એ બાબતમાં નામદાર સરકાર સંધાતે અરજીઓ અને મોઢે મોઢે ઘણા જવાબ સવાલો થયા પછી અંતે સરકારે રાણી ઉપર લખ્યું કે તમારા ગરાસની તજવીજ સુરતમાં એજંટની કોર્ટમાં થાય તે જગ્યે તમો જઇને તમારો દાવો પુરવાર કરો. એવું ઘણીવાર સરકારે લખ્યું અને છેલ્લે માંડવીનું સંસ્થાન અંગ્રેજી સરહદમાં મેળવી લેવાનો ધારો પસાર થયા પછી પણ લખ્યું કે તમો મુંબાઇમાં પડી ખરાબ શું કરવા થાઓ છો. તમારા ગરાસની તજવીજ હજુર સુધી સુરતમાંના ગવરનર બહાદુરના એજંટ સાહેબની હજુરમાં ચાલે છે ત્યાં જઇને તમારો ગરાસનો દાવો પુરવાર કરો કે તે ગરાસ રાજથી ઇલાયદું છે અને રાજથી અવલ મળેલું છે અને રાજ સાથે કશો ઇલાકો રાખતું નથી તો તે ગરાસ તમોને આપવામાં આવશે. એવામાં એ રાણી પરતાપકુંવરબાની દીકરી પરભાતકુંવરબાઈ આજ આસરે ચૌદ મહીના થયા મુંબાઈની ગીરગામમાં ગુજરી ગઇ તેથી એ રાણીનો જીવ પણ ઉદાસ થયો અને વળી સરકારે બારે વારે લખ્યું હતું કે તમો સુરત જઇને એજંટ સાહેબને તમારો અહેવાલ જાહેર કરો તેથી

ગયા વરસના ડીસેંબર મહીનામાં સુરત મળ્યાં, અને તે જગ્યાએ એ ગરાસ માંડવીના રાજથી તદ્દન નીરાળું ને પેસ્તરનું મળેલું છે પુરાતન છે અને રાજપાટ સાથે કશો ઇલાકો રાખતું નથી એ બાબતમાં એજંટ સાહેબની ખાત્રી થાય તેવા દાખલાઓ સાહેદી ગુવાહી અને સનંદ દસ્તાવેજોથી આપ્યા. તેથી એજંટ સાહેબની પુરતી રીતે ખાત્રી થઇ, અને તેને સારૂં ઉઘાડું કહી સંભળાવ્યું કે તમારો ગરાસ બાબતનો દાવો ઘણોજ માયાકુળ ને મોતેબર છે તેથી સરકારને ઘટે છે કે એ ગરાસ બીજા ગરાસીઆઓની કાયદા પ્રમાણે તમારા સ્વાધીનમાં આવવું જોઇએ, અને તેજ પ્રમાણે બીજા આગળના એજંટના રીપોર્ટો રદ્દ કરીને રાણી પરતાપકુંવરબા જે હાલમાં ગયા અઠવાડીયામાં ગુજરી ગયાં તેઓનાં લાભમાં મજબુત રીપોર્ટો કીધા, અને તે રીપોર્ટ ઉપર જ જણાવ્યા પ્રમાણે મુંબાઈની કાઉન્સીલે પોતાના અભીપ્રાયોની સાથે વિલાયત મોકલ્યા તેનો જવાબ આવવાની ઉતાવળે વકી હતી.

એ માંડવીનું સંસ્થાન ઇંગ્રેજ સંસ્થાનોમાં મેળવી લીધું તેની આગમચ કોર્ટ ડાયરેક્ટરવાળાઓએ મુંબાઇની સરકાર પર લખી વાળ્યું હતું કે માંડવીના રાજ સાથેનો એઓનું ગરાસ કશો ઇલાકો રાખતું ન હોય તો અને રાજથી જુદૂં હોય તો રાણીના સ્વાધીનમાં આપવું, અને તે પ્રમાણે સાબીત કરી આપ્યું, પણ હજુ સુધી એ ગરાસ રાણીના સ્વાધીનમાં નહી આવ્યું હતું, અને ફરીથી વિલાયત વાળી કોર્ટ ડાયરેક્ટરનો છેલ્લો જવાબ લેવાની જરૂર પડી છે. આ ઉપલી બીના લખતી વખતે હમારી પાસે એ કજીઆનું દફતર હતું નહીં તેથી દહાડા વારની તારીખમાં અથવા રૂપૈયાના આંકોમાં કાંઈ ફેરફાર લખાયું હોય તો જુદા જાણે, બાકી તે વીગેરે બીજી સઘળી બીના લખી તે ખરેખરી બનેલી છે તે નીસપક્ષપાતેથી લખી છે તેમાં કશો તફાવત નથી. એ બાબતમાં જો હમોને ફરીથી કોઇ

બોલાવવા અગત્ય પડશે તો હમો તે સમો હમારા હાથેથી જવા દેનાર નથી.'

રાણી ધનકુંવર પણ ઈ. સ. ૧૮૫૦ માં ગુજરી ગયા. રાણી વખતકુંવરને પોષણ અર્થે નંદપોર, બોરી, ખરોલી ગામો હૈયાતી સુધી જાગીરમાં તથા માસિક રૂ. ૩૦૦ નું પેન્શન સરકારે કરી આપ્યું હતું. ઈ. સ. ૧૮૮૦ માં તેઓ કાશી જાત્રાએ ગયા હતા, અને તા. ૨૬-૧-૧૮૮૨ માં માંડવી મુકામે સ્વર્ગવાસી થયા. બીજા રાણી ચંદ્રકુંવરને જીવાઇ તરીકે હૈયાતી સુધી કેટલીક જમીન તથા માસિક રૂા. ૧૨૫ પેન્શન કરી આપવામાં આવ્યું હતું. રાણી પ્રતાપકુંવરના મરણ પછી રાણી ધનકુંવરના કુંવર જીતસિંહજીએ રાજ્યગાદી મેળવવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેનો નિકાલ આવતાં પહેલાં સંવત ૧૯૧૮ ના ભાદરવા સુદ ૧૪ ના રોજ સુરતમાં અવસાન પામ્યા, ત્યાર પછી તેમના વિધવા માનકુંવરને માસિક રૂ. ૩૦ પેન્શન તરીકે નક્કી કરી આપવામાં આવ્યા હતા, જે વહીવટ રાણી વખતકુંવરના મૃત્યુ સુધી ચાલ્યો. ત્યારબાદ સાસુની જગ્યાનો હક માંગતા સરકારે ઈ. સ. ૧૮૮૨ માં નંદપોર, બોરી, અને ખરોલી ગામ ખાલસા કરી માનકુંવરને માસિક રૂ. ૧૦૦ નું પેન્શન કરી આપ્યું હતું. માનકુંવર તા. ૨૩-૨-૧૯૧૫ ના રોજ માંડવીમાં સ્વર્ગવાસી થયા.

## મહીડા કુમાર શ્રી મોતીસિંહજી તથા નરેન્દ્રસિંહજીનું વંશ-વર્ણન

માંડવીની ગાદી પર ઈ. સ. ૧૬૦૦ ની આસપાસમાં હરબાજી નામના રાજા થયા. તેમને ત્રણ કુંવરો નામે ,ખેમબાજી, ભોજબાજી તથા રામબાજી હતા. મોટા કુંવર ખેમબાજી રાજા શ્રી હરબાજીના અવસાન પછી ગાદી પર આવ્યા. વચલા કુંવર ભોજબાજી રોકડ,

ગીરાસ વગેરે જમીનો લઇ જુદા થયા અધાપિ તેમના વંશજો છાપરા, સામોર, નાગળ (ભરૂચ જીલ્લાના અંકલેશ્વર તાલુકામા), આસનાબાદ, કદરામા, કથરાજ (સુરત જીલ્લાના ઓલપાડ તાલુકામા) ઉતરાજ (સુરત જીલ્લાના હાસોટ તાલુકામા), ઘરોલી (સુરત જીલ્લાના માડવી તાલુકામા), કટવા, લુવારા, વાસોલી ( વડોદરા રાજ્યના માગરોળ તાલુકામા ), એ ગામોમા ઇનામી જમીનો ભોગવે છે, તથા અકલેશ્વર તાલુકા ટ્રેઝરીમાથી, ઓલપાડ તાલુકા ટ્રેઝરીમાથી તથા વડોદરા રાજ્યના નવસારી મહાલથી તોડા ગિરાસ રોકડ હક મેળવે છે જતે દીવસે એમના વારસો માડવીથી નીકળી સામોર ( અકલેશ્વર પાસે ) તથા રાજપીપળામા વસીને પછીથી માડવા આવી રહ્યા નાના કુવર રામમાજીને માડવી તાબે કોસાડી તથા કાટકુના ગામ જાગીરમા મળ્યા, જેમના વંશજો હાલ પણ તે ગામોનો વહીવટ કરે છે

ભોજબાજી પછી ઓઆજી થયા તેમને ત્રણ પુત્રો માનજી રૂપજી અને રામજી હતા રૂપજી અને રામજી અપુત્ર અવસાન પામ્યા માનજીને મગળજી, ગોપાળજી અને ગાગમાજી નામના ત્રણ પુત્રો હતા મોટા મગળજી તથા નાના ગાગમાજીને સતાન નહતુ વચના ગોપાળજીને બે પુત્રો હતા-ભોજબાજી બીજા અને ભીમજી ભોજબાજી બીજાને ચાદબાજી અને વીરમાજી નામે પુત્રો થયા વીરમાજી નિસતાન મૃત્યુ પામ્યા ચાદમાજીને ગાગમાજી નામે એક પુત્ર હતો ગાગમાજીને પાચ પુત્રો-રામમાજી, રૂપમાજી, કાનમાજી, ધરમમાજી અને બાપુજી નામે હતા મોટા ચાર પુત્રોને સતાન પ્રાપ્ત થયુ નહિ નાના બાપુજીને નાથજીબાવા નામનો એક જ પુત્ર હતો, જેને રૂપમાજીને ત્યા દત્તક લેવામા આવ્યા આથી ભોજબાજી બીજાની સીધી લીટીના વારસો રહ્યા નહિ ભોજબાજી બીજાના ભાઇ ભીમજીને એકજ કુવર નામે ભીખજી હતા ભીખજીને માનજી અને વીરમજી નામે

સંતાન હતા. માલજી અપુત્ર અવસાન પામ્યા. વીરમજીને રૂપબાજી નામે કુંવર હતા. રૂપબાજીને સંતાન ન હોવાથી ભોજબાજી બીજાની સીધી લીટીના બાપુજીના પુત્ર નાથજીબાવાને દત્તક લીધા. નાથજીબાવાના દાદાબાવા, દાદાબાવાના રામબાજી અને રામબાજીના પરતાપસંગજી થયા. પરતાપસંગજીને પુત્ર ન હોવાથી મૂળ પુરૂષ ભોજબાજી પહેલાના નાનાભાઈ રામબાજીની સીધી લીટીના વંશજ બાધુબાવાના દીકરા ખુશાલસિંહજીને દત્તક લીધા. ખુશાલસિંહજી પ્રથમ રાજપીપલા આવી રહ્યા એમ માનવાને કારણ છે. મહીડા કુંવરી રાજપીપલા પરણાવેલા તે સંબંધને લઇને માંડવીથી રાજપીપલા આવવાનો પ્રસંગ મળ્યો. ખુશાલસિંહજીને ત્રણ પુત્રો–રાયસિંહજી, તખતસિંહજી અને ગંભીરસિંહજી નામે હતા. રાયસિંહજી તથા તખતસિંહજી રાજપીપલા રહેતા હતા, અને ગંભીરસિંહજી પ્રથમ માંડવામાં ઇ. સ. ૧૮૬૮ ની આસપાસમાં આવી હવેલી બાંધી રહ્યા. માંડવાના ઠાકોરે જમીન આપી તેમનું સન્માન કર્યું.

રાયસિંહજીના અવસાન પછી તેમના પુત્ર ચંદ્રસિંહજી તથા પ્રભાતસિંહજી નાની ઉંમરના હોવાથી તેમના તરફે કાકાશ્રી તખતસિંહજી જેઓ ઘણા બાહોશ હતા તેમણે માંડવી રાજ્ય ખાલસા થયા પછી કેટલાક વર્ષે રાજ્ય તથા ખાનગી ગિરાસ પ્રાપ્ત કરવા ઠેઠ વિલાયત સુધી પુષ્કળ લડત ચલાવી પરંતુ તેનું પરિણામ આવે તે પહેલાં તેમનું સંવત ૧૯૭૨ માં અવસાન થયું. ચંદ્રસિંહજી ઉમરલાયક થતાં તેમણે જાતે લડત ઉપાડી, અને તા ૧૭-૭-૧૮૮૬ ના રોજ વિલાયતની સરકારના સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીઆ, ધી રાઇટ ઓનરેબલ લોર્ડ કીમ્બરલે તરફ મેમોરીઅલ લખી માંડવી રાજ્ય તથા તેને લગતા તમામ ગિરાસ વિગેરેના પોતે હકદાર વારસ હોવાનું જણાવ્યું હતું. એ મેમોરીઅલનો ભાવાર્થ—



**સ્વ. શ્રી ચંદ્રસિંહજી રાયસિંહજી મહીડા**
( સ્વ મોતીસિંહજીના પિતામહ )



**સ્વ ઝાલાકુંવરી બાલુબા**
( સ્વ ચંદ્રસિંહજી મહીડાના પત્ની )
ખોળામા બાળકુંવર **સ્વ. જુવાનસિંહજી**
( સ્વ. રણજીતસિંહજી મહીડાના મોટાભાઇ )



સ્વ. શ્રી. કેસરીસિંહજી રામસિંહજી મહીડા
( જેમના પિતામહ ગંભીરસિંહજી પ્રથમ
માતરમાં આવ્યા હતા )



સ્વ. પ્રતાપસિંહજી કેસરીસિંહજી મહીડા

*ચાણોદ
વડોદરા તા. ૧૭ જુલાઇ, ૧૮૮૬

ધી રાઇટ ઓનરેબલ લોર્ડ કીમ્બરલિ
હિન્દુસ્થાન ખાતાના નામદાર મહારાણીના મુખ્ય
સ્ટેટ સેક્રેટરી સાહેબ
મહીડા શ્રી ચંદ્રસીંહજી રાયસીંહજીની અરજી.

માનપુર્વક વિનંતી કે—

આપ સાહેબનો અરજદાર મર્હુમ મહારાણાશ્રી રાયસિંહજી ખુશાલસિંહજીનો એકનો એક પુત્ર અને મર્હુમ મહારાણાશ્રી તખતસિંહજી ખુશાલસિંહજીનો ભત્રીજો છું, જે બન્ને મહીડા તરીકે ઓળખાતા રાજકુટુંબના માન્ય રખાયલા પ્રતિનિધી હતા, અને ૧૮૩૯માં અંગ્રેજ રાજ્યે તે વંશને નાબુદ થયેલો જાહેર કર્યો ત્યાં સુધી તે રાજ્યકુટુંબમાં ગુજરાતમાં આવેલા માંડવી રાજ્યના રાજ્યકર્તાઓના વંશજ તરીકે ચાલુ હતા.

૨. તે રાજ્યના છેલ્લા કુમારનું બાળપણમાં મરણ થયું તે પરથી માંડવીનું રાજ્ય ખાલસા કર્યું તેની સામે, તથા તેજ વખતે તેની સાથે સુરત જીલ્લામાં આવેલા બાયડા પારડી મળીને જે પાંચ ગામો પેશ્વા તરફથી બક્ષિસ તરીકે આપવામાં આવેલાં ગામો ભોગવટામાં હતાં તે લઇ લીધાં તેની સામે, અને ખાનગી ગિરાસ તરીકે મહીડા રાજકુટુંબ જે કેટલાક ગિરાસ હક અને વર્ષાસનનો ભોગવટો કરતું હતું તે લઇ લેવામાં આવ્યાં તેની સામે બ્રીટીશ સરકારને મરહુમ મહારાણાશ્રી તખતસિંહજી કુશાલસિંહજી અરજીઓ કરતા રહ્યા હતા.

૩. મહારાણાશ્રી તખતસિંહજીએ મહીડા રાજ્યકુટુંબમાં તે પાછા મેળવવાને જે કારણો ઉપર પોતાના હકનો આધાર રાખ્યો હતો તે કારણો હિન્દુસ્થાન ખાતાના તે વખતના સેક્રેટરી ઓફ સ્ટેટ ડયુક ઓફ આરગાઇલ સાહેબને સને ૧૮૭૧ની સાલમાં જાનેવારીની ૧૪ મી તારીખે મોકલેલી અરજીમાં સવીસ્તર જણાવેલા છે. સદર અરજીમાં દર્શાવેલ સબળ કારણોને લઇને તે નામદાર અમારા લાભમાં ચુકાદો આપશે એવી

* મુળ અંગ્રેજી ઉપરથી તરજુમો.

પછી ખાત્રી હતી પણ મહીડા કુટુંબને કમનસીબે ગેરસાનમા સુનાદો આપ્યો હતો

૪ માંડવી સ્ટેટ અથવા ઉપર જણાવેલ નિરાસ હક પાછા મળવાની આશા નહિ હોવાથી મરહુમ મહારાણા તખતસિંહજીએ તે બાબત મહીડા રાજકુટુંબના હકો માટે વધારે દબાણ કરવાનુ બધ કરી માત્ર પાચ ઇનામી ગામો પાછા મળવા માટે તે વખતના સેક્રેટરી ઓફ સ્ટેટને ૧૮૭૪ ના જાનેવારીમા ફરીને અરજી કરી હતી, કારણકે તેઓ પુરી ખાત્રીથી માનતા હતા કે ઓછામાં ઓછા પણ આ પાચ ગામો મેળવવાનો હક કાઢી નખાશે નહિજ, કેમકે તેમ કરવાથી માંડવીના મરહુમ રાજાઓના નામ ઉપર ગ્હેલ ખાસ ખાનગી મીલકત લઇ છે, અને અન્ય મીલકત લઇ તેના સ્પષ્ટ ભેદ વિષે સને ૧૮૪૧ માં ઇન્ડીઆ સરકારે તથા હોમ સરકારે એ બન્નેએ જે નિર્ણય આપેલા છે તેનો ભગ થયા વગર રહેશે નહિ મહારાણા તખતસિંહજીનુ અકાળ મૃત્યુ થવાથી આ હક બાબત દાવો કરવાનુ બધ રાખ્યુ, તેથી આપ નામદારનો અરજદાર જે હું પોતે છુ તેને મહીડા કુટુંબના બીજા બધા મેમ્બરોએ મળીને ઇંગ્રેજ સરકારના ન્યાય ને પ્રમાણીકપણા ઉપર આધાર રાખીને એ બાબત ફરી અરજ કરવાને નીમવામા આવેલ છે અને તેઓએ મને આપેલી સત્તાનો તરજુમો આ સાથે સામેલ કરી મોકલવા રજા લઉ છુ

૫ અગ્રેજ સરકારે જે ગામો ખાલસા કર્યાં હતા તે ગામો પેશ્વાને તસ્કરી મદદ આપવાના બદલામા તેમના તરફથી રાજા દુર્જનસીંગને ઇનામ દાખલ મળ્યા હતા, અને એ વાત નીચેના સરકારી પુરાવાથી સાબીત થાય છે સને ૧૮૪૧ ના એપ્રીલની ૧લી તારીખના રીપોર્ટના પાચમા પેરેગ્રાફમાં સુરતમા રહેતા નામદાર ગવર્નર એજન્ટ મી ઇલીયટ સાહેબે નીચે પ્રમાણે લખ્યુ છે—

"સને ૧૭૩૦ ની સાલમાં દુર્જનસિંહ પાસેથી તેની સત્તા અને મીલકત દામાજીરાવ ગાયકવાડે લઇ લીધી હતી, પણ વીસ વર્ષ વીત્યા બાદ વસઇ આગળ પોર્ચુગીઝની સાથે થયેલી લડાઇ વખતે પેશ્વાને મદદ કરવા માટે ઇનામ તરીકે તેમને રાજ્ય પાછુ આપવામા આવ્યુ એટલુ જ નહીં, પણ બાવડા પારડી સાથે પાચ ગામ વધારે ઇનામ તરીકે આપવામા આવ્યા હતાં"

૬. આ ગામો માંડવીના રાજાના રાજ્યનો કંઇ ભાગ ગણાતો નહોતો, પણ ખાસ કરીને તે ખાનગી મીલકત હતી એ વાત મુંબઇ સરકારે પણ સ્પષ્ટ રીતે મંજુર રાખેલી છે તે નીચેની હકીકત ઉપરથી જણાશે. સને ૧૮૨૪ માં અંગ્રેજ સરકારે આ ગામો ખાલસા કરવાનો તથા માંડવીના રાજાઓ તેના ઉપર પહેલાંથી જે સ્વતંત્ર રાજ્યસત્તા ધરાવતા હતા તે સત્તા કાઢી નાખવાનો ઇરાદો કર્યો. રાજા હમીરસીંગે આ સામે વાંધો ઉઠાવેલ, પણ તેનો ફેંસલો અપાયો હતો. સને ૧૮૨૪ ના નવેમ્બરની બીજી તારીખે સુરતના કલેકટરને લખેલા કાગળ નંબર ૧૧૯૬માં સરકારી સેક્રેટરી મી. ન્યુનહેમ સાહેબે નીચે મુજબ લખ્યું હતું:—

" આ હકની બાબત પુરેપુરી તપાસ કર્યા પછી ગવનર ઇન કાઉન્સીલ એવા ઠરાવ ઉપર આવી છે કે રાજા આ ગામો ઇનામ તરીકે ભોગવે છે, અને રાજમીલકત તરીકે ભોગવતા નથી. તેટલા માટે તેની અંદર ઓનરેબલ કંપની સરકાર પોતાની હકુમત ચલાવે તે હક સામે શંકા ઉઠાવવાનું કંઈ કારણ નથી. "

આ પ્રમાણે રાજા હમીરસિંહજીની હયાતીમાં આ ઇનામી ગામોમાં સરકારી હકુમત દાખલ કરી હતી.

૭. ઉપર બતાવેલ જેવો નિર્ણય છતાં જ્યારે માંડવી સ્ટેટને સરકારે ખાલસા કર્યું તે વખતે આ પાંચ ગામોને કેવી રીતે સાર્વજનીક યા રાજાની મીલકત ગણી અંગ્રેજ સરકારે પડાવી લીધાં તે આપ નામદારનો અરજદાર સમજી શકતો નથી.

૮. આ ગામો સને ૧૭૫૦ થી તે સરકારે માંડવી રાજ્યને ખાલસા કર્યું તે સાલ સુધી મહીડા રાજ્યકુટુંબના હવાલે હતાં, અને જ્યારે તે રાજ્યને ખાલસા કરવાનો ઠરાવ કર્યો હતો તે વખતે હીન્દી સરકાર તથા હોમ સરકાર એ બેઉ સરકારે ઠરાવ કર્યો હતો કે રાજ્ય મીલકતથી અલગ જે ખાનગી મીલકત મહુંમ રાજાના નામે હોય તે ખાનગી મીલકત તે રાજકુટુંબને પાછી સોંપવી.

૯. ઇનામને સામાન્ય રીતે ચાવત્ચંદ્ર દીવાકરો સ્વતંત્ર બક્ષિસ તરીકે વડામાં વડી સત્તા ગણતી આવેલી છે, અને ખાનગી મીલકત પડાવી લેવા લાયક જો બનાવ બનેલા હોય તો જ ઇનામ પડાવી લેવાય, અને ધર્મના કાયદા અને હિન્દુના રીતરીવાજો મુજબ મુળના ઇનામદારનો

સીધો વારસ અથવા દત્તક લેવાયલો વારસ અથવા બીજી રીતે થયેલો વારસ હોય તે વારસ તે ઇનામનો હક્દાર ઠરે છે. સને ૧૮૨૫ ના માર્ચની ચોથી તારીખે કરેલી મીનીટમા ઓનરેબલ માઉન્ટ સ્ટુઅટ એલફીન્સ્ટન સાહેબે આમ લખ્યું છેઃ—

" ઇનામ એ ખાનગી મીલકત છે. તેથી તેનો માલીક પોતાની ઇચ્છા રૂએ તેનો ઉપયોગ કરી શકે, એ જ વ્યાજબી છે."

આ ઈનામી ગામો પાછા મેળવવાના મારા હક માટે સબળમાં સબળ કારણ જેથી મળે છે તે બાબત આપ સાહેબનું ખાસ ધ્યાન ખેંચું છું-તે કારણ એ છે કે ૧૮૩૮ ના એપ્રીલની તારીખ દસમીના ડીસ્પેચમાં ઓનરેબલ કોર્ટ ઓફ ડીરેકટર્સે-ધાકજી દાદાજીની બાબતમા ઘણી જ સખત રીતે મુંબઇ સરકારની વિરૂદ્ધ કેટલાક ઇનામના ગામો ( લગભગ સોળ વરસની ચડેલી રેવન્યુ સાથે ) પાછાં આપવાને લખાણ કર્યું હતું. એ ઇનામના ગામો ઇસ્ટ ઈન્ડીઆ કમ્પની સરકારની બાહ્યધરી નીચે જો કે રીતસર નહી પણ ખરી રીતે બરોડાના ગાયકવાડ સરકારે આપેલા હતાં, પણ તે ગામો તે ગાયકવાડે પાછળથી પાછાં લઇ લેવાનું વલણ બતાવ્યુ હતુ.

૧૦ સને ૧૮૪૧ ની સાલમાં ઇન્ડીઆ સરકારના અને ઓનરેબલ કોર્ટ ઓફ ડિરેકટર્સના ડીસ્પેચોમા જે રૂલિંગો કરેલાં છે, અને જે ઇચ્છાઓ બતાવેલી છે તેની વિરૂદ્ધ મહીડા રાજકુટુંબને હજુ લગણ ઈનામી ગામો પાછા હવાલે નહિ કર્યાં હોવાથી તે કુટુંબના પાછળ જીવતા રહેલા માણસોને ઘણુ ઘણું દુઃખ ખમવું પડયું છે. સને ૧૮૭૧ ના જાનેવારીની ચૌદમી તારીખના મહુંમ મહારાણા શ્રી તખ્તસિંહજીની અરજીમા બતાવેલા બરાબર સમાન સંજોગોમા તેજ રાજ્યના સબંધમા પેશ્વા સરકારે જે નિયમનો અમલ કરેલો તે નિયમથી તદ્દન વિરૂદ્ધ નિયમ તે રાજ્યની ગાદીના વારસના હકમા લગાડીને તેઓનું રાજ્ય લઇ લીધું છે, એટલુંજ નહિ, પણ ખરેખરી રીતે જે એમની ખાનગી મીલકત હતી અને મુંબઇ સરકારે પણ એ વાતનો સ્વીકાર કર્યો હતો તે ખાનગી મીલકત પણ લઇ લેવામા આવી છે.

૧૧. આપનો અરજદાર માન સાથે આપ નેક નામદાર સાહેબને

આ તમામ બાબતો તથા સંજોગો ધ્યાનમાં લેવાને અરજ કરે છે, અને આશા રાખે છે કે જો અમને અન્યાય મળ્યો છે એમ આપ સાહેબની ખાત્રી થાય તો આપ સાહેબ ઉપર જણાવેલાં ગામો ખાલસા કર્યાં ત્યારથી તે આજ સુધીની ઉપજ સહીત તે ગામો પાછાં અપાવવાનો હુકમ કાઢીને થયેલા અન્યાયનો બદલો વાળવા આંચકો ખાશો નહીં.

૧૨. આપ નામદારનો અરજદાર આશા રાખે છે કે આ બાબત ક્યારનોય વિચાર કરેલો છે અને આપના પુર્વના અધિકારીઓએ તેનો નિકાલ કરેલો છે એમ ધારીને આ હાલની અરજી કાઢી નહી નાખો, પણ ખાસ સંજોગો અને આ કામની ખરેખરી અગત્યની મુશ્કેલી ધ્યાનમાં લઇ આ અરજી ફરીને આપ નેક નામદાર સાહેબ પોતે જાતે ધ્યાનમાં લેવા કૃપાવંત થશોજી.

૧૩. કમનસીબ મહીડા રાજકુટુંબને બ્રિટિશ કાયદાને તથા ન્યાયને આધારે અને વળી ખાસ કરીને સને ૧૮૫૮ ની સાલમાં મહારાણીજીના ઢંઢેરામાં હિન્દુસ્થાનના રાજાઓ તથા ઠાકોરોને જે વચનો આપેલા છે તે વચનોને આધારે જે આશા રાખવાનો હક છે તે હક આ ઇનામી ગામો પાછાં આપ્યે બરાબર જળવાશે. જો જેની તેઓ માગણી કરે છે તે મેળવવામાં નિષ્ફળ જશે તો તેઓની પોતાની જાતની નબળાઇને લીધે નિષ્ફળ ગયા છે પણ પોતાના પક્ષની નબળાઇને લીધે નિષ્ફળ ગયા નથી એમ તેઓ માનશે.

૧૪. આપનો અરજદાર વળી આશા રાખે છે કે બ્રિટિશ સરકારે તે ગામો ખાલસા કર્યાને ઘણો લાંબો સમય વીતી ગયો છે. માટે હાલની આ અરજી ધ્યાનમાં લઇ શકાય નહિ એવો કોઇપણ વાંધો લેવામાં નહિજ આવે, કારણ કે કોઇને પોતાના હક પુરવાર કરવામાં આવો મુદતનો વાંધો લેવાનું મુંબઇ સરકારે વ્યાજબી ઠરાવ્યું નથી. આનો તાજેતર દાખલો એ છે કે સાલસેટમાં કેટલીક જમીન અને તેની ઉપજ ઉપર જે પક્ષનો ઘણા લાંબા સમયથી કબજો હતો તે પક્ષનો તે જમીન ઉપર અને તેની ઉપજ ઉપર કંઇ હક નથી એવું માલુમ પડવાથી ઘણો વખત વીતી ગયા કેડે તે બાબતનો દાવો કરી હક મેળવવામાં આવ્યો હતો.

૧૫ આપ નામદાર સાહેબ આ અપીલનો ન્યાયની રીતે અને નીષ્પક્ષપાતે નીવેડો કરશો એવી પુરેપુરી ખાતરી છે, અને આનો ઉત્તર અને તેમ જલદી આપવા કૃપાવંત થશો એવી મારી નમ્ર વિનંતી છે.

આપનો અરજદાર પોતાની ફરજ તરીકે આપની સર્વદા ચડતી થાઓ એવી પ્રાર્થના કરશે.

સહી. મહીડા શ્રી. ચંદ્રસિંહજી રાયસિંહજી

માંડવીના મહીડા કુટુમ્બીઓએ ચંદ્રસિંહજીને કુટુમ્બના વડિલ ગણી ક્ષેપ કરી આપ્યો હતો, જેનો ભાવાર્થ નીચે મુજબ છેઃ--

*' માંડવીના મરહુમ રાજાઓના નીચે સહી કરનારા કુટુંબીઓ, માડવી સ્ટેટના કબજાની જાગીર ઉપર, તથા માંડવીના રાજાના તોડા ગીરાસ ઉપર, તથા ઇનામી ગામો ઉપર, તથા તેને લગતા બીજા હકો, તેમજ વંશથી અગર બીજી રીતે પ્રત્યેકના ઈલાયદા અગર એકત્ર હકો, જે નામદાર સરકારના હસ્તક છે, તેના હકદાર હમણાં અમારા કુટુંબના મુખ્ય મહીડા શ્રી ચંદ્રસિંહજી રાયસિંહજી છે. તેમને આ મીલકત તર

| સાક્ષી | સહી |
|---|---|
| ૧ મોતીભાઇ રઘુનાથજી | ૧ મહીડા હરીસિંહજી રાયસિંહ-જીની વતી મહીડા છત્રસિંહજી હરીસિંહજી |
| ૨ ધનેશ્વર ઉદેરામ | ૨ મહીડા વજેસિંહજી પરતાપસિંહજી |
| ૩ મહીડા છત્રસિંહજી હરીસિંહજી | ૩ મહીડા ગંગાસ્વરૂપ ચંદાબા–મહીડા હિંમતસિહજીના વિધવા |
| ૪ ગણપતરામ જેઠાભાઇ | ૪ મહીડા જેસંગબાવા દોલાબાવા |
| ૫ નાથા દેવચંદ | ૫ મહીડાશ્રી પરબતબાવા નથુબાવા |
| ૬ મહીડા રામસિંહબાવા ગંભીરબાવા | ૬ મહીડા પરતાપબાવા નથુબાવા |
| ૭ ઇગારામ લાલજી | ૭ મહીડા ગુમાનબાવા વાઘબા-જીની વતી મહીડા પરતાપબાવા નથુબાવા |
| ૮ મહીડા રાયસિહજી પરતાપબાવા | ૮ મહીડા ચંદ્રબાવા |
| ૯ મેરૂભાઇ ગુલાબભાઇ | |
| ૧૦ કારાબાવા મોહનબાવા | |
| ૧૧ રતનજી સામજી | |
| ૧૨ ઇશ્વરબાવા મોહનબાવા | |
| ૧૩ ભીમબાવા નરસીબાવા | |
| ૧૪ મહીડા હીંમતસિહજી ઇશ્વરબાવા | |
| ૧૫ મહીડા પરબતબાવા તેજુબાવા | |
| ૧૬ મહીડા પરતાપબાવા | |

બીજા દેસોત ગીરાસીઆઓએ ચંદ્રસિંહજીના પિતા રાયસિંહજી વિગેરેને માંડવીના રાજાઓના નજીકના સગાં હોઈ માંડવીની ગાદી પર હક પહોંચે છે એ બાબતનો લેખ કરી આપ્યો જે નીચે મુજબ છે.

*' આ ઉપરથી અમે નીચે સહી કરનાર દેસોત ગીરાસીઆ જણાવીએ છે કે તમો, (રાયસિંહજી ખુસાલસિંહજી, તખતસિંહજી ખુસાલસિંહજી અને રામસિંહજી ગંભીરસિંહજી) માંડવીના રાજા વજેસિંહજી જે સંવત ૧૮૯૫નાં ગુજરી ગયા તથા તેમના દીકરા દુર્જનસિંહ જે ૧૮૯૬માં

* મુળ અંગ્રેજી ઉપરથી તરજુમો.

ગુજરી ગયા તેમના પીત્રાઇ થાવ છો, તે કારણસર ગાદી ઉપર તમારો હક છે, જેવી રીતે વાંસદીઆ (જેઓ વાંસદા સ્ટેટના પીત્રાઇ થાય છે) જો વાંસદામા કુંવર ન હોય તો વાસદા સ્ટેટના વારસ છે, તેમ તમો (મહીડા) માડવી સ્ટેટના વારસ છો માટે નામદાર ગવરનર ઇન કાઉન્સીલના જાણવા સારૂ આ સરટીફીકેટ તમને આપવામા આવે છે

(સીલ) વાસદીઆ રામસિંહજી ભગવાનસિંહજી
,, રાવળ છત્રસિંહજી પ્રસાતસિંહજી
,, વાસીઆ માધવસિંહજી અભેસિંહજી
,, મહારાવળ શ્રી જેસિંહજી ભગવાનસિંહજી
,, છાસદીઆ છેતનસિંહજી બાજીબાવા
,, છાસદીઆ સુભાનસિંહજી બાજીબાવા
,, છાસદીઆ કેસરીસિંહજી બાવાભાઈ
,, મહારાણા શ્રી સુરતીઆ વજેસિંહજી ગુમાનસિંહજી

૨ આજ મુજબનું લખાણ રાજપીપળાના રાજા મહારાણા શ્રી વેરીસાલજી મહારાજા બહાદુરથી-સ્થાન રાજપીપલા, મુકામ નાદોદ, તારીખ સવત ૧૯૦૭ જેઠ વદ ૧૩

૩. સદર. સદર રાજપુરના રાજા મહારાણા શ્રી જસવતસિંહજી, મહારાજા બહાદુર તરફથી-ફીલ્લા અદેવાલી, મુકામ રાજપૂર-તારીખ સંવત ૧૯૦૭, ઉશ્વન વદ ૭

સદર સદર નીચે જણાવેલા ઠાકોરો તરફથી તારીખ સંવત ૧૯૦૭
(સહી) મહારાણા રાયસિંહજી ભીમસિંહજી
,, મહારાણા શ્રી કુશળસિંહજી સોનીસિંહજી સનોરવાળા
,, રાઠોડ મોટાબાવા સાહેબખાનજી

માડવીના રાજા વજેસિંગની રાણી શ્રી વખતકુવર તથા રાણી શ્રી ચંદ્રકુંવરે ચંદ્રસિંહજીને પોતાના વારસ નીમવાનો લેખ તા. ૧૭-૧-૧૮૮૨ ના રોજ કર્યો જે નીચે મુજબ છે:—

હમો બા સાહેબ વખતકુંવરબા જાતના રજપુત ઉમર આશરે વરસ ૬૫ ની સ્તરથાન માડવીના મરહુમ રાજા વીજેશંગજીના રાણીસાહેબ

રેહેવાસી સ્વસ્થાન મજકુરના હાલમાં મારી તબીયત ઘણીજ હેરાન છે તેથી હમને હમારી દેહનો ભરોસો પડતો નથી ને મારી જંગમ મીલકત તથા સ્થાવર મીલકત તા.+ હમો રહીએ છીએ તે હવેલી તા. હમારા બીજા સરવે મકાનો જે કે હમારા કબજામાં છે તે તથા હમારા ગામ નંદપોર–બોરી અને ખરોલી એ ત્રણે ગામો ત્યા સરકારમોંથી રોકડ હક મળે છે તે વીગેરે તે તફરકે નહી થઇ જાએ તેને સારૂ હમારી હઆતીમાં આ વીલ ઇઆ વસીએતનામું કરીયે છૈએ કે એ મીલકત જાહા સુધી હમે હઆત છૈએ તાહા સુધી હમારા કબજા ભોગવટામોં રહે ને હમારી હઆતી પછી માંડવી કસબાના રહેનાર હમારા નજીકના કુટંબી મહીડા ચંદ્રશંગજી રાએસંગજીને હાલમાં રેવાકાંઠા ઇલાકે રણુના ગાંટ-વામાં રેહે છે તે પોતાના તાબામો લઇ તે મીલકતની વીવસ્થા પોતાની મરજી પુરવક કરે તેમાં કોઇથી હરકત થાએ નહી ને હમારી ઉત્તરક્રીઆ ખરચતા કામ સારૂ સરકારમાંથી જે રૂપૈયા હમારા રાજના વહીવટ પ્રમાણે મળવાનો ઠરાવ છે તે રૂપીઆ ચંદ્રશંગજી લે ને હમારી ક્રીયા હિંદુશાસ્ત્ર પ્રમાણે ઇઆ હમારા રાજના વહીવટ પ્રમાણે કરે તેના ઉપર કોઇનો દાવો ઇઆ હરકત થાએ નહી ને ઉપર લખેલાં જે હમારા ત્રણે ગામો છે તેમોં ખરોલી ગામ હમો સ્વઈછાથી શાં. ૧૯૦૫ સને ૧૮૪૯ માં શ્રી રામચંદ્રજી માહારાજના મંદીરમાં રામાર્પણ આપેલું છે તે રાસ તેમનો વહીવટ ઇઆ ભોગવટો શ્રી રામચંદ્રજી માહારાજના તરફથી બાવા દુવારકાદાસ ગુરૂ ડગનાથદાસજી કરતા હતા તે ગુજરા બાદ તેમના વારસ વલભદાસ ગુરૂ દુવારકાદાસજી હાલ કરે છે તે મજકુર ગામમાં અસલ રાજના વખતથી શ્રી રામચંદ્રજીને અંગે ધરમાદા જમીન નીચેની વીગત પ્રમાણે ચાલે છે તે નંદપોર – બોરી – ખરોલી ઉપર લખેલી આપેલી જમીનમોં તા. ખરોલી ગામમોં હરકત થાય નહીં એ સીવાએ બીજી જંગમ મીલકત જે કે હવેલીમાં છે તે સીવાએ બીજી જગોએ છે નહીં. હવેલીમાં છે તેની વીગત—

૧૮૧ તાંબા પીત્તળના વાસણ આસરે મણ ૧૨ આસરે કીંમત રૂ. ૨૫ કલઇ તા. કાસા વીગેરેના વાસણ આસરે મણ ૧ કીંમત આસરે

---

+ તથા

રૂ. ૭૦૧ રૂપાંના વાસણ તા. ઘરેણાં આસરે તોલા ૫૦૦ આસરે કીંમત રૂ. ૭૦૧,

૧૬૦૧ સોનાનાં વાસણ તા. ઘરેણાં આસરે તોલા ૧૦૦ કીમત આસરે રૂપૈઆ

૨૫૧ દાણાદુણી ભાત જુવાર વીગેરે આસરે હારા ૫૦ આસરે કીમત રૂ.

૫૧ ગોદડાં દળઇ પીછોડી મળી આસરે કીંમત રૂપૈયા

૨૦૧ પેટીપટારા ખુરસી ઢોલીઆ વિગેરે આસરે કીંમત રૂપૈઆ

૨૨૫ સીગરામ તા. પાલખી તા. મેનો વિગેરે તમામ સામાન આસરે કીંમત રૂપૈઆ

૨૦૧ પરચુરણ રાચરચીલું વીગેરે હમારી હવેલીમાં હોય તે આસરે કીંમત રૂપૈઆ

૪૦૧ જડાવના ઘરેણાં તા. મોતીનાં ઘરેણાં તેની આસરે કીંમત રૂપૈઆ

૧૫૧ ગાએ ૨-બે તા. ભેંસ ૨-બે પોતપોતાના પરીવાર સાથે આસરે કીંમત રૂપૈઆ

ઉપરની વીગત પ્રમાણે રૂપૈઆની મીલકત તથા રોકડ સીલક જે હોએ તે તથા એ સીવાએ જંગમ મીલક્ત હોએ તે ઉપર સદરહુ લખેલી મીલકત વીલનામાના હકથી અમારી આખરે ચંદ્રસીંગજી મજકુર અમલ કરે સહી ને અમારા ભાઇ નથુભાની દીકરી માનકુંવરબાને હમારી હયાતીમાં લગન ખરચ બદલ રોકડ તા. કન્યાદાનમેં જે કંઇ દરદાગીના આપા છે તેની ઇઆદી હમારી સહી સાથેની તેમને કરી આપેલ છે તે ઉપર કોઇનો હક નથી. આ વીલનામું યા વસીએતનામું હમો હમારી રાજીખુશીથી તથા તનદુરસ્તીથી તા. સાવચેતીથી કરો છે તે હમારે તા. હમારા વાલી વારસોને કબુલ મંજુર છે.

દા. ગીરજાનંદ કરૂણાનંદ તારીખ ૧૭ માહે જનેવારી સ. ૧૮૮૨ શાં. ૧૯૩૮ પોસ વદી ૧૩ વાર ભોમ.

| | |
|---|---|
| ૧ અત્ર ______ મતુ | ૧) તત્ર ______ સાખ |
| ૧ બા સાહેબ શ્રી વખતકુવેરબા સહી દા. પોતાના | ૧) બા શ્રી ચંદ્રકુવેર બા શાખ દા. પોતે |
| | ૧ બાવા વલ્લભદાસજી ગુરૂ દુવારકાદાસજી શાખ ઘણી બે હજુર દા. ખુદ |

માડવી રાજય ખાલસા થયા પછી રાજ્યને રૂ ૪૩,૮૫૮ ના ગાયકવાડી તોડા ગીરાશ હક્ક માટે બ્રીટીશ સરકાર અને ગાયકવાડ વચ્ચે ઘણા લાબા સમય પર્યંત તકરાર ચાલી હતી. તેમા ચંદ્રસિંહજીએ ગાયકવાડ સરકાર સાથે પુષ્કળ પત્રવ્યવહાર ચનાવ્યો હતો, પરન્તુ સફળતા મળી નહિ

ચંદ્રસિંહજી તથા તેમના ભાઇ પ્રભાતસિંહજી સ. ૧૯૩૩ ની આસપાસ ગજપીપલાથી માડના રહેવા આવ્યા. માડનાના ઠાકોરે જમીનો બક્ષીસ આપી સત્કાર્યા પ્રભાતસિંહજી યુવાન વયે નિર્વંશ ગુજરી ગયા તેઓ છોટાઉદેપુર તાબે વાટા ગામે પરણેલા. ચંદ્રસિંહજી ભરૂચ જીલ્લામા ઝાણોર ગામે છાસટીઆ ઠાકોરને ત્યા પરણેલા અને બીજુ લગ્ન ભરાડા તાબે ધ્રાગધ્રા (કાઠિયાવાડ) કરેલુ ભરાડાવાળા ઝાલાબાઇ બાનુબાના પેટે બે પુત્રો જુવાનસિંહજી અને રણજીતસિંહજી અને એક કુવરી ગુલાબકુવર થયા હતા જુવાનસિંહજી બાળ વયે ગુજરી ગયા ચંદ્રસિંહજીને ત્રણ સગા બ્હેનો હતા દેવકુવર, કેસરકુવર અને વખતકુવર દેવકુવરને અલીરાજપુરના મહારાજા ગંગદેવજી સાથે, કેસરકુવરને છોટાઉદેપુરના મહારાજા જીતસિંહજી સાથે, તથા વખતકુવરને રાજપીપળાના મહારાજા ગંભીરસિંહજી સાથે પરણાવ્યા હતા વખતકુવરબાના પુત્ર પુત્રાદિનુ ગજપીપના રાજ્યનુ મોટા ભાગનુ કુટુમ્બ બની રહ્યુ છે ચંદ્રસિંહજીના સગા ભાણેજ કેસરકુવરના પુત્રી દીવાળીબાના કુવરી શ્રી નંદકુવર બાને મોરબીના હાલના મહારાજા શ્રી લખધીરજી સાથે પરણાવેલા, અને બીજા ભાણેજ વખતકુવરના પુત્રી દેવકુવરનુ લગ્ન લીંબડીના ઠાકોર સાહેબ શ્રી જસવંતસિંહજી સાથે થયુ હતુ જસવંતસિંહજી ચંદ્રસિંહજી સાથે બહુ મીઠાશભર્યો સંબધ રાખતા હતા રણજીતસિંહજીનો જન્મ પણ લીંબડીમા થયો હતો ચંદ્રસિંહજી માડવામા શાન્તિમય જીવન વ્યતિત કરતા લગભગ ૫૫ વર્ષની ઉંમરે અવસાન

પામ્યા. ચંદ્રસિંહજીના કાકા શ્રી. તખતસિંહજી રાજપીપલા રહ્યા હતા. તેમને દુરજનસિંહ નામે એક જ પુત્ર હતા. દુરજનસિંહને દોલતસિંહજી નામે એક પુત્ર અને મનહરકુંવર નામે કુંવરી હતા. મનહરકુંવરને રાજપીપલાના મહારાજા શ્રી. છત્રસિંહજી સાથે પરણાવ્યા હતા, અને તેમને ત્રણ કુંવરો ચંપકસિંહજી. કીશોરસિંહજી તથા નટવરસિંહજી થયા. વચલા કુંવર કીશોરસિંહજી અવસાન પામ્યા છે. દોલતસિંહજી નિસંતાન ગુજરી ગયા. તખતસિંહના નાના ભાઇ ગંભીરસિંહજી જેઓ માંડવે આવી વસેલા તેમને રામસિંહજી નામે પુત્ર હતા. રામસિંહજીને કેસરીસિંહ તથા કુબેરસિંહ નામે બે પુત્રો તથા આનંદકુંવર નામે કુંવરી હતા. આનંદકુંવરનું લગ્ન છોટા-ઉદેપુરના મહારાજા શ્રી મોતીસિંહજી સાથે થયું હતું. કેસરીસિંહજી છોટાઉદેપુર રાજ્યની સારી સેવા બજાવી નિવૃત થયા હતા. તેઓ પોણોસો વર્ષ ઉપરાંતની વયે સ્વર્ગવાસી થયા. તેમના પુત્ર પરતાપસિંહજી તેમની પહેલાં ૧૯૧૮માં નિસંતાન યુવાન વયે અવસાન પામ્યા હતા. પરતાપસિંહજીની ત્રણ વિધવાઓ ગં. સ્વ. શ્રી ઉમેદબા, ધનબા તથા સરદારબા હાલ હયાત છે.

ચંદ્રસિંહજી સ્વર્ગવાસી થયા બાદ છ માસની ટુંકી મુદતમાં તેમના પત્નિ ઝાલાબા અવસાન પામ્યા. તેમના પુત્ર રણજીતસિંહજી અને કુંવરી ગુલાબકુંવરબા નાની વયના હોઇ પોતાના ફઇબા રાજપીપલાના મહારાણી શ્રી. વખતકુંવરબાએ તેઓ બન્નેને પોતાની પાસે બોલાવી રાખ્યા, અને યોગ્ય અભ્યાસ કરાવ્યો. રણજીતસિંહ ઉમ્મર લાયક થતાં ધમણાદ ( ભરૂચ જીલ્લો )ના માત્રોજા શ્રી. માધવસિંહજી અદેસિંહજીના સુપુત્રી નંદકુંવર સાથે તેમનું લગ્ન થયું. ગુલાબકુંવરબાને છોટાઉદેપુરના મહારાજા શ્રી. ફતેસિંહજી સાથે પરણાવ્યા હતા. રણજીતસિંહજીએ છોટાઉદેપુરમાં સેનાપતિના માનવંતા હોદ્દા ઉપર રહી રાજા-પ્રજાનો પ્રેમ તથા કીર્તિ સંપાદન

કર્યાં હતાં. સને ૧૯૧૯ માં ન્યુમોનીઆના તાવથી માત્ર ૨૯ વર્ષની વયે તેમનું દુઃખદ અવસાન થયું હતું. શ્રી. ગુલાબકુંવરબાને ત્રણ કુંવરીઓ છે. મોટા શ્રી રસિકકુંવરને સન ૧૯૩૪માં રાજપીપલાના યુવરાજ શ્રી રાજેન્દ્રસિંહજી સાથે, વચલા શ્રી હસેન્દ્રકુંવરને તા. ૧૧-૫-૪૨ના રોજ ગીજગઢ, ( તાબે જયપુર )ના યુવરાજ શ્રી માન્ધાતાસિંહ સાથે, તથા કુંવરીશ્રી કનકકુંવરને તા. ૪-૫-૪૨ ના રોજ મહીઅર ( બુંદેલખંડ )ના યુવરાજ શ્રી ગોવીન્દસિંહ સાથે પરણાવ્યા છે.

રણજીતસિંહને બે પુત્રો મોતીસિંહજી અને નરેન્દ્રસિંહજી તથા એક કુંવરી કનકકુંવર થયા, જે પૈકી મોતીસિંહજી તા. ૫-૧૨-૪૧ ના રોજ એક પુત્રી ગિરિરાજકુંવર મુકી અવસાન પામ્યા. કનકકુંવરને માળિયા ( કાઠીઆવાડ )ના ઠાકોરસાહેબ શ્રી હરિશ્ચન્દ્રસિંહજી સાથે ૧૯૩૨ માં પરણાવ્યા હતા. માળિયા ઠાકોરસાહેબ ૧૯૩૯ માં યુવાન વયે અવસાન પામ્યા. તેમને એક કુંવરી શ્રી વિલાસકુંવર છે. નરેન્દ્રસિંહજી હાલ તેમની બીજી પ્રવૃતિઓ ઉપરાંત કુટુમ્બનો વહીવટ કરે છે. તેમને એક પુત્ર દિગ્વિજયસિંહ તથા એક પુત્રી લક્ષ્મીકુંવર છે.

ૐ

# શહેર માંડવીના રાજાઓનું વંશવૃક્ષ

અચળેશ્વરજી કે અવિચળસીંગ ( સં. ૨૧૩ થી ૨૮૦-૨૮૨ )

ગંગપાળજી
સોમપાળજી
અણુભંગજી
ઉદયભાણજી
વીરસેનજી
હરતસેનજી
દેવીસેનજી
કમરસંગજી
સગરજી
અમરપાળજી
વીજયસેનજી (સં. ૭૯૬)
નાહરરાજ ઉર્ફે નરસિંહજી
વિશ્વપાલસેનજી

સુરસેનજી
સબળસિંહજી
હમીરસંગજી
સોમમંગજી
પ્રેમદેવજી
કુંભસંગજી
વીરસંગજી
સુજાણસંગજી
અમરસંગજી
મેઘબાજી (સં. ૧૧૩૮)
રતનબાજી (સં. ૧૧૪૮)
સ્વરૂપસંગજી
વાઘબાજી
ભીમબાજી

હમીરસંગજી
કમરસંગજી
પ્રેમદેવજી (ઇ. સ. ૧૫૫૦)
સખીરાજજી
ભોજરાજજી
ગાંગદેવજી
કરણદેવજી
રામદેવજી
ભીમદેવજી
વડા વાઘદેવજી
વીરદેવજી
સોઢબાજી
વાઘબાજી
હરબાજી
(ચાલુ પૃ. ૩૭૯ પર)

- હરબાજી (પૃ. ૩૭૮થી ચાલુ)
  - ખેમબાજી
    - સોણંબાજી કે સોંદરબાજી
      - વાઘબાજી
        - સબળસંગજી
          - જેસીંગજી
            - વજેસંગજી પહેલા
              - દુરજનસંગજી પહેલા
                - ભગવતસંગજી (દત્તક પરતાપસંગજીના પુત્ર)
                  - ગુમાનસંગજી (દત્તક માધવબાવાના પુત્ર)
                    - નારબાજી ઉર્ફે દુરજનસંગજી બીજા (દત્તક ખુશાલસંગજીના પુત્ર)
                      - હમીરસંગજી (દત્તક ચંદરસંગજીના પુત્ર)
                        - વજેસંગજી બીજા
                  - માધવબાવા
                    - ગુમાનબાવા (ભગવતસંગજીની ગાદી પર બેઠા)
                  - ખુશાલસંગજી
                    - નારબાજી (ગાદી પર બેઠા પછી દુરજનસંગ નામ રાખ્યું. ગુમાનસંગની ગાદી પર બેઠા)
                  - હીંમતબાવ
                    - ચંદરસંગ
                      - હમીરસંગ (દુરજનસંગજી બીજાની ગાદી પર બેઠા)
            - જગતસંગજી
              - વખતસંગજી
        - વીરબાજી
          - હરીસંગજી
            - ભાઇબાજી
              - પરતાપસંગજી
                - ભગવતસંગજી (દુરજનસંગજી પહેલાની ગાદી પર બેઠા)
  - ભોજબાજી (ચાલુ પૃ. ૩૮૦ પર)
  - રામબાજી (વંશજો હાલ માંડવી, કાટકુવા–કોસાડી ઇત્યાદિ ગામોમાં હૈયાત છે)


ભોજબાજી (પૃ. ૩૭૯થી ચાલુ)
ખોઆજી
માલજી
ગોપાળજી
ભોજબાજી
ભીમજી
ભીખજી
ચાંદબાજી
વીરબાજી
ગાંગબાજી
માલજી
વીરમજી (ઉર્ફે ભીમજી)
રૂપબાજી
ામબાજી
રૂપબાજી
કાનબાજી
ધરમબાજી
બાપુજી
નાથજીબાવા (રૂપબાજીને ત્યાં દત્તક ગયા)
નાથજીબાવા (બાપુજીના પુત્ર દત્તક આવ્યા)
દાદાબાવા
રામબાજી
પરતાપસંગજી
ખુશાલસંગજી (રામબાજીના મુખ્ય વડીલ વંશમાં માધુબાવાના બીજા પુત્ર દત્તક આવ્યા)
(ચાલુ પૃ. ૩૮૧ પર)


ખુશાલસંગજી (પૃ. ૩૮૦થી ચાલુ)
રાયસિંહ
ચંદ્રસિંહ
તખતસિંહ
દુરજનસિંહ
દોલતસિંહ
ગંભીરસિંહ
રામસિંહ
કેસરીસિંહ
કુવેરસિંહ
પ્રતાપસિંહ
જીવાનસિંહ
રણજીતસિંહ
મોતીસિંહ
નરેન્દ્રસિંહ
દિગ્વિજયસિંહ

## निशानी अ

श्री बालाजी बाजीराव प्रधान याणी मांडवी स्वस्यानचा राजा दुरजनर्सीग याम पत्र लीहले चंद्र ९ सायान सुरसन सन ११५२. इस्वीसन १७५२ त्याचा तरजमा—

मांडवी स्वस्थान तुमचे आहे तुमी हरेक प्रकारे अमांसी ईमाने इतबारे चालत आला मणुन गायकवाडानी तुमचे फार नुकसान केले मणुन तुमास पुष्कळ दिवस परोयत हजुर रहावे लागेल इश्वरकृपाणे गुजरातचा मुलुक ह्या सरकारा कडे मणजे पेश्वाकडे आला आहे. तुमी इमाने इतबारे चालल्या मुले तुमचे प्राचीन स्वस्थानावर तुमास कायम केले आहे मणुन तुमी इमाने इतबारे चालावे आणी तुमी आपले स्वस्थानाचो स्वस्तपण उपभोग करावा मुख्य गोष्ट हो की तुमी विश्वासाने वागावे फार काय लीहु

*

## निशानी ब

बालाजी बाजीराव प्रधान याणी सुरत अठावीसो परेती पक प्रगण्यातील देशमुख व देशपांडे याम हुकम लीहला चंद्र ९ सायान सरु सन ११५२ मु. सन १७५२ इस्वी त्याचा तरजमा—

सलाम

राजा दुरजनर्सीग याणी जाहेर केले की सदरहु लोहलेले प्रगण्यात पुर्वी पासुन अमास गीरासाचा हक मीलत आहे तो चालवीण्या बोशी कृपा करुन ह्या सरकारा आतुन सनद करुन द्यावी त्या वरुन त्याची वीनती मान्य

करुन हुकम करण्यात यतो की राजाकडे फार प्राचिन काला पासुन गीरासा चाहक चालत आहे मणुन तुमास हुकुम केला जातो जे तुमी राजा कडे जाउन त्यानला जो गीरास पावत आहे तो त्यास कडे चालवाया.

*

## નિશાની ૬

माधवराव बलाल प्रधान याणी गोवींदराव गायकवाड यास पत्र लीहले चंद्र १४ सवाल सरु सन ११६९ मु. ता. २१ फेब्रुआरी सने १७६९ इस्वी.

सलाम

दुरजनसींगाचे मांडवी स्वस्थानात तुमचे फोजेने फारज दंगा मांडला आहे आणी त्याज पासुन घास दाण्या बदल दोन महीनाचे मुदतीचा आठ हजार ८००० रुपीआचा दस्तावेज करुन घेतला आहे ही गोष्ट राजाकडुन अमांस जाहीर झाली राजा अमाचा दोस्त आहे आंणी त्याणी हली ह्या सरकाराचे नोकरीत माणसे ठेवोली आहेत आणी ह्या सरकारातुन त्यासी ठराव झाला आहे तुमाकडुन त्यास उपसर्ग लागणार नाही मणुन मी तुमास हे पत्र लीहुन सांगतो की असे प्रकारचा उपद्रव तुमाकडुन त्यास पुढे लागु नए जर तुमी त्याज पासुन घासदाण्या बदल दस्तावेज घेतला असल्यास परत घावा त्या बाबे तुमी फतेसींग गायकवाड यांस लीहुन राजाचा यथायोग्य रीतीने बंदोबस्त व्हावा साराउस दामाजी गायकवाड याज पासुन चार्ज आल्या प्रमाणे तुमी आपले वरतणुक ठेवावी फार काय लीहु माझे सर्व सांगणे इतकेच आहे.

શ્રી. ૧૦૮ ચંદ્રકુલોદભવ પાંડવીશાખા ચૌલુક્ય ચુડામણિ મહિડા
મહેન્દ્ર મંડપિપુર નરેશ માંડવા નિવાસી શ્રી મહારાણા કુમાર
શ્રી ૧૧ રણજીતસિંહજીના પુત્ર શ્રી૧૧ નરેન્દ્રસિંહજીના પાદપંકજે

## સ્નેહાંજલી લઘુકાવ્ય અર્પણ

॥ શ્રી ૧૧ મોતીસિંહજીના સ્મરણે ॥

મનહર...વિદ્યાના વિલાસી સાર સાહિત્ય પ્રકાશી બહુ ।
સાહિત્યના ધ્વનિ માંહી મૌજ લહેર માણી છે. ॥
કાવ્યનો વિનોદ અતિ, જ્ઞાન શુભ ધર્મ પ્રતિ ।
પ્રીત શુભ કાર્ય વિશે, ઉચ્ચનીતિ આણી છે ॥
રણજીતસિંહ પુત્ર, કુમાર શ્રી મોતીસિંહ ।
ચૌલુક્ય નરેશ એશ, મહિડા પ્રમાણિ છે ॥
પ્રેરક શુભ કર્મ ધર્મ, અધર્મ ઉચ્છેદી મળ ।
શૂળ દુષ્ટાચારી પર, જીતસીંહે વખાણી છે. ॥૧॥

॥ શ્રી ૧૧ નરેન્દ્રસિંહજીના ચરણે ॥

મનહર ..ક્ષત્રીઓના છત્ર, છત્રધારીઓમાં મુકુટમણિ ।
છાજત છટાથી ક્ષીતી ક્ષેમના છવૈયા છે. ॥
મંડપીપુરેશ લેશ વ્યસન વિહિન વપુ ।
ધારી ક્ષાત્રધર્મ કર્મ શ્રેષ્ટના રચૈયા છે ॥
મહિડા મહેન્દ્રશ્રી નરેન્દ્રસિંહજી કુમાર ।
દાતા છે આપ અને વિદેશ વિચરૈયા છે ॥
જ્ઞાતા છે જ્ઞાનમાં પ્રદાનમાં પરમ પ્રીત ।
નીત સહુ રૂડી શ્રી રણજીતના કનૈયા છે ॥૧॥

દોહરા મહલ બનાવ્યા ખંતથી, વિવિધ વસ્તુ ભંડાર ।
વિદ્યુત, જલપ્રવાહ સહ, શોભા અપરમપાર ॥૧॥
વિદેશ ખાતે વિહરવા, એરોપ્લેન અનુપ ।
સરવિસ કીધી સ્નેહથી, શ્રી નરેન્દ્રસિંહજી ભૂપ ॥૨॥

લી. ભવદિય
વડોદરા—સુલતાનપૂરા—નિવાસી, રજવાડી વંશાવળીયા
બારોટ જીતસિંહજી લંજીભાઇના શુભાશિષ.
શુભં ભવતુ......શ્રીરસ્તુ ॥

॥ ધાન્યં ધનં પશું બહુ પુત્ર લાભં, શત્ સંવત્સરં દીર્ઘમાયુઃ ॥